# ગોદાન

[ ઉત્તરાર્ધ ]

પ્રેમચંદજી

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો :: અમદાવાદ

શ્રી. પ્રેમચંદજી કૃત

# ગોદાન

[ ઉત્તરાર્ધ ]

: અનુવાદક :

માણેકલાલ ગોવિંદલાલ જોશી

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : : અમદાવાદ

પ્રકાશક :
શંભુલાલ જગશી શાહ,
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો : અમદાવાદ.



પ્રથમ આવૃત્તિ

ઈ. સ. ૧૯૩૯ : વિ. સં ૧૯૯૬

૨-૮-૦

મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્ય પ્રકાશ મુદ્રણાલય,
પાનકોરનાકા : અમદાવાદ.

## પ્રકાશકનું નિવેદન

જે થોડાક સાહિત્યકારોને ગુજરાતે પોતાના કરીને અપનાવેલા છે, તેમાં સ્વ. શ્રી. પ્રેમચંદજીનું સ્થાન મોખરે છે. તેમની એક પ્રખ્યાત નવલ-કથાનો ઉત્તરાર્ધ રજૂ કરતાં અમને અત્યંત હર્ષ થાય છે. પૂર્વાર્ધ રજૂ કર્યાં બાદ આ ઉત્તરાર્ધ જરા લાંબે સમયે પ્રસિદ્ધ થાય છે, તે માટે અમે અમારા ગ્રાહકોની તથા ગુજરાતી વાચકવૃંદની ક્ષમા યાચીએ છીએ.

'ગોદાન' હિંદીમાં પ્રસિદ્ધ થયું કે તરતજ તેને ગુજરાતીમાં પ્રગટ થતું જોવાની શ્રી. પ્રેમચંદજીની ઇચ્છા હતી; પરંતુ કમનસીબે એ જોવા આજે એ નથી રહ્યા, અને એટલું દુ:ખ અમને પણ રહી જાય છે. પુસ્તક જેમ બને તેમ વહેલું પ્રસિદ્ધ કરવા અમે ગોઠવણ કરેલી પરંતુ કેટલાક અણધાર્યા સંજોગો અમારી એ ગોઠવણની આડે આવ્યા અને પરિણામે શ્રી. પ્રેમચંદજીની એ ઇચ્છા અધૂરી જ રહી.

આ વર્ષનું બીજું પુસ્તક તૈયાર થઈ રહ્યું છે, જે માહ માસ લગભગ ગ્રાહકોને મોકલવામાં આવશે.

—પ્રકાશક

# અનુવાદકના અન્ય ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| ૧. | દિલારામ | ( નવલકથા ) | ૧–૮–૦ |
| ૨. | પ્રેમળ જ્યોતિ | ( ,, ) | ૧–૮–૦ |
| ૩. | કર્મભૂમિ ભા. ૧ લો | ( સ્વ. પ્રેમચંદજી કૃત ) | ૨–૦–૦ |
| ૪. | ,, ભા. ૨ જો | ( ,, ) | ૨–૮–૦ |
| ૫. | નિર્મળા | ( ,, ) | ૧–૪–૦ |
| ૬. | ગોદાન–પૂર્વાર્ધ | ( ,, ) | ૨–૮–૦ |
| ૭. | ,, –ઉત્તરાર્ધ | ( ,, ) | ૨–૮–૦ |
| ૮. | દત્તા | ( શરદબાબુ કૃત ) | ૨–૦–૦ |
| ૯. | અનુરાધા | ( ,, ) | ૨–૦–૦ |
| ૧૦. | અલકા | ( ,, ) | ૧–૮–૦ |
| ૧૧. | રાજમોહન | ( બંકિમબાબુ કૃત ) | ૧–૮–૦ |
| ૧૨. | શા માટે બંધન ? | ( રશિયન વાર્તા ) | ૧–૪–૦ |
| ૧૩. | ઝૂરતું હૃદય | ( બે રશિયન વાર્તા ) | ૦–૫–૦ |
| ૧૪. | યામા (આવૃત્તિ બીજી) | ( રશિયન નવલકથા ) | ૪–૦–૦ |

હવે પછી :

લગ્ન રહસ્ય

હારજીત ( નવલકથા )

પુરુષ

# પ્રકરણ ૧ લું.

ખન્ના અને ગોવિંદી વચ્ચે અનુરાગ ન હતો. શાથી અનુરાગ નહોતો, એ બતાવવું મુશ્કેલ હતું. જ્યોતિષના હિસાબે એમના ગ્રહોમાં વિરોધ હતો, જો કે લગ્ન સમયે તો ગ્રહો અને નક્ષત્રોને બરાબર રીતે ખુશ કરવામા આવ્યા હતા. કામશાસ્ત્રના હિસાબે આ અણબનાવનું રહસ્ય કાંઈક બીજું જ હોવાનો સંભવ હતો અને મનોવિજ્ઞાનવાળા વળી કાંઈક બીજું જ કારણ બતાવી શકે તેમ હતું. એ જે હોય તે અમે તો માત્ર એટલું જ જાણીએ છીએ કે એમની વચ્ચે અનુરાગ ન હતો. ખન્ના ધનવાન હતો, રસિક હતો, મિલનસાર હતો, રૂપવાન હતો, ખૂબ ભણેલોગણેલો પણ હતો અને નગરના આગેવાન ગૃહસ્થોમાં તેની ગણતરી પણ થતી હતી. ગોવિંદી ભલે અપ્સરા ન હોય, પરંતુ રૂપવતી તો અવશ્ય હતી—ઘઉંવર્ણો રંગ, લજ્જાશીલ આંખો, જે એક વાર સામે ઊંચી થઈ પુનઃ ઢળી જતી. કપોલપ્રદેશ પર લાલી ભલે ન હોય પરંતુ ચમકાટ તો જરૂર હતો. ગાલ કોમળ, અંગવિન્યાસ સુડોળ, ગોળ હાથ, મુખ પર એક પ્રકારની અરુચિ, કે જેમાં કાંઈક મદની ઝલક પણ હતી—જાણે કે તે સંસારના વ્યવહાર અને વ્યાપારને તુચ્છ સમજતી હતી. ખન્ના પાસે વિલાસનાં બાહ્ય સાધનોની ખોટ ન હતી—વિશાળ બંગલો, ઉત્તમ પ્રકારનું રાચરચીલું, ઊંચામાં ઊંચી જાતની મોટર અને અપાર ધન હતાં; પરંતુ ગોવિંદીની દૃષ્ટિમાં જાણે કે આ વસ્તુઓનું કશું મૂલ્ય જ નહોતું,

આ ખારા સાગરમાં તે તરસી જ પડી રહેતી. બાળકોનું લાલનપાલન અને ઘરસંસારનાં નાનાં મોટાં કામ એ જ એને માટે સર્વસ્વ હતું. તે એ બધામાં એટલી બધી વ્યસ્ત રહેતી કે તેને ભોગવિલાસ પ્રતિ જોવાની ફુરસદ જ મળતી નહોતી. આકર્ષણ એ કઈ વસ્તુ છે અને એ કેવી રીતે ઉત્પન્ન થાય છે, એ વિષે એણે કદાપિ પણ વિચાર નહોતો કર્યો. એ એમ માનતી કે પોતે પુરુષને રમવાનું રમકડું નથી, કે નથી એના માત્ર ભોગની વસ્તુ—પછી શા માટે પોતે આકર્ષક બનવાનો પ્રયાસ કરવો. જો પુરુષ એનું સાચું સૌંદર્ય જોવાનો પ્રયત્ન ન કરે અને પરરમણીઓની પાછળ પાછળ ભટકયા કરે, તો નસીબ એનાં. પોતે તો પોતાની જ રીત મુજબનાં પ્રેમ અને નિષ્ઠાથી પતિની સેવા કર્યા કરતી—જાણે કે દ્વેષ અને મોહ જેવી ભાવનાઓને તેણે જીતી લીધી હતી. અને આ અપાર સંપત્તિ તો જાણે એને કચડી નાખતી હતી, એને દબાવ્યા કરતી હતી. આ આડંબર અને પાખંડમાંથી મુક્ત થવા માટે તેનું મન સદા તલસ્યા કરતું હતું. પોતાના સરળ અને સ્વાભાવિક જીવનમાં પોતે કેટલી સુખી રહી શકતી હતી, તેનાં જ એ નિત્ય સ્વપ્ન જોયા કરતી. તો પછી શાથી માલતી તેના માર્ગમાં આવી આડખીલીરૂપ થતી હતી, શાથી પોતાને ત્યાં વાર-વનિતાઓનાં નાચગાનના મુજરા ગોઠવાતા હતા, શાથી આ સંદેહ અને કૃત્રિમતા અને અશાંતિ પોતાના જીવનપથમાં કંટકરૂપ નીવડતાં હતાં? ઘણાં વર્ષો પૂર્વે જ્યારે એ કન્યાશાળામાં ભણતી હતી, ત્યારથી એને એવી કવિતાઓ રચવાનો રોગ લાગુ પડ્યો હતો, કે જેમાં દુ:ખ અને વેદના જ જીવનનાં તત્ત્વ મનાતાં, જેમાં સંપત્તિ અને વિલાસ તો માત્ર હોળી કરી સળગાવી મૂકવા માટે જ માનવામાં આવતાં, કારણકે એ માનવીને અશાંતિ અને અસત્ય તરફ ઘસડી જનારાં હતાં. તે હવે પણ કયારેક કયારેક કવિતાઓ રચતી, પરંતુ એ સંભળાવવી કોને? તેની કવિતા એ માત્ર મનના તરંગ કે ભાવનાનાં ઉડ્ડયનો જ નહોતાં. તેના એક એક શબ્દમાંથી તેના જીવનની વ્યથા અને તેનાં

આંસુઓની ઠંડી આહ ટપકતી—કોઈ એવા પ્રદેશમાં જઈ વસવાની લાલસા કે જ્યાં એ પાખંડ અને વાસનાઓથી દૂર પોતાની શાંત એકાંત કુટિરમાં સરળ આનંદનો ઉપભોગ કરતી હોય. ખન્ના તેની કવિતાઓ જોતો, ત્યારે એની મશ્કરી ઉડાવતો અને ક્યારેક ક્યારેક ફાડીને ફેંકી દેતો. સંપત્તિની આ દીવાલ દિનપ્રતિદિન ઊંચી ને ઊંચી જ વધતી જતી હતી અને એ આ દંપતીને એકબીજાથી વધુ ને વધુ દૂર અને પૃથક્ કરતી જતી હતી. ખન્ના પોતાના ગ્રાહકો સાથે જેટલો મીઠો અને નમ્ર હતો, તેટલો જ ઘરમાં કટુ અને ઉદ્દંડ હતો. હંમેશા ક્રોધે ભરાઈ તે ગોવિંદીને અપશબ્દો કહી બેસતો, શિષ્ટતા તો એને માટે માત્ર જગતને ઠગવાનું એક સાધન હતું—મનના સંસ્કાર નહિ. એવા પ્રસંગોએ જ્યારે ગોવિંદી પોતાના ઓરડામાં જઈ બેસતી અને રાતની રાતો રુદનમાં જ વીતાવતી, ત્યારે ખન્ના દીવાનખાનામાં મુજરાઓની મોજ લૂંટતો અથવા તો કલબમાં જઈને શરાબના બાટલા ઢીંચતો. પરંતુ આ બધું હોવા છતાં ગોવિંદીને મન ખન્ના એ જ એનું સર્વસ્વ હતો. એનાથી લડતી, ઝગડતી, રડતી; પરંતુ હતી તો એની જ. તેનાથી પૃથક જીવનની તે કલ્પના જ કરી શકતી નહોતી.

આજ શ્રીયુત ખન્ના કોક અભાગિયાનું મોં જોઈને ઊઠ્યા હતા. સવારમાં ઊઠતાં જ વર્તમાનપત્ર ખોલ્યું તો એમના કેટલાય શેરોના ભાવ ગગડી ગયા હતા, જેને પરિણામે એમને કેટલાય હજારોની ખોટ આવતી હતી. ખાંડની મિલમાં મજૂરોએ હડતાલ પાડી હતી અને તોફાન કરવા કમર કસી હતી. સારો નફો મળશે એ આશાએ ચાંદીની પાટો ખરીદી હતી, પરંતુ તેનો તો આજે કાલ કરતાં પણ ભાવ વધુ ઊતરી ગયો હતો. રાવસાહેબ સાથે જે સોદાની વાટાઘાટ ચાલતી હતી અને જેમાંથી તેમને સારો નફો મળવાની આશા હતી, તે વાટાઘાટ ઠંડી પડતી જતી જણાતી હતી. તે સિવાય રાતના ખૂબ દારૂ પીધો હોઈ અત્યારે માથું ભારેભારે લાગતું હતું અને દેહ આખો

જાણે તૂટી પડતો હતો. બહાર આવતાં જ શોફરે મોટર બગડી ગયાના શુભ (!) સમાચાર આપ્યા અને પાછળ જ લાહોરમાં તેમની બેંક પર કોઈએ દીવાની દાવો દાખલ કર્યાના સમાચાર સંભળાવ્યા. આ બધી વાતોથી અત્યંત ચિંતાતુર થઈ એ દીવાનખાનામાં લમણે હાથ દઈને બેઠા હતા, એવામાં ગોવિંદીએ આવીને કહ્યું: "ભીષ્મને તો આજે પણ તાવ નથી ઊતર્યો. કોઈ ડૉક્ટરને બોલાવો."

ભીષ્મ એમનો સૌથી નાનો પુત્ર હતો અને જન્મથી જ એ દુર્બળ હોવાના કારણે તેના નામની રોજ ને રોજ કાંઈક ફરિયાદ ચાલુ રહ્યા કરતી. આજે ખાંસી તો કાલે તાવ, તો ક્યારેક ઝાડા, તો ક્યારેક વળી વરાધ. દસ મહિનાનો થયો હતો, છતાં ચાર પાંચ માસના બાળક જેટલો લાગતો હતો. ખન્નાને તો ખાતરી થઈ ચૂકી હતી કે આ બાળક જીવવાનો નથી, તેથી તેના પ્રતિ ઝાઝું ધ્યાન આપતા નહિ. પરંતુ ગોવિંદી તો ઊલટું આ જ કારણસર તેને બધાંય બાળકો કરતાં વધુ સ્નેહ કરતી.

ખન્નાએ પિતાનો સ્નેહભાવ દેખાડતાં જણાવ્યું: "બાળકોને જરા જરામાં દવા ખવડાવવાની ટેવ પાડવી ન જોઈએ અને તને તો દવા પાવાનો જાણે રોગ જ લાગુ પડ્યો છે. જરા કાંઈક થયું નહિ કે બોલાવો ડૉક્ટરને. એક દિવસ વધુ રાહ જુઓ, આજે તો હજી ત્રીજો દહાડો છે ને! કદાચ આજે તાવ એની મેળે જ ઊતરી જશે."

પરંતુ ગોવિંદીએ પોતાની વાતનો આગ્રહ કરતાં કહ્યું: "ત્રણ દહાડા થયા તાવ નથી ઊતર્યો. ઘરગથુ દવાઓ કરીને હવે તો હું થાકી ગઈ."

ખન્નાએ પૂછ્યું: "સારું, ડૉક્ટરને બોલાવું છું. કોને બોલાવીશું?"

"ડૉક્ટર નાગને બોલાવો."

"વારું, એને જ બોલાવવા માણસ મોકલું છું, પરંતુ એટલું ધ્યાનમાં રાખજે કે નામ મોટું હોય તેથી તે સારો જ ડૉક્ટર હશે,

એવું નથી હોતું. નાગ ફી ભલે ગમે તેટલી મોટી લેતો હોય, પરંતુ એની દવાથી કોઈનેય આરામ થયો હોય એવું મારા સાંભળવામાં આવ્યું નથી. એ તો દરદીઓને સ્વર્ગમાં મોકલવા માટે જ મશહૂર છે."

"તો તમને જે ગમતો હોય એને બોલાવો. મેં તો નાગનું નામ એટલા માટે દીધું હતું કે તે કેટલીય વાર આપણે ત્યાં આવી ચૂક્યો છે."

"મિસ માલતીને બોલાવરાવું તો ? એક તો એ ફી પણ ઓછી લે છે અને વળી સ્ત્રી ડોક્ટર બાળકનું દરદ જેટલું સારી રીતે સમજે એટલું મરદ ડોક્ટર ન સમજી શકે."

ગોવિંદીએ અંતરમાંથી સળગી જતાં જણાવ્યું: "હું માલતીને ડૉક્ટર નથી ગણતી."

ખન્નાએ પણ તેજ આંખોથી જોતાં કહ્યું: "તો એ વિલાયત શું ઘાસ ખોદવા ગઈ હતી ? આજે હજારો માણસોને એ જીવનદાન દઈ રહી છે, એ તો જાણે તારા કશા હિસાબમાં જ નહિ હોય ?"

"હશે, પરંતુ મને એના પર શ્રદ્ધા નથી. એ પુરુષોના દિલની દવા ભલે કરે—એ સિવાય બીજા કશા દરદની દવા તે જાણતી નથી."

બસ ખલાસ. ખન્ના ગર્જવા લાગ્યા. ગોવિંદી વરસવા લાગી. એમની વચ્ચે માલતીનું નામ આવી જવું એ જ જાણે અલ્ટીમેટમ રૂપ હતું.

ખન્નાએ હાથમાંના બધા કાગળો ભોંય પર ફેંકી દઈને કહ્યું: "તારી સાથે તો મારું જીવતર ધૂળધાણી થઈ ગયું."

ગોવિંદીએ પણ તીખા સ્વરે જવાબ આપ્યો: "તો માલતી સાથે જ લગ્ન કરી લો ને! હજી ક્યાં સમય વહી ગયો છે—જો ત્યાં તમારી દાળ ગળતી હોય તો !"

"તું મને શું સમજે છે ?"

"માલતી તમારા જેવાઓને પોતાના ગુલામ બનાવીને રાખવા ઇચ્છે છે—પતિ બનાવીને નહિ !"

"તારી નજરમાં હું એટલો બધો હલકટ છું ?"

અને તેમણે એની વિરુદ્ધમાં પ્રમાણો આપવાનો પ્રારંભ કરી દીધો. અરે, માલતી પોતાનો જેટલો આદર કરે છે, એટલો તે ભાગ્યે જ બીજા કોઈનો કરતી હશે. રાયસાહેબો અને રાજાસાહેબોની તો સામું પણ એ જોતી નથી; પરંતુ પોતાની સાથે જો એક દિવસ પણ મુલાકાત વિના ખાલી પડે છે, તો તરત જ ફરિયાદ કરે છે....

ગોવિંદીએ એ બધાં પ્રમાણોને એક જ ફૂંકમાં ઉડાવી દીધાં: "એટલા જ માટે કે એ તમને સૌથી મોટા આંખોના આંધળા માને છે, બીજાઓને એટલી સહેલાઈથી એ બેવકૂફ નથી બનાવી શકતી."

ખન્નાએ ડીંગ હાંકી: "અરે, હું ધારું તો અત્યારે તેને લાવીને મારા ઘરમાં બેસાડું. હમણાં, અબઘડીએ જ ..."

પરંતુ ગોવિંદીને એ વાતમાં જરા પણ વિશ્વાસ નહોતો. તે બોલી: "અરે, તમે સાત જન્મ સુધી તેના પગ આગળ જઈને નાક રગડો, તોપણ એ તમારી સાથે લગ્ન કરવાની હા ન પાડે. તમે તો એના ટટ્ટુ છો. તમને એ ઘાસ ખવડાવશે. ક્યારેક ક્યારેક તમારું મોં પંપાળશે, તમારી પીઠે હાથ ફેરવશે; પરંતુ એ બધુંય એટલા જ માટે કે એ તમારા પર સવાર થઈ શકે—તમારા જેવા એક હજાર હૈયાના ફૂટ્યા એ ખીસામાં રાખીને ફરે છે."

ગોવિંદીએ આજે જીભ પરનો કાબૂ ગૂમાવી દીધો હતો. આજે તો જાણે એ ખન્ના સાથે લડવાનો જ નિશ્ચય કરીને આવી હોય એમ લાગતું હતું. ડૉક્ટરને બોલાવવાનું તો કેવળ બહાનું હતું. ખન્ના પોતાની લાયકાત, દક્ષતા તથા પુરુષત્વ પરનો આવડો મોટો આક્ષેપ શી રીતે સહન કરી શકે !

"તારા મત મુજબ જો હું હૈયાનો ફૂટ્યો અને મૂર્ખ છું, તો

આ હજારો માણસો શું કરવા મારી દાઢીમાં હાથ ઘાલવા આવતા હશે! એવો કયો રાજા કે તાલુકદાર છે કે જે મને દંડવત્ નથી કરતો? એવા તો સેંકડોને મેં મારી હથેલીમાં રમાડયા છે."

"ત્યારે એ જ તો માલતીની ખૂબી છે કે જેઓ બીજાઓને સીધા અસ્તરે મૂંડતા હોય છે, એમને એ ઊલટા અસ્તરે મૂંડે છે."

"તું માલતીનું ભલે ગમે તેટલું વાંકું બોલે, પણ તું એના પગની ધૂળની તોલે પણ આવવાની નથી."

"મારા હિસાબે તો એ વારવનિતા કરતાં પણ હલકી છે; કારણકે તે પડદા પાછળ રહીને શિકાર ખેલે છે."

બન્નેએ પોતપોતાનાં અગ્ન્યાસ્ત્ર ફેંકયાં હતાં. ખન્નાએ ગોવિંદીને બીજી ગમે તેટલી કઠોરમાં કઠોર વાત કહી હોત છતાં તેને આટલું ખરાબ ન લાગત, પરંતુ માલતી સાથે ખન્નાએ તેની કરેલી આ ઘૃણિત તુલના તેની સહિષ્ણુતા માટે અસહ્ય હતી. ગોવિંદીએ પણ ખન્નાને ગમે તે કહ્યું હોત છતાં તે આટલો બધો ગુસ્સે ન થયો હોત. પરંતુ માલતીનું આવું ભયંકર અપમાન તે સહી નહોતો શકતો. બન્ને એકબીજાનાં કોમળ સ્થળોથી પરિચિત હતાં. બન્નેએ આબાદ નિશાન તાકયાં હતાં અને પરિણામે બન્નેએ માઝા મૂકી દીધી હતી. ખન્નાની આંખો લાલઘૂમ થઈ ગઈ. ગોવિંદીનું મુખ પણ લાલચોળ થઈ ગયું. ખન્ના આવેશમાં આવી ઊભો થઈ ગયો, ગોવિંદીના બન્ને હાથ પકડીને આમળ્યા અને તેને ત્રણ ચાર તમાચા ખેંચી કાઢયા. ગોવિંદી રોતી રોતી ઘરમાં ચાલી ગઈ.

થોડી વાર બાદ ડૉકટર નાગ આવ્યો, સિવિલ સર્જન ડૉ. ડાડ આવ્યા, ભિષગાચાર્ય નીલકંઠ શાસ્ત્રી પણ આવ્યા; પરંતુ ગોવિંદી બાળકને લઈને પોતાના ઓરડામાં જ બેસી રહી. કોણે શું કહ્યું, શો રોગ જણાવ્યો, એની તેને જરા પણ માહિતી નહોતી. જે વિપત્તિની એ માત્ર કલ્પના જ કરતી હતી, તે આજે પ્રત્યક્ષ આવીને

શિર પર ચડી બેઠી હતી. ખન્નાએ આજે જાણે કે તેની સાથેનો બધોય સંબંધ જ તોડી નાખ્યો હતો—જાણે કે તેને ઘરમાંથી બહાર હાંકી કાઢીને તેને માટે દ્વાર બંધ કરી દીધાં હતાં. જે સૌંદર્યનું બજાર માંડીને બેઠી હતી, જેનો પડછાયો પણ પોતાના પર ન પડે તેમ તે ઇચ્છતી હતી, તે . . . . તે આજે પોતાના પર પરોક્ષરૂપે શાસન કરતી હતી ? નહિ, એમ કદાપિ પણ નહિ બની શકે. ખન્ના ગમે તેવો તોય પોતાનો પતિ છે. તેને સમજાવવાનો, બે કડવા બોલ કહેવાનો પોતાને અધિકાર છે, એના મારને પણ પોતે શિરોધાર્ય કરી શકે છે, પરંતુ માલતીનું શાસન ! અસંભવ ! પરંતુ જ્યાંસુધી બાળકને તાવ ન ઊતરે, ત્યાંસુધી પોતે કશું જ કરી શકે એમ નહોતી. આત્માભિમાનને પણ કર્તવ્ય સમક્ષ માથું નમાવવું પડે છે.

બીજે દિવસે બાળકનો તાવ ઊતરી ગયો. ગોવિંદીએ એક ભાડાની ગાડી બોલાવી અને તેમાં બેસીને તે બહાર જવા નીકળી. જ્યાં પોતાનો આટલો બધો અનાદર થતો હોય, ત્યાં પોતે શા રીતે રહી શકે ! આઘાત એટલો કઠોર હતો કે બાળક પ્રત્યેનો મોહ પણ તૂટી ગયો હતો. એના પ્રતિ પોતાનો જે ધર્મ હતો, તે પોતે પૂરો કરી ચૂકી છે. હવે જે બાકી છે, તે ખન્નાનો ધર્મ છે. હા, ગોદમાંના બાળકને તે કેમે કરીને છોડી શકે એમ નહોતી. એ તો એના પ્રાણ સાથે જોડાયેલું છે અને આ ઘરમાંથી પોતે પહેર્યે કપડે જ નીકળી પડશે. અન્ય કોઈ વસ્તુ એને નહિ ખપે. એ એમ માને છે કે હું આનું પાલન કરું છું. ગોવિંદીએ એવું દેખાડી દેવાનો નિશ્ચય કર્યો હતો કે એમના રક્ષણમાંથી નીકળી ગયા પછી પણ પોતે જીવતી રહી શકે છે. ત્રણે બાળકો તે સમયે રમવા ગયાં હતાં. ગોવિંદીને મનમાં થયું કે એક વાર એ બધાને વહાલ કરી લઉં; પરંતુ ના, પોતે ક્યાંય નાસી તો નહોતી જતી. બાળકોને જો પોતાના પ્રતિ પ્રેમ હશે, તો તેઓ જરૂર તેની પાસે આવશે અને તેના ઘરમાં રમશે. પોતે પણ જ્યારે જરૂર પડશે ત્યારે આવીને છોકરાંને જોઇ જશે. માત્ર

એક વસ્તુ ચોક્કસ હતી કે પોતે હવે ખન્નાનો આશ્રય લેવા નહોતી માગતી.

સાંજ પડી ગઈ હતી. બાગમાં લોકોની ભીડ જામી હતી અને ઘણા માણસો લીલોતરી પર આડા પડી આનંદ લૂટતાં હતા. ગોવિંદી હજરતગંજ થઈને સંગ્રહસ્થાન તરફ જતી હતી ત્યાં માર્ગમાં જ સામેથી માલતી અને ખન્ના એક મોટરમાં આવતાં દેખાયાં. તેને એવું લાગ્યું કે જાણે ખન્નાએ પોતાના તરફ ઇશારો કરીને કાંઈક કહ્યું અને તે સાંભળીને માલતીએ સ્મિત કર્યું. ના, ના, એ તો કદાચ પોતાનો માત્ર ભ્રમ જ હશે. ખન્ના માલતી સમક્ષ પોતાની નિંદા તો ન જ કરે, પરંતુ એ કેટલી બેશરમ છે! સાંભળ્યું છે કે એને પ્રેકટીસ પણ સારી ચાલે છે, ઘરની પણ સુખી છે, છતાં કોણ જાણે શાથી આમ પોતાને વેચતી ફરે છે! શુંય કારણ છે કે પરણી જતી પણ નથી. પરંતુ એની સાથે પરણે પણ કોણ? ના, ના, એમ વાત નથી. પુરુષોમાં એવા ઘણાય મૂર્ખો મળી આવે કે જેઓ એને પોતાની બનાવીને પોતાને ધન્ય માનવા તત્પર થાય; પરંતુ માલતી પોતે જ કોઈને પસંદ કરે તો ને! અને લગ્નમાં શું સુખ ભરી મૂકયું છે! લગ્ન નથી કરતી, એ જ ઘણું સારું છે. અત્યારે બધાય એના ગુલામ છે. લગ્ન કર્યા બાદ તો એ એક દાસી જેવી થઈ જવાની, એટલે નથી પરણતી એ સારું જ કરે છે. અત્યારે તો આ મહાશય પણ એનાં તળિયાં ચાટે છે; પણ જો એમની સાથે એ પરણી જાય, તો તો પછી એ જ મહાશય ઊલટા એના પર રોફ કરવા લાગે; પરંતુ એમ એ ક્યાં રસ્તામાં પડી છે! એમની સાથે એ પરણે જ શાની? આ સમાજમાં હજી એના જેવી બે ચાર વધુ સ્ત્રીઓ હોય તો ઠીક થાય—પુરુષોના કાન તો આમળતી રહે!

આજે ગોવિંદીના હૃદયમાં માલતી પ્રતિ ખૂબ જ સહાનુભૂતિ ઉત્પન્ન થઈ આવી. તેને એમ લાગ્યું કે પોતે માલતી પર આક્ષેપ મૂકીને એને ઘોર અન્યાય કરી રહી છે. શું મારી દશા જોઈ ને એની

આંખો નહિ ઊઘડતી હોય ! વિવાહિત જીવનની દુર્દશા સગી નજરે જોયા બાદ જો એ આ લગનની જાળમાં નથી ફસાતી, તો એમાં એ ખોટું શું કરે છે ?

સંગ્રહસ્થાનમાં સર્વત્ર નિઃશબ્દતા પ્રસરેલી હતી. ગોવિંદીએ ગાડી ઊભી રખાવી અને બાળકને લઈને લીલોતરી તરફ વળી, પરંતુ હજી એ ત્રણ ડગલાં આગળ વધી નહોતી કે પગમાંનાં ચંપલ પાણીમાં ડૂબી ગયાં. થોડી વાર પહેલાં જ પાણી છાંટવામાં આવેલું હોઈ ઘાસની નીચે પાણી વહેતું હતું. તે ઉતાવળમાં ને ઉતાવળમાં પાછળ ફરવાને બદલે આગળ પગ મૂકવા ગઈ તો ઊલટાનો પગ કાદવમાં વધારે ઊતરી ગયો. તેણે પગ તરફ જોયું. હવે અહીં પગ ધોવા માટે પાણી ક્યાંથી મળશે ! તેની સારીય મનોવ્યથા લુપ્ત થઈ ગઈ અને તેને સ્થાને પગ ધોઈને સાફ કરવાની ચિંતા ઊભી થઈ. તેની વિચારધારા અટકી ગઈ. જ્યાંસુધી પગ ન ધોવાઈ જાય, ત્યાંસુધી તે બીજો કશો વિચાર કરી શકે તેમ નહોતી.

સહસા તેને એક લાંબો પાઈપ ઘાસમાં છુપાયેલો નજરે પડ્યો, જેમાંથી પાણી હજી વહેતું હતું. તેણે જઈને પગ ધોયા, ચંપલ ધોયાં, હાથ મોં ધોયાં. ચાંગળા વતી થોડું પાણી પીધું અને પછી પાઈપની સામી બાજુએ કોરામાં જઈને બેઠી. ઉદાસીનતામાં મૃત્યુ તરત સ્મરણમાં આવે છે. ક્યાંક પોતે અહીં બેઠી બેઠી જ મરી જાય, તો શું થાય ? ગાડીવાળો તરત જઈને ખન્નાને ખબર આપે. ખન્ના સાંભળતાં જ મનમાં ખુશ થઈ ઊઠે, પરંતુ દુનિયાને દેખાડવાને ખાતર આંખોએ રૂમાલ દાબે. બાળકોને તો મા કરતાં રમકડાં અને ખેલ-તમાશા જ વધારે વહાલાં હોય છે. ટૂંકમાં આ હતું તેનું જીવન કે જેને માટે કોઈ ચાર આંસુ વહાવનારું પણ નહોતું. તે સમયે તેને પૂર્વજીવન યાદ આવ્યું કે જ્યારે તેની સાસુ જીવતી હતી અને ખન્ના આટલો બધો તોરી પણ ન હતો. ત્યારે સાસુ જરા જરામાં વાંધા પાડતી, તે જોઈ તેને ખૂબ ખરાબ લાગતું હતું. આજે તેને સાસુના એ

ક્રોધમાં સ્નેહનો રસ ઓતપ્રોત થઈ ગયેલો ભાસતો હતો. તે વખતે તો એ સાસુથી રિસાઈ જતી અને સાસુ આવીને તેને મનાવતી. આજે તો ભલેને એ મહિનાઓ સુધી રિસાઈને પડી રહે, કોને પડી છે? એકાએક તેનું મન ઊલટીને માતાના ચરણમાં જઈ પહોંચ્યું. હાય! આજે જો મા જીવતી હોત, તો પોતાની આવી દુર્દશા ન થાત. એની પાસે ભલે કાંઈ બીજું નહોતું, પરંતુ સ્નેહભરી ગોદ તો હતી—પ્રેમભર્યો દિલાસો તો હતો કે જેની સમક્ષ પોતે પોતાનું અંતર ખોલીને રોઈ શકે. પરંતુ ના, હવે પોતે નહિ રોવે. એ દેવીને સ્વર્ગમાં પોતે દુ:ખી નહિ કરે; કારણકે મારા માટે એ વધુમાં વધુ જે કાંઈ કરી શકે, તે એ કરતી ગઈ હતી. મારાં કમીના સાથી થવું એ તો એના હાથની વાત ન હતી. અને તે શું કરવા રોવે? હવે પોતે કોઈની પરાધીન ન હતી. તે હવે પોતાના પેટપૂરતું ગમે ત્યાંથી પેદા કરી લેશે. પોતે આવતી કાલથી જ ગાંધી–આશ્રમમાંથી વસ્તુઓ લાવી વેચવાનો પ્રારંભ કરશે. એમાં શરમ કઈ વાતની? એટલું જ થશે ને કે લોકો આંગળીઓ કરશે અને કહેશે કે જુઓ પેલી જાય બાબાસાહેબની સ્ત્રી! પરંતુ હું આ શહેરમાં રહું જ શા માટે? કોઈ બીજા જ શહેરમાં શા માટે ચાલી ન જાઉં, કે જ્યાં મને કોઈ ઓળખતું જ ન હોય! દસ વીસ રૂપિયા કમાવા એમાં તે શી મોટી મુશ્કેલીની વાત છે! મારા પોતાના પસીનાથી પેદા કરેલો રોટલો ખાઈશ. પછી તો કોઈ મારા પર રોફ જમાવવા નહિ આવે ને! આ મહાશય એટલા માટે તો મારા પર આટલો મિજાજ કરે છે કે એ મારું પોષણ કરે છે. હું હવે પોતે જ મારું પોતાનું પોષણ કરીશ."

સહસા તેણે મહેતાને પોતાના તરફ આવતા જોયા. તે વિમાસણમાં પડી. અત્યારે તે સાવ એકાંત ઇચ્છતી હતી. કોઈનીય સાથે બોલવાની તેને ઇચ્છા ન હતી, પરંતુ અહીં પણ એક મહાશય આવી પહોંચ્યા. તદુપરાંત બાળક પણ રોવા માંડ્યું હતું.

મહેતાએ સમીપ આવી વિસ્મયસહ પૂછ્યું: "તમે અત્યારે અહીં ક્યાંથી?"

ગોવિંદીએ બાળકને છાનું રાખતાં કહ્યું: "જે રીતે તમે અહીં આવ્યા એ રીતે!"

મહેતાએ સ્મિત કરીને જણાવ્યું: "મારી તો વાત જ ન કરશો. મારી સ્થિતિ તો ધોબીના કૂતરા જેવી છે. નહિ ઘરનો કે નહિ ઘાટનો. લાવો, બાળકને હું છાનું રાખું."

"તમે એ કળા ક્યારે સાધ્ય કરી?"

"હું એ કળા સાધ્ય કરવા માગું છું. એની પરીક્ષા આપવી પડશે ને!"

'ઠીક! તો પરીક્ષાના દિવસો નજીકમાં જ આવી ગયા છે!"

"એનો આધાર મારી તૈયારી પર છે. જ્યારે તૈયાર થઇ જઈશ, ત્યારે પરીક્ષા આપી દઈશ. નાની નાની ઉપાધિઓ માટે અમે લોકો વાંચીવાંચીને આંખો પણ ફોડી નાખીએ છીએ, તો આ તો જીવન-વ્યાપારની પરીક્ષા છે."

"વારુ, તો હું પણ જોઈશ કે તમે કયા વર્ગમાં ઉત્તિર્ણ થાઓ છો?" એમ કહેતાં તેણે બાળકને તેમની ગોદમાં સોંપી દીધું. મહેતાએ બાળકને ઊંચકીને ખૂબ વાર ઉછાળ્યું, એટલે બાળક રડતું બંધ થઈ ગયું અને હસવા લાગ્યું. એટલે એ બાળકોની જેમ ડીંગ મારતા બોલ્યા: "જોયું ને, કેવું મંત્રના જોરે રડતું બંધ કરી દીધું! હવે હું પણ ક્યાંકથી એક બાળક લઈ આવીશ."

ગોવિંદીએ મશ્કરી કરી: "બાળક જ લાવશો કે સાથે એની મા પણ!"

મહેતાએ વિનોદભરી નિરાશાથી શિર હલાવતાં કહ્યું: "એવી સ્ત્રી તો ક્યાંય મળતી જ નથી."

"કેમ, મિસ માલતી નથી? સુંદરી, શિક્ષિતા, ગુણવતી, મનોહારિણી! એથી વધારે તમારે શું જોઈએ?"

"મિસ માલતીમાં એક એવી વસ્તુ નથી કે જે હું મારી પત્નીમાં જોવાની આશા રાખું છું."

ગોવિંદીએ આ કુત્સાનો આનંદ લેતાં જણાવ્યું: "એનામાં શી ખામી છે, જરા સાંભળું તો ખરી? એની આસપાસ ભમરા તો હંમેશા ઘેરાયેલા જ રહે છે. મેં તો સાંભળ્યું છે કે પુરુષોને આજકાલ એવી જ સ્ત્રીઓ વધુ ગમે છે."

મહેતાએ બાળકના હાથમાંથી પોતાની મૂછોની રક્ષા કરતાં જવાબ આપ્યો: "મારી સ્ત્રી તો સાવ જુદા જ પ્રકારની હશે—એ એવી હશે કે જેની હું પૂજા કરી શકું."

ગોવિંદી હાસ્ય ન રોકી શકી. તે બોલી: "તો એમ જ કહોને કે તમે સ્ત્રી નહિ, પરંતુ કોઈ પ્રતિમા જ માગો છો. એવી સ્ત્રી તો આપને ભાગ્યે જ ક્યાંય મળે."

"જી ના, એક એવી દેવી તો આ શહેરમાં છે."

"સાચે? જરા હું પણ એનાં દર્શન કરત અને એના જેવી બનવાની ચેષ્ટા કરત."

"તમે એને સારી રીતે ઓળખો છો. તે એક લક્ષાધિપતિની પત્ની છે, પરંતુ વિલાસને તુચ્છ ગણે છે; જે ઉપેક્ષા અને અનાદર સહન કરીને પોતાના કર્તવ્યથી વિચલિત નથી થતી, જે માતૃત્વની વેદી પર પોતાનું બલિદાન આપે છે, જેને માટે ત્યાગ એ જ સૌથી મોટો અધિકાર છે અને જેની યોગ્યતા એટલી બધી છે કે તેની તો પ્રતિમા બનાવીને પૂજવી જોઈએ."

ગોવિંદીના હૃદયમાં આનંદનો કંપ પ્રસરી રહ્યો. સમજવા છતાં પોતે જાણે કશું સમજી જ નથી એવો ડોળ કરતી તે બોલી: "આવી સ્ત્રીનાં તમે વખાણ કરો છો! મારા મત મુજબ તો એ બિચારી દયાને પાત્ર છે."

મહેતાએ વિસ્મયથી કહ્યું: "દયાને પાત્ર! આ તો તમે એનું અપમાન કરો છો! એ તો એક આદર્શ નારી છે; અને જે આદર્શ નારી થઈ શકે છે, તે જ આદર્શ પત્ની પણ થઈ શકે છે."

"પરંતુ એ આદર્શ આ યુગને માટે નથી."

"ના, એ આદર્શ સનાતન છે અને અમર છે. માનવી તેને વિકૃત કરીને પોતાનો જ સર્વનાશ કરી રહ્યો છે."

ગોવિંદીનું હૃદય પુલકિત થતું જતું હતું. તેના હૃદયમાં ઉલ્લાસના આવા તરંગો ક્યારેય નહોતા ઊઠ્યા. જેટલા માણસો સાથે તેને પરિચય હતો, તે બધામાં મહેતાનું સ્થાન સૌથી ઊંચું હતું. તેમના મુખેથી આ પ્રોત્સાહન સાંભળી તે મસ્ત બનતી જતી હતી. એ જ કેફમાં તે બોલી: "તો ચાલો, મને એના દર્શન કરાવો."

મહેતાએ બાળકના કપોલ પર મોં છુપાવીને કહ્યું: "એ તો—એ તો અહીં જ બેઠેલી છે."

"ક્યાં, મને તો અહીં ક્યાંય દેખાતી નથી."

"હું અત્યારે એ જ દેવી સાથે વાતચીત કરી રહ્યો છું."

ગોવિંદી જોરથી અટ્ટહાસ્ય કરતાં બોલી ઊઠી: "તમે આજે મને બનાવવાની તરકીબ રચી છે, કેમ?"

મહેતાએ શ્રદ્ધાનત સ્વરે જવાબ આપ્યો: "દેવી, તમે મારી સાથે અન્યાય કરી રહ્યાં છો—અને મારા કરતાંય વધારે તમારી પોતાની જાત સાથે. આ દુનિયામાં એવી બહુ જ ઓછી વ્યક્તિઓ છે કે જેના પ્રતિ મારા મનમાં શ્રદ્ધા હશે. એ બહુ જ ઓછી વ્યક્તિ-ઓમાં તમારું સ્થાન અગ્રસ્થાને છે. તમારાં ધૈર્ય અને ત્યાગ, શીલ અને પ્રેમ અનુપમ છે. હું મારા જીવનમાં સૌથી મોટા સુખની જે કલ્પના કરી શકું છું, તે તમારા જેવી કોઈ દેવીના ચરણોની સેવા છે. જે નારીત્વને હું આદર્શ માનું છું, તમે તેની સજીવ પ્રતિમા છો."

ગોવિંદીની આંખોમાંથી આનંદના આંસુ વહી રહ્યાં; આ શ્રદ્ધા-કવચ ધારણ કરીને પોતે કોઈ પણ વિપત્તિનો સામનો કરી શકે. તેના રોમરોમમાંથી જાણે કોઈ મૃદુ સંગીતનો ધ્વનિ નીકળી રહ્યો.

પોતાના રમણીત્વના ઉલ્લાસને મનમાં જ દબાવી રાખીને તેણે કહ્યું: "તમે ફિલસૂફ શું કરવા થયા, મહેતાજી? તમારે તો કવિ થવું જોઈતું હતું!"

મહેતા સરળ હાસ્ય કરતાં બોલ્યા: "તમે શું એમ માનો છો કે વિના ફિલસૂફ બન્યે જ કોઈ કવિ થઈ શકે છે? ફિલસૂફી તો માત્ર વચ્ચેનો એક પડાવ છે."

"હજી તમે કવિત્વના માર્ગ પર છો; પરંતુ તમે એ પણ જાણો છો કે, કવિને જગતમાં ક્યારેય સુખ પ્રાપ્ત નથી થતું?"

"જેને, જગત દુઃખ કહે છે, તે જ કવિ માટે સુખ હોય છે. ધન અને ઐશ્વર્ય, રૂપ અને બળ, વિદ્યા અને બુદ્ધિ, આ વિભૂતિઓ જગતને ચાહે તેટલું મોહિત કરી લે, કવિને માટે ત્યાં જરા પણ આકર્ષણ હોતું નથી. તેના મોહ અને આકર્ષણની વસ્તુ તો મરી ગયેલી આશાઓ અને નાશ પામેલી સ્મૃતિઓ અને ભાંગેલા હૃદયના આંસુ છે. જે દિવસે આ વિભૂતિઓમાં તેને પ્રેમ નહિ રહે, તે દિવસે એ કવિ મટી જશે. ફિલસૂફનું જીવન તો આ રહસ્યો સાથે કેવળ વિનોદ કરે છે, કવિ તેમાં લય થઈ જાય છે. મેં તમારાં બે ચાર કાવ્યો વાંચ્યાં છે અને એમાં હું કેટલો ઉલ્લાસ, કેટલું કંપન, કેટલી મધુર વ્યથા, કેટલો રોવડાવનારો ઉન્માદ પામ્યો છું, તે માત્ર હું જ જાણું છું. પ્રકૃતિએ અમને કેટલો બધો અન્યાય કર્યો છે કે તમારા જેવી બીજી કોઈ દેવી નથી સરજી!"

ગોવિંદી શોકભર્યા અવાજે બોલી: "ના મહેતાજી, એ તમારો ભ્રમ છે. એવી સ્ત્રીઓ તમને અહીં ગલીએ ગલીએ મળશે અને હું તો એ બધીયથી ક્યાંય હલકી છું. જે સ્ત્રી પોતાના પુરુષને પ્રસન્ન ન રાખી

શકે, પોતાને તેના હૃદય પર સ્થાપી ન શકે, એ શું સ્ત્રી કહેવાય! હું ઘણી વાર વિચાર કરું છું કે જઈને માલતી પાસેથી આ કળા શીખું. જ્યાં હું અસફળ નીવડી છું, ત્યાં તેને સફળતા વરી છે. હું મારા પોતાનાને જ મારા નથી બનાવી શકતી, જ્યારે તે તો પારકાઓને પણ પોતાના બનાવી શકે છે. આ શું તેને માટે શ્રેયની વાત નથી?"

મહેતાએ મોં મચકોડી કહ્યું: "શરાબ લોકોને પાગલ બનાવી શકે છે, માટે તેને જળ કરતાં વધારે સારું ગણવું, કે જે તરસ છિપાવે છે, જિવાડે છે અને શાંતિ આપે છે?"

ગોવિંદીએ વિનોદનું શરણ લેતાં કહ્યું: "એ જે હોય તે, હું તો એટલું જ જોઉં છું કે જળનો કોઈ ભાવ પણ પૂછતું નથી અને શરાબ માટે લોકો ઘેરઘેર ભટકતા હોય છે, અને એ શરાબ જેટલો તેજ અને મસ્ત હોય એટલો જ એ વધારે મૂલ્યવાન ગણાય છે. મેં તો સાંભળ્યું છે કે તમે પણ શરાબના ઉપાસક છો!"

ગોવિંદી નિરાશાની એ સ્થિતિએ પહોંચી ગઈ હતી કે જ્યાં માનવીને સત્ય અને ધર્મમાં પણ સંદેહ આવવા લાગે છે; પરંતુ મહેતાનું ધ્યાન એ તરફ નહોતું ગયું. એમનું લક્ષ તો વાક્યના અંતિમ ભાગ પર જ જઈને ચોંટી ગયું. પોતાના મદસેવન પર જેટલી લજ્જા અને ક્ષોભ આજે તેમને થયાં, તેટલાં મોટા મોટા ઉપદેશ સાંભળીને પણ નહોતાં થયાં. દલીલો તો એમની પાસે ઘણી હતી અને તે પણ મોં બંધ કરી દે તેવી, પરંતુ આ મીઠી ચૂટકીનો એમને કોઈ જવાબ ન સૂઝ્યો. એમને પસ્તાવો થવા માંડ્યો કે મેં વળી ક્યાં આ શરાબની સરખામણી કરી! એમણે પોતે જ માલતીની શરાબ સાથે સરખામણી કરી હતી. એમનો વાર એમના જ પોતાના મસ્તક પર આવી પડ્યો.

મહેતા લજ્જિત થઈ જતાં બોલ્યા; "હા દેવી, હું એ વાતનો

સ્વીકાર કરું છું કે મારામાં એ આસક્તિ છે. હું મારા માટે એની જરૂરિયાત બતાવીને અને એના વિચારોત્તેજક ગુણોનું પ્રમાણ આપીને ગુનાનો વધારો નહિ કરું કે જે ગુના કરતાં પણ બદતર છે. આજે હું તમારી સમક્ષ પ્રતિજ્ઞા કરું છું કે હવે પછી શરાબનું એક પણ ટીપું મારા ગળા નીચે નહિ ઊતરવા દઉં."

ગોવિંદી આ પ્રતિજ્ઞા સાંભળી સ્તબ્ધ બની ગઈ અને બોલી: "આ તમે શું કર્યું, મહેતાજી! હું ઈશ્વરપ્રતિજ્ઞાએ કહું છું કે મારો આશય એવો ન હતો. મને તો આથી દુઃખ થાય છે."

"ના, તમારે ઊલટું પ્રસન્ન થવું જોઈએ કે તમે આજે એક વ્યક્તિનો ઉદ્ધાર કર્યો છે."

"મેં તમારો ઉદ્ધાર કર્યો છે! હું તો ખુદ પોતે તમારી પાસે મારા ઉદ્ધાર માટે આવતી હતી."

"મારી પાસે? ધન્યભાગ્ય!"

ગોવિંદીએ કરુણ સ્વરે કહ્યું: "હા, તમારા સિવાય મારી નજરે બીજું એવું કોઈ નથી ચડતું કે જેની આગળ હું મારી વીતક-કહાણી કહી સંભળાવું. જુઓ, આ વાત માત્ર તમારે એકલાએ જ સાંભળવાની છે, જો કે એ વાત તમને યાદ દેવડાવવાની જરૂર રહેતી નથી. મારે માટે હવે જીવન અસહ્ય થઈ ગયું છે. મારાથી જેટલી તપસ્યા થઈ શકી, તેટલી મેં કરી; પરંતુ હવે સહન નથી થતું માલતી મારો સર્વનાશ કરી રહી છે. મારું એક પણ શસ્ત્ર તેના પર વિજય નથી પામતું. તમારો તેના પર બહુ પ્રભાવ છે. એ તમારો જેટલો આદર કરે છે, એટલો ભાગ્યે જ બીજા કોઈ પુરુષનો કરતી હશે. જો તમે કોઈ પણ પ્રકારે મને એના પંજામાંથી છોડાવશો, તો હું જન્મભરની તમારી ઋણી રહીશ. તેના હાથે મારું સૌભાગ્ય લૂંટાઈ રહ્યું છે. તમે જો મારી રક્ષા કરી શકો તેમ હો, તો જરૂર કરો. હું ઘેરથી આજે એવો નિશ્ચય કરીને નીકળી હતી

કે હવે એ ઘેર પાછી નહિ ફરું. મેં ઘણો પ્રયત્ન કર્યો કે પોતાનાં બધાંય બંધનોને તોડીને ફેંકી દઉં, પરંતુ સ્ત્રીનું હૃદય અત્યંત દુર્બલ હોય છે. મહેતાજી! મોહ તેના પ્રાણ હોય છે! જીવતે જીવત મોહનાં બંધન તોડવાં એ તેને માટે અશક્ય વસ્તુ છે. મેં આજપર્યંત મારી વ્યથા મારા હૃદયમાં જ સમાવી રાખી હતી, પરંતુ આજે હું પાલવ પાથરી તમારી પાસે ભિક્ષા માગું છું—માલતીના હાથમાંથી મારો ઉદ્ધાર કરો : હું એ માયાવિનીના હાથે મરી રહી છું . . . "

તેનો સ્વર આંસુઓમાં ડૂબી ગયો. તે ધ્રુસકેને ધ્રુસકે રડી પડી.

મહેતા ક્યારેય પોતાની દૃષ્ટિમાં આટલા ઉચ્ચ સ્થાને પોતાને નહોતા કલ્પી શક્યા; તેમની કૃતિને ફ્રાંસની સર્વોત્તમ સાહિત્ય સંસ્થાએ આ શતાબ્દિની સૌથી ઉત્તમ કૃતિ કહીને તેમને મુબારકબાદી આપી હતી, ત્યારે પણ નહિ. જે પ્રતિમાની એ સાચા દિલથી પૂજા કરતા હતા, જેને મનમાં એ પોતાની ઇષ્ટદેવી ગણતા હતા અને જીવનના ગૂંચવણભર્યા પ્રસંગોએ જેની પાસેથી આદેશ મેળવવાની આશા રાખતા હતા, એ જ પ્રતિમા—એ જ વ્યક્તિ આજે તેમની પાસે ભિક્ષા માંગી રહી હતી. તેમને પોતાની અંદર કોઈ એક એવી શક્તિનો અનુભવ થયો કે પોતે અત્યારે પહાડ પણ તોડી નાખી શકે, સમુદ્રને તરીને પાર કરી જાય. તેમના પર જાણે કે એક પ્રકારનો કેફ છવાઈ ગયો—જેમ કોઈ બાળક કાષ્ટના ઘોડા પર બેસીને એમ માનતું હોય કે પોતે હવામાં અધ્ધર ઊડી રહ્યું છે! કામ કેટલું અસાધ્ય હતું તેનું તેમને ભાન નહોતું રહ્યું. તેમાં પોતાના સિદ્ધાંતોની કેટલી હત્યા કરવી પડશે, તેનો જરા પણ ખ્યાલ નહોતો રહ્યો. તે આશ્વાસન આપતાં બોલ્યા: " તમે માલતી તરફથી નિશ્ચિંત રહેજો, તે તમારા માર્ગમાંથી હટી જશે. મને ખબર નહોતી કે તમે આટલાં બધાં દુ:ખી હશો. તેમાં મારી બુદ્ધિનો, મારી આંખોનો અને મારી કલ્પનાશક્તિનો જ દોષ છે. બીજું શું કહું, નહિ તો તમારે આટલી વ્યથા વેઠવી ન પડત."

ગોવિંદીને શંકા આવી. તે બોલી: "પરંતુ સિંહણ પાસેથી તેનો શિકાર છીનવી લેવો એ કાંઈ સહેલું કામ નથી હોતું, એટલું ભૂલી ન જશો."

મહેતાએ દૃઢતાભર્યા સ્વરે જણાવ્યું. "નારીહૃદય તો ધરતી સમાન હોય છે—તેમાંથી મીઠાશ પણ મળે અને કડવાશ પણ. એ તો એની અંદર પડનારા બીજની જેવી શક્તિ."

"તમને કદાચ પસ્તાવો થતો હશે કે આજ ક્યાંથી આની સાથે મુલાકાત થઈ ગઈ!"

"હું જો કહીશ કે આજે જ મને જીવનનો સાચો આનંદ મળ્યો છે, તો કદાચ તમે નહિ માનો."

"મેં તમારા માથે બહુ મોટો બોજો મૂકી દીધો છે."

મહેતાએ શ્રદ્ધામધુર સ્વરે કહ્યું: "તમે તો મને શરમાવી રહ્યાં છો, દેવીજી! હું એક વાર તો કહી ચૂક્યો છું કે હું તમારો સેવક છું. તમારું ભલું કરતાં મારા પ્રાણ પણ નીકળી જાય, તો હું મારી જાતને ધન્ય માનીશ. આને કવિઓનો ભાવાવેશ ન સમજશો, આ મારા જીવનનું સત્ય છે. મારા જીવનનો શો આદર્શ છે, તે તમને જણાવવાનો લોભ હું નથી રોકી શકતો. હું પ્રકૃતિનો પૂજારી છું અને માનવીને તેના પ્રાકૃતિક રૂપમાં જોવા ઇચ્છું છું, કે જે પ્રસન્ન થતાં હસે છે, દુઃખી થતાં રડે છે અને જે ક્રોધમાં આવી ખૂન કરી નાખે છે. જેઓ દુઃખ અને સુખ બન્નેનું દમન કરે છે, જેઓ રોવાને નબળાઈ અને હસવાને હલકી વસ્તુ ગણે છે, તેમની સાથે મારે કશો સંબંધ નથી. જીવન મારે માટે આનંદમય ક્રીડા છે—સરળ, સ્વચ્છંદ, જ્યાં કુત્સા, ઈર્ષ્યા કે બળતરાને જરા પણ સ્થાન નથી. હું જેમ ભૂતની ચિંતા નથી કરતો, તેમ ભવિષ્યની પરવા પણ નથી રાખતો. મારે માટે તો વર્તમાન જ સર્વસ્વ છે. ભવિષ્યની ચિંતા જેમ આપણને કાયર બનાવી દે છે, તેમ ભૂતનો ભાર આપણી કમર તોડી

નાખે છે. આપણામાં જીવનની શક્તિ એટલી બધી ઓછી હોય છે કે ભૂત અને ભવિષ્યમાં તેને વહેંચી નાખવાથી, તે હોય છે તે કરતાં પણ વધુ ક્ષીણ થઈ જાય છે. આપણે નાહકનો ખોટો ભાર આપણા પર લાદી રૂઢિઓ અને શ્રદ્ધા અને ઇતિહાસોના ઢગ નીચે દબાઈ ગયા છીએ. ઊઠવાનું તો નામ નથી લેતા. જાણે કે એ માટે જોઈતું સામર્થ્ય જ આપણામાં રહ્યું નથી. જે શક્તિ, જે સ્ફૂર્તિ માનવધર્મને પૂરો કરવામાં, સહયોગમાં, ભાઈચારામાં લગાવવી જોઈતી હતી, તેનો ઉપયોગ આપણે જૂની અદાવતોનો બદલો લેવામાં અને બાપદાદાઓનું ઋણ ચૂકવવામાં વેડફી મારીએ છીએ. અને આ જે ઈશ્વર અને મોક્ષનું ચક્કર છે, તે પર તો મને હસવું જ આવે છે. આ મોક્ષ અને ઉપાસના એ તો અહંકારની પરાકાષ્ઠા છે કે જે આપણી માનવતાને નષ્ટ કરી નાખે છે. જ્યાં જીવન છે, ક્રીડા છે, કલરવ છે, પ્રેમ છે, ત્યાં જ ઈશ્વર છે અને જીવનને સુખી બનાવવું એ જ સાચી ઉપાસના અને મોક્ષ છે. જ્ઞાની કહે છે કે હોઠ પર સ્મિત ન આવે, આંખોમાં આંસુ ન આવે; હું કહું છું કે જો તમે હસી નથી શકતા, રોઈ નથી શકતા, તો તમે મનુષ્ય જ નથી—તમે માત્ર પથ્થર છો. જે જ્ઞાન માનવતાને કચડી નાખે, તે જ્ઞાન નથી—તે તો એક પ્રકારની વાણી જ છે; પરંતુ મને માફ કરજો, મેં તો વાતવાતમાં પૂરું એક ભાષણ ઠોકી નાખ્યું. હવે મોડું થયું છે. ચાલો, હું તમને પહોંચાડી જાઉં. બાળક પણ મારી ગોદમાં ઊંઘી ગયું."

ગોવિંદીએ કહ્યું: "હું તો ગાડી લેતી આવી છું."

"ગાડીને હું અહીંથી જ વિદાય કરી દઉં છું."

મહેતા ગાડીના પૈસા ચૂકવીને પાછા ફર્યા, એટલે ગોવિંદીએ કહ્યું: "પરંતુ તમે મને ક્યાં લઈ જશો?"

મહેતાએ ચમકીને કહ્યું: "કેમ, તમારે ઘેર!"

"એ ઘર મારું નથી, મહેતાજી!"

"તો શું શ્રીયુત ખન્નાનું ઘર છે?"

"એ પણ શું પૂછવા જેવી વાત છે! હવે એ મારું ઘર નથી રહ્યું. જ્યાં અપમાન અને ધિક્કાર જ મળતાં હોય, તેને હું મારું ઘર નથી કહી શકતી—નથી ગણી શકતી."

જેનો એકએક અક્ષર તેમના અંતઃકરણમાંથી નીકળતો હતો, એવા દર્દભર્યા સ્વરે મહેતાજી કહેવા લાગ્યા: "ના દેવી, એ ઘર તમારું જ છે અને સદૈવ તમારું જ રહેશે. એ ઘરની તમે સૃષ્ટિ રચી છે, તેનાં પ્રાણીઓની તમે સૃષ્ટિ રચી છે અને પ્રાણ જેમ દેહનું સંચાલન કરે છે, તેમ તમે તેનું સંચાલન કર્યું છે. પ્રાણ નીકળી જાય, તો દેહની શું સ્થિતિ થાય? માતૃત્વ એ તો એક મહાન ગૌરવનું પદ છે, દેવી! અને ગૌરવના કયા પદમાં અપમાન, ધિક્કાર અને તિરસ્કાર નથી મળતાં? માતાનું કર્તવ્ય જીવનદાન દેવાનું છે. જેના હાથમાં આટલી અતુલ શક્તિ છે, તેને એની શી પરવા કે કોણ એનાથી રિસાયું છે કે કોણ ક્રોધે ભરાયું છે? પ્રાણ વિના જેમ દેહ નથી રહી શકતો, તે જ પ્રમાણે પ્રાણને માટે પણ દેહ જ સૌથી ઉપયુક્ત સ્થાન છે. હું તમને ધર્મ અને ત્યાગનો શો ઉપદેશ દઉં? તમે તો એની જીવતી પ્રતિમા જ છો. હું તો એટલું જ કહીશ કે..."

ગોવિંદીએ અધીર થઈને કહ્યું: "પરંતુ હું માત્ર માતા જ નથી; નારી પણ છું ને?"

મહેતાએ એક મિનિટ પર્યંત મૌન રહીને જવાબ આપ્યો: "હા, છો. પરંતુ હું તો માનું છું કે નારી કેવળ માતા જ છે અને એ સિવાય એ જે કાંઈ છે, એ બધુંય માતૃત્વનું ઉપક્રમમાત્ર છે. માતૃત્વ એ આ સંસારની સૌથી મહાન સાધના, સૌથી મોટી તપસ્યા, સૌથી મોટો ત્યાગ અને સૌથી મહાન વિજય છે. એક શબ્દમાં હું તેને લય કહીશ—જીવનનો, વ્યક્તિનો અને નારીત્વનો પણ. તમે શ્રીયુત ખન્નાની બાબતમાં એટલું જ માની લેજો કે એ

હોશમાં નથી. એ જે કાંઈ કહે છે, તે એક પ્રકારની ઉન્માદની દશામાં કહે છે અથવા કરે છે. પરંતુ એ ઉન્માદ શાંત થતાં હવે બહુ સમય નહિ લાગે અને એ સમય હવે ઘણો જ જલદી આવી પહોંચશે કે જ્યારે એ તમને પોતાની ઇષ્ટદેવી માનતા હશે."

ગોવિંદીએ આનો કશો જવાબ ન આપ્યો. તે ઊભી થઈને ધીમે ધીમે મોટર તરફ ચાલી. મહેતાએ આગળ આવી મોટરનું બારણું ખોલ્યું. ગોવિંદી અંદર જઈને બેઠી. મોટર ચાલવા લાગી; પરંતુ બન્ને મૌન હતાં.

ગોવિંદી જ્યારે પોતાને ઘેર પહોંચી અને મોટરમાંથી નીચે ઊતરી ત્યારે વીજળીના પ્રકાશમાં મહેતાએ જોયું કે તેની આંખો સજળ હતી.

બાળકો ઘરમાંથી બહાર દોડી આવ્યાં અને 'મા, મા' કરતાં માતાને વળગી પડ્યાં. ગોવિંદીના મુખ પર માતૃત્વની ઉજ્જ્વળ, ગૌરવમયી જ્યોતિ ચમકી ઊઠી.

તેણે મહેતાને કહ્યું: "આ કષ્ટ માટે હું તમને ખૂબ ધન્યવાદ આપું છું." અને તેણે માથું નમાવી લીધું. આંસુનું એક બિંદુ તેના કપોલ પર આવીને પડ્યું હતું.

મહેતાની આંખો પણ સજળ થઈ ગઈ—આટલા ઐશ્વર્ય અને વિલાસની વચમાં પણ આ નારીહૃદય કેટલું બધું દુઃખી હતું?

## પ્રકરણ ૨ જું

મિરજા ખુરશેદનું રહેઠાણ કલબ પણ છે, કચેરી પણ છે, અને અખાડો પણ છે. દિવસ આખો ત્યાં માણસોની ગિરદી જામેલી જ હોય છે. મહોલ્લામાં અખાડા માટે ક્યાંય જગ્યા મળતી નહોતી. મિરજાએ એક છાપરું નંખાવી આપી અખાડો બનાવી આપ્યો છે. ત્યાં રોજ સો પચાસ કુસ્તીબાજો આવી દંડબેઠક કરે છે અને કુસ્તી ખેલે છે. મિરજાજી પણ એમની સાથે જોડાય છે. મહોલ્લાની પંચાતો પણ અહીં જ થાય છે. મિંયાબીબી, સાસુવહુ, અને ભાઈભાઇના લડાઈટંટાના ફેંસલા પણ અહીં જ ચૂકવાય છે. મહોલ્લાના સામાજિક જીવનનું આ જ કેન્દ્ર છે અને રાજનૈતિક આંદોલનનું પણ; રાતદહાડો અહીં જ સભાઓ થાય છે, અહીં જ સ્વયંસેવકો રહે છે, અહીં જ એમના કાર્યક્રમ ઘડાય છે અને અહીંથીજ શહેરનું રાજનૈતિક સંચાલન થાય છે. ગઈ સભા વખતે માલતીને શહેરની મહાસભા સમિતિની પ્રમુખ તરીકે ચૂંટવામાં આવી હતી, ત્યારથી તો આ સ્થાનની રૈનક અનેકગણી વધી ગઈ છે.

ગોબરને અહીં રહેતાં વરસ થવા આવ્યું હતું. હવે તે સીધો ભોળો ગ્રામીણ યુવક નથી રહ્યો. તેણે દુનિયા ઘણી જોઈ લીધી હતી અને જગતના રંગઢંગ પણ તે હવે કાંઈક સમજતાં શીખ્યો હતો. પરંતુ મૂળમાં તે હજી પણ ગ્રામીણ જ હતો. એક પૈસો ખરચતાં તેનો

જીવ કળીએ કપાઈ જતો, જેમાં પોતાનો સ્વાર્થ સરતો હોય એવી એક પણ વાત જતી નહોતો કરતો, તેમ પરિશ્રમ કરતાં પણ કદાપિ નહોતો હારતો કે નહોતો ક્યારેય હિમ્મત હારતો. તેમ છતાં શહેરની હવા તેને પણ લાગી ગઈ હતી. તેણે પહેલો મહિનો તો માત્ર મજૂરી જ કરી અને એક ટંક ખાઈને થોડા પૈસા એકઠા કર્યા. પછી તેણે બાફેલા બટાટા ને વટાણા અને દહીંવડાનો ખુમચો ફેરવવા માંડ્યો. આમાં ઝાઝો નફો મળે છે એમ ખાતરી થતાં તેણે નોકરી છોડી દીધી. ઉનાળામાં શરબત અને બરફપાણીની દુકાન ખોલી. લેણાદેણામાં સાચો હતો એટલે ટૂંક સમયમાં જ એની પ્રતિષ્ઠા બધે જામી ગઈ. શિયાળો આવતાં તેણે બરફશરબત બંધ કરી ચાની હોટેલ કરી. હવે તેની રોજિંદી આવક બેત્રણ રૂપિયા કરતાં ઓછી ન હતી. તેણે અંગ્રેજી ફેશન મુજબના વાળ કપાવ્યા હતા, તે ઝીણું ધોતિયું અને પંપશૂઝ પહેરતો, એક લાલ રંગની ગરમ શાલ પણ તેણે ખરીદી હતી, અને પાનસિગારેટનો પણ શોખીન તે બની ગયો હતો. સભાઓમાં જતો આવતો હોવાથી તેને થોડું થોડું રાજનૈતિક જ્ઞાન પણ થયું હતું. રાષ્ટ્ર અને વર્ગનો અર્થ એ સમજતો થયો હતો. સામાજિક રૂઢિઓની પ્રતિષ્ઠા અને લોકનિંદાનો ભય હવે તેનામાં બહુ ઓછો રહ્યો હતો. રોજની પંચાતોએ તેને નિસ્સંકોચ બનાવી દીધો હતો. જે વાતને લઈને તે અહીં ઘરથી દૂર મોં છુપાવી આવી પડ્યો હતો, તે પ્રકારની, બલ્કે તેના કરતાં પણ કેટલીય ભારે નિંદાસ્પદ વાતો તો અહીં રોજ થયા કરતી અને છતાં કોઈ નાસી નહોતું જતું; પછી એ શું કરવા એટલો બધો ડરે અને મોં છુપાવે!

આટલા દિવસોમાં તેણે એક પૈસો પણ ઘેર નહોતો મોકલ્યો. તે માતાપિતાને રૂપિયા પૈસાની બાબતમાં એટલાં બધાં પ્રવીણ નહોતો માનતો. એ લોકો તો રૂપિયા મળતાં જ આકાશમાં ઊડવા માંડશે. પિતાજીને તરત ગયાજીની યાત્રા કરવાની અને માતાને ઘરેણાં બનાવવાની ધૂન જાગશે. એવાં ફજુલના કામ માટે તેની પાસે પૈસા

નથી. હવે તો એ એક નાનો શો વેપારી હતો. પાડોશમાં રહેતા ગાડીવાળા, એક્કાવાળા અને ધોબીઓને તે વ્યાજે પૈસા ધીરતો. આ દસ અગિયાર મહિનામાં જ તેણે પોતાની મહેનત, આવડત અને પુરુષાર્થથી પોતાનું સ્થાન જમાવી લીધું હતું અને હવે તે ઝુનિયાને પણ અહીં લાવીને સાથે રાખવાનો વિચાર કરી રહ્યો હતો.

ત્રીજા પહોરનો સમય હતો. તે સડક પર આવેલા નળે નાહી આવી, ખાવા માટે બટાટા બાફતો હતો એવામાં મિરઝા ખુરશેદ આવીને તેના બારણે ઊભા રહ્યા. ગોબર હવે એમનો નોકર ન હતો, છતાં એ પૂર્વવત એમનું માન રાખતો અને એમને માટે વખતે આવ્યે જાન આપવા પણ તૈયાર હતો. બારણે આવીને તેણે પૂછ્યું : " શો હુકમ છે, સરકાર ? "

મિરઝાએ ઊભે ઊભે જ કહ્યું : " તારી પાસે થોડા રૂપિયા હોય તો મને આપ, આજે ત્રણ દહાડા થયાં બાટલી ખાલી પડી છે અને જીવ ખૂબ મૂંઝાય છે."

ગોબરે આ પહેલાં પણ બે ત્રણ વાર મિરજાજીને પૈસા આપ્યા હતા, પરંતુ હજી સુધી તે એ પૈસા પાછા વસૂલ નહોતો કરી શક્યો. ઉઘરાણી કરતાં ડરતો હતો અને મિરજાજી તો પૈસા લઈને પાછા આપતાં તો શીખ્યા નહોતા. એમના હાથમાં પૈસા તો ટકતા જ ન હતા. હાથમાં આવ્યા નહિ કે તરતજ ગાયેબ. ગોબર એમ તો ન કહી શક્યો કે હું પૈસા નહિ આપું યા તો મારી પાસે પૈસા નથી, પરંતુ શરાબની નિંદા કરવા મંડ્યો અને બોલ્યો : " આપ એને છોડી કેમ નથી દેતા, સરકાર ! એ પીવાથી શું કાંઈ ફાયદો થાય છે ? "

મિરજાજીએ ઓરડીમાં આવી ખાટલા પર બેસતાં કહ્યું : " તું એમ માનતો હોઈશ કે હું શરાબ છોડી દેવા નથી માંગતો, હું એ શોખ તરીકે પીઉં છું. ખરું પૂછે તો હું એના વગર જીવતો જ નથી

રહી શકતો. તું તારા પૈસા માટે ચિંતા ન રાખીશ. હું તારી એકે એક પાઈ પાછી આપી દઈશ."

પરંતુ ગોબર અવિચલિત રહ્યો: "હું સાચું કહું છું શેઠ, મારી પાસે અત્યારે પૈસા નથી. પૈસા હોત, તો તમને ના ન કહેત."

"બે રૂપિયા પણ આપી શકે એમ નથી ?"

"અત્યારે તો કાંઈ જ નથી."

"મારી વીંટી ગીરો રાખીને આપ."

ગોબરનું મન લલચાયું, પરંતુ વાત બદલવી શી રીતે? તે બોલ્યો: "આ તમે શું બોલ્યા શેઠ, પૈસા હોત તો જરૂર તમને આપત, એમાં વળી વીંટી ગીરો રાખવાની ક્યાં વાત હતી!"

મિરજાજીએ પોતાના સ્વરમાં અત્યંત દીન આગ્રહ ભરીને કહ્યું: "હું પુનઃ ક્યારેય તારી પાસે નહિ માંગુ ગોબર, મારાથી ઊભા પણ રહી શકાતું નથી. આ શરાબની પાછળ મેં લાખોની મિલકત ઉડાવી દીધી અને ભિખારી થઈ ગયો. હવે મને પણ ટેવ પડી ગઈ છે કે ભલે ભીખ માંગવી પડે, પરંતુ એને હું નહિ છોડું."

પરંતુ જ્યારે ગોબરે સાવ જ ઇનકાર કર્યો, ત્યારે મિરજાજી સાવ નિરાશ થઈને ત્યાંથી ચાલ્યા ગયા. શહેરમાં એમના હજારો મિત્રો હતાં. કેટલાય એમની મદદ વડે શ્રીમંત બની બેઠા હતા. કેટલાયને અણીના પ્રસંગે એમણે કિંમતી મદદ આપી હતી, પરંતુ એમની પાસે હાથ ધરવાનું એમને નહોતું ગમતું. એમને એવી હજારો યુક્તિઓ આવડતી, કે જેની સહાય વડે એ રૂપિયાના ઢગ કરી શકતા, પરંતુ પૈસો એમને મન કશી જ વસ્તુ નહોતો. એમના હાથમાં પૈસા જાણે કરડતા હતા. કોઈ ને કોઈ બહાનાથી એ ઉડાવી દેતા, ત્યારે જ એમના ચિત્તને શાંતિ થતી.

ગોબર બટાટા છોલવા બેઠો. વર્ષભરમાં જ તે એવો તો

કાબેલ થઈ ગયો હતો અને પૈસા એકત્ર કરવામાં એવો તો કુશળ થઈ ગયો હતો કે તે જોઈ આશ્ચર્ય થતું હતું. જે ઓરડીમાં એ રહેતો હતો, તે મિરજાજીની આપેલી હતી. એ કોટડી અને આંગણાનું સહેજે માસિક પાંચ રૂપિયા ભાડું આવે તેમ હતું. ગોબર લગભગ વરસેક દિવસથી તેમાં રહેતો હતો, પરંતુ મિરજાજીએ કયારેય ન તો ભાડું માગ્યું હતું કે ન તો ગોબરે કયારેય ભાડું આપ્યું હતું. તેમને કદાચ એવો ખ્યાલ પણ નહિ હોય કે આ ઓરડીનું ભાડું ઉપજાવી શકાય તેમ હતું.

થોડી વારમાં એક એક્કાવાળો પૈસા કરજે લેવા આવ્યો. અલાદીન એનું નામ હતું, આંખે કાણો અને ખીચડી થઈ ગયેલી દાઢીવાળો એ હતો. તેની છોકરી સાસરે જતી હતી. પાંચ રૂપિયાની એને ખાસ જરૂર હતી. ગોબરે રૂપિયે આનો વ્યાજ ઠરાવીને પૈસા આપ્યા.

અલાદીને તેને ધન્યવાદ આપતાં કહ્યું: "ભાઈ, હવે છોકરાં-છૈયાંને બોલાવી લો. કયાં સુધી હાથે રોટલા ઘડશો?"

ગોબરે શહેરના ખરચના રોદણાં રોયાં: "થોડી શી આવકમાં આખા ઘરનું પોષણ શી રીતે થાય?"

અલાદીન બીડી સળગાવતાં બોલ્યો: "અરે, ખરચ તો અલ્લાહ આપી રહે છે, ભાઈ! પરંતુ વિચાર કરો, આરામ કેટલો બધો મળશે! હું તો કહું છું કે તમારા એકલાનું જેટલું ખરચ આવે છે, તેટલામાં તો આખા કુટુંબનું ભરણપોષણ થઈ રહેશે. ઓરતનો હાથ ખૂબ શુકનવંતો હોય છે. ખુદાની કસમ, જ્યારે હું અહીં એકલો રહેતો હતો, ત્યારે ગમે તેટલું કમાઉં, પણ બધું ય ઓહિયાં થઈ જતું. બીડી તમાકુ માટે પણ પૈસો ન રહેતો. તે પર હેરાનગતિ ભોગવવી પડતી એ નફામાં. સાંજે થાકયાપાકયા આવીએ ત્યારે પણ ઘોડાને ચંદી નાખવાની, પાણી પાવાનું વગેરે કરવાનું માથે ઊભું જ હોય. પછી રોટીવાળાની દુકાને દોડો. હું તો ભાઈ થાકી ગયો. આ પછી જ્યારથી

ઘરવાળી આવી, ત્યારથી એટલી જ આવકમાંથી ઘરસંસાર પણ ચાલે છે, અને આરામ મળે છે એ જુદો. અને છેવટે માણસ કમાય છે શા માટે, આરામને માટે જ ને! જ્યારે જાન તોડતાં પણ આરામ ન મળે, તો પછી જિંદગી જીવ્યાનો અર્થ શો? હું તો કહું છું, તમારી આવક વધી જશે, ભાઈ! જેટલો સમય બટાટા બાફવામાં વીતાવો છો, તેટલા વખતમાં તો એ ચાર પ્યાલા ચા વેચી શકશો. હવે તો ચા બારે માસ ચાલે છે. રાતના ઘેર આવશો, તો ઘરવાળી પગ ચાંપશે—બધો થાક ઊતરી જશે."

આ વાત ગોબરના મનમાં ઊતરી ગઈ. મનમાં નિશ્ચય કરી લીધો—હવે તો ઝુનિયાને લાવું ત્યારે જ ખરો. બટાટા ચૂલા પર રંધાતા હતા અને તેણે ઘેર જવાની તૈયારી કરવા માંડી, પરંતુ ત્યાં યાદ આવ્યું કે હોળી નજીકમાં જ છે, તેથી તેનો થોડો સામાન પણ લેતો જાઉં. કૃપણ લોકોમાં ઉત્સવો પર દિલ ખોલીને ખરચ કરવાની જે એક વૃત્તિ હોય છે, તે તેનામાં પણ સજાગ થઈ ગઈ. અંતે આ દિવસ માટે તો પોતે પૈસા એકઠા કરતો હતો. પોતે મા, બહેનો અને ઝુનિયા માટે એક એક જોડ સાડી ખરીદી લઈ જશે. હોરી માટે એક ધોતીજોટો અને ઓઢવાની ચાદર. સોના માટે એક તેલની શીશી અને એક જોડી ચંપલ. રૂપા માટે જાપાની ઢીંગલીઓ અને ઝુનિયા માટે એક નાની શી પેટી જેમાં તેલ, સિંદૂર અને દર્પણ હશે. બાળક માટે ટોપી અને ફરાક જે બજારમાં તૈયાર મળે છે. તેણે પૈસા કાઢ્યા અને બજારમાં જવા નીકળ્યો. બપોર સુધી બધી ખરીદી થઈ ગઈ. બિસ્તરો પણ બંધાઈ ગયો. મહોલ્લાવાળાઓને જાણ થઈ કે ગોબર ઘેર જાય છે. કેટલાંય સ્ત્રીપુરુષો તેને વિદાય આપવા આવ્યાં. ગોબરે તેમને ઘરની ભલામણ કરતાં કહ્યું: "ઘર તમને સોંપીને જાઉં છું, ભગવાનની ઇચ્છા હશે તો હોળીને બીજે જ દહાડે આવી પહોંચીશ."

એક યુવતીએ સ્મિત કરીને કહ્યું: "વહુને લીધા વિના ન આવશો; નહિ તો ઘરમાં પેસવા નહિ દઈએ."

બીજી પ્રૌઢાએ શિખામણ આપીઃ “હા, નહિ તો ચૂલો તો ઘણા દહાડા બાળ્યો. આરામથી બે ટંક રોટલા તો મળશે.”

ગોબરે બધાને રામરામ કર્યા. વળાવવા આવનારાઓમાં હિંદુ પણ હતા અને મુસલમાન પણ હતા. બધામાં મિત્રભાવ હતો, બધા એક બીજાના દુઃખદર્દના સાથી હતા. રોજા રાખનારા રોજા રાખતા, એકાદશી કરનારા એકાદશી. કયારેક કયારેક વિનોદ ભાવે તેઓ એક બીજા પર છાંટા પણ ઉડાડી લેતા—એકબીજાની મશ્કરી પણ કરી લેતા. ગોબર અલાદીનની નમાજને ઊઠબેશ કહેતો. અલાદીન પીપળા નીચે સ્થાપિત કરેલા સેંકડો શિવલિંગોને તાજવાનાં કાટલાં કહેતો; પરંતુ સાંપ્રદાયિક દ્વેષનું ત્યાં નામનિશાન નહોતું. ગોબર ઘેર જતો હતો—બધા એને હસીખુશીથી વિદાય આપવા માગતા હતા.

એટલામાં ભૂરો એક્કો લઈને આવી પહોંચ્યો. હજી હમણાં જ આખા દહાડાની રખડપટ્ટી કરીને તે આવ્યો હતો, ત્યાં સમાચાર મળ્યા કે ગોબર ઘેર જતો હતો, એટલે એક્કો લઈને અહીં આવી પહોંચ્યો. ઘોડાએ વાંધો ઉઠાવ્યો, પરિણામે તેને ચાબુકના કેટલાય ફટકા ખાવા પડ્યા. ગોબરે એક્કા પર સામાન ગોઠવ્યો, એક્કો આગળ ચાલ્યો, વિદાય આપવા એકત્ર થયેલા માણસો ગલીના નાકા સુધી વળાવવા આવ્યા, ત્યાં ગોબરે બધાને રામરામ કર્યા અને તે એક્કા પર બેસી ગયો.

સડક પર એક્કો સપાટાબંધ દોડ્યો જતો હતો. ગોબર ઘેર જવાની ખુશીમાં મસ્ત હતો ભૂરો એને ઘેર પહોંચાડવાની ખુશીમાં મસ્ત હતો. અને ઘોડો પણ હતો પાણીદાર, જાણે ઊડતો હોય તેવું લાગતું હતું. વાતવાતમાં સ્ટેશન આવી પહોંચ્યું.

ગોબરે ખુશ થઈ કમરમાંથી એક રૂપિયો કાઢી ભૂરા તરફ હાથ લાંબો કરતાં કહ્યું: “લ્યો, ઘરવાળી માટે મીઠાઈ લેતા જજો.”

ભૂરાએ કૃતજ્ઞતાભર્યા તિરસ્કારથી તેના તરફ જોયું અને જણાવ્યું: "તમે મને પરાયો ગણો છો, ભાઈ! એક દહાડો જરા એક્કા પર બેઠા, તેમાં હું તમારી પાસેથી પૈસા લઉં! જ્યાં તમારો પસીનો પડે, ત્યાં હું મારું લોહી રેડવા તૈયાર છું. ઈશ્વરે એટલું સાંકડું મન નથી આપ્યું, અને કદાચ લઉં તો પણ ઘરવાળી મારો જીવ લઈ નાખે."

ગોબર આગળ કશું ન બોલ્યો. લજ્જિત થઈ જઈ તેણે પોતાનો સામાન નીચે ઉતાર્યો અને ટિકિટ લેવા ચાલ્યો ગયો.

# પ્રકરણ ૩ જું

ફાલ્ગુન પોતાની ઝોળીમાં નવજીવનની વિભૂતિ લઈને આવી પહોંચ્યો હતો. આમ્રવૃક્ષો બન્ને હાથ વડે નવમહોરની સુગંધ વહેંચી રહ્યાં હતાં અને કોયલો અમરાઈની ડાળોમાં છુપાઈ સંગીતનું ગુપ્ત દાન કરી રહી હતી.

ગામમાં શેરડીનું વાવેતર ચાલતું હતું. હજી તડકો નહોતો નીકળ્યો, પરંતુ હોરી ક્યારનોય ખેતરે પહોંચી ગયો હતો. ધનિયા, સોના, રૂપાં—ત્રણે તળાવડીમાંથી શેરડીના ભીના ગઠ્ઠા ઉખાડી ઉખાડીને ખેતરમાં લઈ જતી હતી અને હોરી દાતરડા વતી શેરડીના કટકા કરતો હતો. હવે તે માતાદીનને ત્યાં સાથી તરીકે રહ્યો હતો. તે હવે ખેડૂત ન હતો, મજૂર હતો. દાતાદીન સાથે તેનો હવે ગોર–જજમાનનો સંબંધ રહ્યો ન હતો. હવે એ સંબંધ શેઠ–મજૂરનો થઈ ગયો હતો.

દાતાદીને આવીને તેને ધમકાવતાં કહ્યું: “ જરા હાથ ફૂરતીથી ચલાવ, હોરી ! આ પ્રમાણે તો રાત પડશે પણ કામ પૂરું નહિ થાય.”

હોરીએ દબાયેલા અભિમાનસહ જવાબ આપ્યો: “ કામ કરું તો છું મહારાજ, કાંઈ બેસી તો નથી રહ્યો.”

દાતાદીન દહાડિયાં પાસેથી ખૂબ દબડાવીને કામ લેતા, તેથી તેમને ત્યાં કોઈ દહાડિયું ટકતું નહિ. હોરી પણ એમના આ સ્વભાવથી પરિચિત હતો, પણ એને માટે અન્ય કોઈ માર્ગ જ ન હતો.

પંડિત એની સમક્ષ ઊભા રહીને કહેવા લાગ્યા: "કામ કરવા કરવામાં પણ ફેર હોય છે. એક કામ કર્યું એ કહેવાય કે આંખના પલકારામાં બધું કામ ખતમ; અને બીજું કામ કર્યું એ કહેવાય કે જેમાં રાત પડયે પણ ચોથા ભાગનું કામ ન થયું હોય."

હોરીએ વિષનો ઘૂંટડો ગળી જઈને વધારે સ્ફૂર્તિથી કામ કરવું શરૂ કર્યું. આજે મહિનાઓ થયાં તેને પેટ ભરીને ખાવા પણ નહોતું મળતું. પ્રાયઃ કાચુંકોરું એક ટંક તો ફાકીને જ ચલાવી લેવું પડતું, બીજી ટંકે પણ કોક વાર અડધું ભોજન મળતું યા તો કોક વાર કડાકા જ પડતા. એ ઘણીય ઇચ્છા કરતો કે ઝપાટાબંધ હાથ ચલાવું પરંતુ હાથમાં શક્તિ જ રહી નહોતી. તેમાં બાકી હોય તેમ દાતાદીન માથા પર સવાર થઈને ઊભો હતો. ક્ષણવાર શ્વાસ ખાવાનો સમય મળત, તો તો કાંઈક સ્ફૂર્તિ આવત, પરંતુ શ્વાસ ખાવા રોકાવું શી રીતે? ગાળો ખાવાનો ડર હતો.

ધનિયા અને બન્ને છોડીઓ શેરડીની ગાંઠો લઈ, ભીના સાલ્લાથી લથપથ અને કીચડથી તરબોળ ત્યાં આવી અને ગાંઠો જમીન પર નાખી શ્વાસ ખાવા ઊભી રહી. ત્યાં તો દાતાદીને તેમને ધમકાવવા માંડી: "અહીં કાંઈ તમાશો જોવાનો છે તે ઊભા રહી, ધનિયા! જા, જઈને કામે વળગ. પૈસા કાંઈ મફતના નથી આવતા. કલાકે એક ખેપ લાવે છે. આ રીતે તો રાત પડયે પણ કામ પૂરું નહિ થાય."

ધનિયાએ મિજાજ ફેરવીને કહ્યું: "કેમ, જરા શ્વાસ ખાવા પણ ઊભાં રહેવાં દેવાં નથી, મહારાજ? અમેય માણસો છીએ. તમારી મજૂરી કરીએ છીએ તેથી કાંઈ માણસ નથી મટી ગયાં, જરા જઈને માથા પર ચઢાવી એક ગાંઠ લઈ તો આવો, તો હમણાં બધી ખબર પડશે."

દાતાદીને પણ મિજાજ ગુમાવી દીધો: "પૈસા આપું છું કામ કરવા માટે, શ્વાસ ખાવા માટે નહિ. આરામ કરવો હોય, તો ઘેર જઈને કર."

ધનિયા આનો પ્રત્યુત્તર આપવા જતી હતી કે હોરીએ તેને ધમકાવી : " તું અહીંથી જતી કેમ નથી, ધનિયા ! શું કરવા નકામી માથાઝીક કરે છે ?"

ધનિયાએ ઈંઢોણી હાથમાં લેતાં કહ્યું: " જઉં છું તો ખરી, પરંતુ આમ ચાલતા બળદને આર મારવાની શી જરૂર છે?"

દાતાદીને આંખો લાલ કરી કહ્યું: " લાગે છે કે હજી મિજાજ ઠંડા નથી પડ્યો; એટલે જ એક એક દાણા માટે માર્યા ફરો છો !"

હવે ધનિયા પણ શાની ચૂપ રહે ? તેણે પણ તેવો જ જવાબ આપતાં જણાવ્યું: " તમારે બારણે તો ભીખ માગવા નથી આવતી ?"

દાતાદીને તીવ્ર સ્વરે જવાબ આપ્યો : " જો આવો જ મિજાજ રહેશે, તો ભીખ પણ માગવી પડશે. "

ધનિયા પાસે જવાબ તૈયાર હતો, પરંતુ સોના એને ખેંચીને તલાવડી તરફ લઈ ગઈ, નહિ તો વાતનું વતેસર થઈ જાત. પરંતુ દૂર તેના બોલ દાતાદીનના કાને ન પડે એટલે જઈને તેણે હૃદયની વરાળ કાઢી: " ભીખ માગો તમે, કારણકે તમારી જાત જ ભિખારીની છે. અમે તો છીએ મજૂર; જ્યાં મહેનત કરીશું, ત્યાંથી ચાર પૈસા કમાઈ લાવીશું."

સોનાએ એનો તિરસ્કાર કરતાં કહ્યું: " મા, હવે ચૂપ રહીશ ? તું તો વખત જોતી નથી અને વાતવાતમાં લડવા તૈયાર થઈ જાય છે !"

હોરી ઉન્મત્તની જેમ દાતરડું ઊંચું કરી કરીને શેરડીના કટકાઓનો ઢગ કર્યે જતો હતો. તેના અંતરમાં જાણે કે પ્રચંડ અગ્નિ ભભૂકતો હતો. તેનામાં ક્યાંકથી જાણે કે અલૌકિક શક્તિનો સંચાર થયો હતો. તેનામાં પેઢી દર પેઢીનું જે સંચિત પાણી હતું, તે અત્યારે જાણે કે જાગૃત થઈ યંત્ર જેવી અંધશક્તિ તેને પ્રદાન કરી રહ્યું હતું. તેને આંખોએ અંધારાં વળવા લાગ્યાં. માથામાં ચક્કર આવતા હતા અને બધુંય જાણે કે ધૂળ થઈ ગયું હતું, તોપણ તેના

હાથ યંત્રવત્, થાકયા વિના, જરા પણ અટકયા વિના ચાલ્યા કરતા હતા. બદનમાંથી પસીનાની ધારાઓ વછૂટતી હતી. મોંમાંથી ફીણ નીકળતાં હતાં અને માથામાં ધનધમ જેવા અવાજો થતા હતા; પરંતુ જાણે કે તેનામાં કોઈ ભૂત આવ્યું હોય, તે પ્રમાણે એ કામ કરી રહ્યો હતો.

સહસા તેની આંખોમાં અંધકાર છવાઈ ગયો. તેને લાગ્યું કે જાણે તે જમીનમાં ધસી જઈ રહ્યો છે. તેણે પોતાને સંભાળવાની ચેષ્ટા કરતાં હાથ પહોળા કર્યા અને ત્યાં જ અચેત થઈને બીજી ક્ષણે ઢળી પડ્યો. દાતરડું હાથમાંથી છૂટી ગયું અને તે ઊંધે મોંએ ભોંય પર ફસડાઈ પડ્યો.

તે જ વખતે ધનિયા શેરડીની ગાંઠ લઈને ત્યાં આવી પહોંચી. જોયું તો કેટલાય માણસો હોરીને ઘેરીને ઊભા હતા. એક હળપતિ દાતાદીનને કહેતો હતો કે, “ મહારાજ, માણસના દિલને આઘાત લાગે એવાં વેણ તમારે ન કાઢવાં જોઈએ. કામ પણ કામની રીતે જ થયાં કરે.”

ધનિયા શેરડીની ગાંઠ માથેથી ફેંકી દઈને પાગલની જેમ દોડતી હોરી પાસે આવી અને તેનું માથું પોતાના ખોળામાં લઈને વિલાપ કરવા લાગી: “ તમે મને મૂકીને કયાં જાઓ છો? અલી સોના, દોડતી જઈને પાણી લઈ આવ અને શોભાને કહેજે કે તારા મોટા-ભાઈ બેહોશ થઈ ગયા છે. હાય ભગવાન! હવે હું કયાં જાઉં, હવે હું કોની થઈને રહીશ, કોણ મને ધનિયા કહીને બોલાવશે . . .”

લાલા પટેશ્વરી દોડતા આવ્યા અને સ્નેહપૂર્ણ કઠોરતાથી બોલ્યા: “ આ શું ગાંડાવેડા કરે છે ધનિયા, જરા દિલને કાબૂમાં રાખ. હોરીને કશુંય થયું નથી. તાપનો માર્યો જરા બેહોશ થઈ ગયો છે, તે હમણાં હોશમાં આવી જશે. અત્યારથી કાળજું આમ પોચું કરી દઈશ, તો કેમ ચાલશે!”

ધનિયાએ પટેશ્વરીના પગ પકડ્યા અને રોતી રોતી કહેવા લાગી: "શું કરું લાલા, જીવ નથી માનતો. ભગવાને મારું તો બધુંય છીનવી લીધું. આજ સુધી મેં બહુ ધીરજ રાખી, પરંતુ હવે ધીરજ રહેતી નથી. હાય મારા નાથ!"

સોના પાણી લાવી. પટેશ્વરીએ હોરીના મોં પર પાણી છાંટયું. કેટલાક માણસો ધોતિયાના છેડા વતી તેને પવન નાખતા હતા. હોરીનો દેહ ટાઢો પડી ગયો હતો, તે જોઈ પટેશ્વરી પણ ચિંતાતુર થઈ ગયા હતા, છતાં તે ધનિયાને ધીરજ આપ્યે જતા હતા.

ધનિયા અધીરી થઈ બોલી ઊઠી: "આવું તો પહેલાં એમને ક્યારેય નહોતું થયું લાલા, ક્યારેય નહિ."

પટેશ્વરીએ પૂછયું: "રાતે કાંઈ ખાધું હતું?"

ધનિયા બોલી: "હા, રોટલા ઘડ્યા હતા, પરંતુ આજકાલ અમારા પર જે વીતી રહી છે, તે તમારાથી ક્યાં અજાણ્યું છે? મહિનાઓ થયા પેટ ભરીને રોટલો ખાવાનો અવસર નથી આવ્યો. ઘણીય સમજાવું છું કે શરીરની સંભાળ રાખીને કામ કરો, પરંતુ આરામ તો અમારા કિસ્મતમાં લખાયેલો જ નથી."

સહસા હોરીએ આંખો ખોલી અને બેબાકળી નજરે ચારે તરફ જોવા લાગ્યો.

ધનિયાને તો જાણે પ્રાણમાં પ્રાણ આવ્યા; વિહ્વળ બની તેને ગળે વળગી પડી બોલી: "હવે તમને કેમ છે? મારો તો જીવ જ ઊડી ગયો હતો."

હોરીએ કાતર સ્વરે કહ્યું: "હવે ઠીક છે, પણ કોણ જાણે જીવને શુંય થઈ ગયું હતું!"

ધનિયાએ સ્નેહભરી ભર્ત્સનાસહ કહ્યું: "શરીરમાં શક્તિ તો રહી નથી અને છતાં તન તોડીને મહેનત કરવા જાઓ છો. એ તો છોકરાંઓનાં નસીબ સારાં, નહિ તો તમે તો ચાલવા જ માંડયું હતું."

પટેશ્વરીએ હસીને કહ્યું: "અરે, ધનિયાએ તો એવી રોકકળ માંડી હતી."

હોરીએ આતુરતાસહ પૂછ્યું: "સાચે, તું રોતી હતી, ધનિયા!"

ધનિયાએ પટેશ્વરીને પાછળ ધકેલી દઈને કહ્યું: "એમને તો એવું જ બકવાની ટેવ છે. એમને જ પૂછો ને કે તમે કેમ કાગળ અધૂરો મૂકીને ઘેરથી દોડ્યા આવ્યા હતા?"

પટેશ્વરીએ તેને ચીડવવાના હેતુથી કહ્યું: "ત્યારે તો હીરા–હીરા કરતી રોતી હતી અને હવે શરમના માર્યાં હસવું આવે છે! એ તો છાતી અને માથું કૂટતી હતી."

હોરીએ ધનિયા પ્રતિ સજળ નેત્રો વડે જોયું: "ગાંડી છે, બીજું શું? હવે કોણ જાણે શુંય સુખ જોવા માટે મને જીવતો રાખવા ઇચ્છે છે!"

બે માણસો હોરીને ટેકો આપીને ઘેર લાવ્યા અને ખાટલા પર સુવાડ્યો. દાતાદીન તો બડબડતા હતા કે વાવણીમાં મોડું થાય છે, પરંતુ માતાદીન બાપ જેટલો નિર્દયી નહોતો. દોડતો જઈને ઘેરથી ગરમ દૂધ લઈ આવ્યો અને એક શીશીમાં ગુલાબજળ પણ લેતો આવ્યો. દૂધ પેટમાં જતાં જ હોરીમાં જાણે કે નવચેતન આવ્યું.

બરાબર તે જ પળે ગોબર એક મજૂરને માથે સામાન ચડાવીને આવતો દેખાયો.

ગામનાં કૂતરાં પહેલાં તો એની તરફ ભસતાં ભસતાં દોડ્યાં. પછી તેને ઓળખીને પૂંછડીઓ પટપટાવવા લાગ્યા. રૂપા બોલી: "ભાઈ આવ્યો, ભાઈ આવ્યો," અને તાળીઓ પાડતી તેના તરફ દોડી. સોના પણ બે ત્રણ ડગલાં આગળ વધી, પરંતુ તરત જ તેણે પોતાના ઉત્સાહને અંતરમાં દબાવી દીધો. એક વર્ષમાં જ તેનું યૌવન કાંઈક વધુ સંકોચશીલ થઈ ગયું હતું. ઝુનિયા પણ લાજ કાઢી બારણે આવીને ઊભી રહી.

ગોબરે આવીને માતાપિતાને પ્રણામ કર્યાં અને રૂપાને તેડી લઈ

તેને વહાલ કરવા લાગ્યો. ધનિયાએ એનાં દુખણાં લઈને આશીર્વાદ આપ્યા અને તેનું માથું છાતી સરસું ચાંપ્યું—જાણે કે તે પોતાના માતૃત્વનો પુરસ્કાર પામી. તેનું હૃદય ગર્વથી છલકાઈ જતું હતું. આજે તો એ રાણી હતી—તેના આવા ગરીબ હાલમાં પણ તે રાણી હતી. કોઈ આજે તેની આંખો જુએ, તેનું મુખ જુએ, તેનું હાસ્ય જુએ, તેની ચાલ જુએ! અરે જોઈને ખુદ રાજરાણી પણ લજવાઈ જાય! ગોબર કેવડો મોટો થઈ ગયો હતો અને પહેરેઓઢ્યે કેવો મોટા માણસ જેવો લાગતો હતો! ધનિયાના મનમાં ક્યારેય અમંગલની શંકા નહોતી આવી. એનું મન કહેતું કે ગોબર કુશળ છે અને પ્રસન્ન છે. આજે એને નજરે જોઈને તેને ખોવાઈ ગયેલું રત્ન પાછું હાથ લાગ્યું હતું, પરંતુ હોરીએ મુખ ફેરવી લીધું હતું.

ગોબરે પૂછ્યું: "મારા બાપાને શું થયું છે, બા?"

ધનિયા ઘરના હાલ જણાવી તેને દુઃખી કરવા નહોતી ઇચ્છતી. તે બોલી: "કશું નથી બેટા, એ તો જરા માથું દુઃખે છે. ચાલ, કપડાં કાઢ, હાથ મોં ધો. ક્યાં હતો તું આટલા દહાડા? ભલા આ રીતે તે કોઈ ઘેરથી નાસી જતું હશે? અને ક્યારેય એક ચબરકી પણ લખવાની ન મળી? આજે જતાં જતાં બાર મહિને અમારી ખબર લીધી? તારી રાહ જોતાં જોતાં તો આંખોય ફૂટી ગઈ. એક જ આશાએ જીવતી હતી કે ક્યારે એ દહાડો આવે અને ક્યારે તને નજરે જોઉં! કોઈ તો કહેતું કે મિરત જતો રહ્યો છે, તો કોઈ ડમરા ટાપુ કહેતું. સાંભળી સાંભળીને તો પ્રાણ પણ સુકાઈ જતા હતા. ક્યાં હતો તું આટલા દહાડા?"

ગોબરે લજવાઈ જતાં કહ્યું: "ક્યાંય આઘે નહોતો જતો રહ્યો, બા, અહીં લખનૌમાં જ હતો."

"અને આટલો નજીકમાં હોવા છતાં એક કાગળ સરખો પણ તેં ન લખ્યો?"

પેલી બાજુ સોના અને રૂપા ગોબરનો સામાન ખોલીને વસ્તુઓની વહેંચણી કરવામાં મશગૂલ થઈ ગઈ હતી, પરંતુ ઝુનિયા આઘી જ ઊભી હતી. આજે એના મુખ પર માનુનીનો મદ ચમકી રહ્યો હતો. ગોબરે પોતાની સાથે જે વર્તન ચલાવ્યું છે, તેનો આજે પોતે બરાબર વ્યાજ સાથે બદલો લેશે. દેણદારને જોઈને વાણિયો માંડી વાળેલી રકમ પણ વસૂલ કરવા તૈયાર થઈ ગયો હતો. બાળક એ બધી વસ્તુઓ તરફ ઝડપ મારતું હતું અને ઇચ્છતું હતું કે બધીય વસ્તુઓ એકી સાથે મોંમાં ભરી દઉં, પરંતુ ઝુનિયા તેને કેડેથી નીચે ઊતરવા દેતી નહોતી.

સોના બોલી: "ભાઈ તો તમારે માટે દર્પણ ને કાંસકી લાવ્યા છે, ભાભી !"

ઝુનિયાએ ઉપેક્ષા ભાવે જવાબ આપ્યો: "મારે નથી જોઈતાં એવાં દર્પણ ને કાંસકી. છો રહેતાં એમની જ પાસે."

રૂપાએ બાળકની જરી ભરેલી ટોપી કાઢી: "ઓહો ! આ તો બચુની ટોપી !" અને એમ કહીને તેણે તે બાળકને માથે મૂકી દીધી.

ઝુનિયાએ ટોપી માથેથી ઉતારી લઈને ફેંકી દીધી અને સહસા ગોબરને અંદર આવતો જોઈને બાળકને લઈને પોતાની ઓરડીમાં ચાલી ગઈ. ગોબરે અંદર આવીને જોયું તો એનો બધો સામાન ફેંદી નાખેલો હતો. એને મનમાં તો થતું હતું કે પહેલાં ઝુનિયા પાસે જઈને એના અપરાધની ક્ષમા માગું, પરંતુ અંદર જવાનું સાહસ નહોતું થતું. એ ત્યાં જ બેઠો અને વસ્તુઓ કાઢી દરેકને વહેંચવા લાગ્યો. પરંતુ રૂપા એટલા માટે રિસાઈ કે એના માટે ચંપલ કેમ નહોતાં આણ્યાં અને સોના એને ચીડવવા લાગી: "તારે વળી ચંપલ કેવાં, તું તારી ઢીંગલી લઈને રમ્યા કર. હું તો તારી ઢીંગલી જોઈને કંઈ રોતી નથી, પછી તું મારી ચંપલ જોઈને શાની રડે છે ?"

મીઠાઈ વહેંચવાની જવાબદારી ધનિયાએ પોતાના માથે રાખી. આટલા દિવસ બાદ દીકરો ક્ષેમકુશળ ઘેર આવ્યો હતો. પોતે આખા ગામમાં પતાસાં વહેંચાવશે. એક ગુલાબજાંબુ રૂપાના મોંમાં, ઊંટનાં મોંમાં જીરા સમાન હતું. એ તો ઇચ્છતી હતી કે આખુંય પડીકું એને જ સોંપી દેવામાં આવે કે જેથી તે ખાતી ફરે અને કૂદકા મારતી ફરે !

હવે પેટી ઊઘડી અને એમાંથી સાડીઓ નીકળવા માંડી. પંટેશ્વરી લાલાને ત્યાં બૈરાં પહેરતાં તેવી કિનારીવાળી બધી સાડીઓ હતી, પણ કિંમતમાં હલકી હતી. આવી પાતળી સાડીઓ તો ભલા કેટલા દહાડા ચાલવાની ? મોટા માણસોને પાતળી સાડીઓ પહેર્યે ચાલે, એમને ત્યાં બૈરાંઓને બેસી રહેવા અને સૂઈ રહેવા સિવાય બીજું શું કામ કરવાનું હોય છે? અહીં તો રહી ખેતીવાડીની મજૂરી કરવાની. વારુ ! હોરી માટે ધોતીજોટો અને સાથે એક દુપટ્ટો પણ છે !

ધનિયા પ્રસન્ન થઈને બોલી: " આ તેં બહુ સારું કર્યું, બેટા ! એમનો દુપટ્ટો સાવ જાળી જેવો થઈ ગયો હતો."

ગોબરને આટલી વારમાં ઘરની સ્થિતિનો અંદાજ માલૂમ પડી ગયો હતો. ધનિયાના સાડલાને કેટલાંય થીંગડાં મારેલાં હતાં. સોનાનો સાડલો માથેથી ફાટેલો હતો અને તેમાંથી તેના વાળ ફરફરતા હતા. રૂપાની ઓઢણીમાંથી તો ચારે તરફ ઝાલરની જેમ ચીથરાં લટકતાં હતાં. બધાનાં ચહેરા રુક્ષ હતા, કોઈનાય દેહ પર ચળકાટ ન હતો. જ્યાં જુઓ ત્યાં વિપન્નતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું.

છોકરીઓ તો સાડીઓમાં મગ્ન હતી, પરંતુ ધનિયાને દીકરા માટે રાંધવાની ચિંતા થઈ. ઘરમાં જવનો થોડો લોટ સાંજે રાંધવા માટે રાખી મૂક્યો હતો. બપોરે તો કાચાકોરાથી બધાં ચલાવી લેતાં, પરંતુ ગોબર હવે પહેલાંનો ગોબર ઓછો જ હતો ! તેનાથી જવના રોટલા ચવાશે ખરા ? પરદેશમાં ન જાણે શું શું ખાતો હશે. તે

જઈને દુલારીની દુકાનેથી ઘઉંનો લોટ, ચોખા, ઘી ઇત્યાદિ ઉધાર લઈ આવી. આજે મહિનાઓ થયાં દુલારીએ ઉધાર આપવું બંધ કર્યું હતું, પરંતુ આજે તો તેણે એમ પણ ન પૂછ્યું કે પૈસા ક્યારે આપીશ.

તેણે પૂછ્યું: "ગોબર તો ખૂબ કમાઈને આવ્યો છે ને?"

ધનિયા બોલી: "હજી તો કાંઈ ખબર નથી, દીદી! હજી મેં એને કશું પૂછ્યું નથી. હા, બધાં માટે કિનારદાર સાડીઓ લાવ્યો છે. તમારા આશીર્વાદથી ક્ષેમકુશળ ઘેર આવ્યો, એ જ મારે માટે તો બહુ છે."

દુલારીએ આશિષ આપી: "ભગવાન કરે ને જ્યાં હોય ત્યાં કુશળ રહે. માબાપને બીજું શું જોઈએ? છોકરો સમજુ છે, બીજા છોકરાઓ જેવો ઉડાઉ નથી. મારી રકમ અત્યારે ભલે ન મળે, પણ વ્યાજ તો આપી દે. દહાડે દહાડે નાહકનો ભાર વધતો જાય છે."

આ બાજુ સોના બાળકને ફ્રૉક, ટોપી અને બૂટ પહેરાવી રાજકુંવર બનાવી રહી હતી. બાળક એ ચીજોને પહેરવા કરતાં એને હાથમાં લઈ રમવા માટે વધારે ઉત્સુક હતું. અંદર ગોબર અને ઝુનિયા વચ્ચે રિસામણાં–મનામણાં ચાલી રહ્યાં હતાં.

ઝુનિયાએ તિરસ્કારભરી આંખો વડે જોતાં ગોબરને કહ્યું: "મને લાવીને અહીં પૂરી દીધી અને પોતે તો પરદેશ નાસી છૂટ્યા. પછી ન મળે ખબર કે ન મળે અંતર, કે ન લીધી કશી શુધ કે બૂધ કે જીવે છે કે મરી ગઈ. બાર મહિને જતાં આજે તમારી ઊંઘ ઊડી. તમે કેવા ભારે કપટી છો! હું તો હજી માનતી હતી કે તમે તો મારી પાછળ પાછળ આવો છો; અને પોતે તો એવા આબાદ પલાયન થઈ ગયા કે જતાં જતાં ઠેઠ બાર મહિને ઘર યાદ આવ્યું. ભાયડાઓનો વિશ્વાસ જ નહિ. ક્યાંય વળી કોક બીજી પર મન ઠર્યું હશે. માન્યું હશે કે ઘેર તો એક છે જ, એક ભલે અહીં થઈ જાય."

ગોબરે બચાવ કર્યો: " ઝુનિયા, હું ઈશ્વરને સાક્ષી રાખીને કહું છું, કે જો મેં ક્યારેય કોઈ સ્ત્રી તરફ ઊંચી નજર કરીને પણ જોયું હોય! લાજ અને ડરનો માર્યો ઘેરથી નાસી ગયો એ વાત કબૂલ, પરંતુ તું મારા મનમાંથી એક પળ માટે પણ ખસતી નહોતી. હવે તો મેં નિર્ણય કરી લીધો છે કે તને પણ સાથે તેડતો જઈશ, એટલા માટે તો આવ્યો છું. તારા ઘરવાળાં તો બહુ ક્રોધે ભરાયાં હશે?"

" અરે, પિતાજી તો મને જાનથી જ મારી નાખવા તૈયાર થયા હતા."

" સાચું?"

" ત્રણે જણા અહીં આવ્યા હતા; પણ બાએ એવા તો એમને ફટકાર્યા કે આવડું શું મોઢું થઈ ગયું. હા, આપણા બેય બળદ છોડીને લઈ ગયા."

" આટલી બધી જોહુકમી! અને પિતાજી કશું બોલ્યા જ નહિ?"

" પિતાજી એકલા કોની કોની જોડે વઢે! ગામવાળા તો નહોતા લઈ જવા દેતા, પરંતુ પિતાજીએ જ જ્યાં કશો વાંધો ન ઉઠાવ્યો, પછી એ લોકો શું કરે!"

" તો આજકાલ ખેતીવાડી કેમ ચાલે છે?"

" ખેતીવાડી તો બધી વેડફાઈ ગઈ. થોડી પંડિત મહારાજની સાંથી છે. શેરડી તો વવાઈ જ નથી."

ગોબરની કમ્મરે અત્યારે બસો રૂપિયા હતા. તેનામાં ગરમી તો આમે ઓછી ન હતી. આ હાલ સાંભળીને તેના બદનમાં તો જાણે આગ જ સળગી ઊઠી.

તે બોલ્યો: " તો હું પહેલો જઈને એમની જ ખબર લઉં છું. એમની એટલી હિમ્મત કે મારે બારણેથી બળદ છોડીને લઈ જાય! આ તો લૂંટ થઈ, ચોખ્ખી ધોળા દહાડાની લૂંટ. ત્રણે જણા ત્રણ ત્રણ વર્ષ માટે સરકારના મહેમાન થઈ જશે. સીધી રીતે બળદ પાછા

નહિ આપે, તો કચેરીએ ચઢીને લઈશ. એમની બધીયે ખુમારી કાઢી નાખીશ.''

તે એ જ આવેશમાં ઊભા થઈને ચાલવા લાગ્યો કે ઝુનિયાએ તેને પકડી રાખ્યો અને બોલી. "તે જજો ને, અત્યારે જ એનું કાંઈ મુહૂર્ત વીતી જાય છે! જરા આરામ કરો. કાંઈક ખાઓપીઓ. હજી તો આખો દહાડો પડ્યો છે. અહીં તો મોટી મોટી મસલતો ચાલી હતી અને છેવટે ગામે રૂપિયા એંસીનો દંડ કર્યો. તે ઉપરાંત ત્રીસ મણ અનાજ તો જુદું. એને લીધે જ હાલત વધારે કફોડી થઈ ગઈ."

સોના બચુને કપડાં પહેરાવીને લાવી. કપડાં પહેરાવવાથી તે ખરેખર રાજકુંવર જેવો લાગતો હતો. ગોબરે તેને ગોદમાં તેડી લીધો, પરંતુ તે વખતે તેને બાળકના વહાલમાં આનંદ ન આવ્યો. એનું લોહી ઊકળી રહ્યું હતું અને કમરના રૂપિયા તેને ગરમ કરી રહ્યા હતા. પોતે એકે એકને જોઈ લેશે. પંચને એમનો દંડ કરવાનો શો અધિકાર છે? એમની વચ્ચે પડનાર એ કોણ? પોતે એક સ્ત્રીને ઘરમાં બેસાડી, તેમાં પંચના બાપનું શું બગડી ગયું? અરે, જો એ વાત પર પોતે ફોજદારી કરે, તો એ બધાયના હાથમાં હમણાં હાથ-કડીઓ ખણખણવા લાગે. એમાં તો આખા કુટુંબનો નાશ થઈ ગયો. એ લોકો મનમાં શું સમજતા હશે!

બાળકે તેની ગોદમાં જરા સ્મિત કર્યું અને પછી જાણે કાંઈ ડરામણી વસ્તુ જોઈ હોય તેમ એક ચીસ પાડી ઊઠ્યું.

ઝુનિયાએ બાળકને તેની ગોદમાંથી લઈ લીધું અને બોલી: "હવે જઈને નહાવ-ધોવો. શા વિચારમાં પડી ગયા છો? અહીંયાં જો આવીને બધાની સાથે લડવા જ માંડશો, તો એક દહાડો પણ રહેવું મુસ્કેલ થઈ પડશે. જેની પાસે પૈસા છે, એ જ મોટો માણસ મનાય છે, એ જ સારો માણસ મનાય છે. જે ગરીબ છે, એના પર બધાય રોફ જમાવવા આવે છે."

"હું ગધેડો હતો કે ઘેરથી નાસી છૂટયો. હવે જોઉં છું કે કોઈ એક પૈસો પણ દંડનો કેવો વસૂલ કરે છે!"

"શહેરની હવા ખાઈને આવ્યા છો, એટલે જ આવી બધી વાતો સૂઝે છે; નહિ તો ઘેરથી નાસી જ શેના જાત!"

"મનમાં તો એમ થાય છે કે લઈ લાકડી ને પહોંચું અને પરેશ્વરી, દાતાદીન, ઝિંગુરી બધાય સાળાઓને મારીને ભોંયભેગા કરી દઉં, અને એમની કેડમાંથી રૂપિયા કાઢી લઉં."

"કદાચ રૂપિયાની ગરમી બહુ ચઢી ગઈ હશે. લાવો કાઢો તો, જોઉં તો ખરી, આજ સુધીમાં શું કમાઈ લાવ્યા છો?" કહી તેણે ગોબરની કમ્મરને હાથ લગાડયો.

ગોબર ઊભો થઈ જઈને બોલ્યો: "હજી તો કશું નથી કમાયો. હા, તું હવે આવીશ એટલે કમાઈશ. વરસ દહાડો તો શહેરના રંગઢંગ ઓળખવામાં જ જતો રહ્યો."

"બા આવવા દેશે, ત્યારે ને?"

"બા શું કરવા નહિ આવવા દે. રોકી રાખવાનું કાંઈ કારણ?"

"વાહ! હું તો એમની રજા સિવાય ક્યાંય નહિ જાઉં, તમે તો મને મૂકીને જતા રહ્યા હતા અને મારું અહીં કોણ હતું? એમણે જો મને ઘરમાં પેસવા દીધી ન હોત, તો હું ક્યાં જાત! જ્યાંસુધી જીવતી રહીશ, ત્યાંસુધી એમનો એ ગુણ નહિ ભૂલું, અને તમેય શું આખી જિંદગી કાંઈ પરદેશમાં જ કાઢશો?"

"તો અહીં બેસી રહીને શું કરીશ. મહેનત કરો અને મરો, એ સિવાય અહીં બીજું છે શું? થોડી શી આવડત હોય અને માણસ જો કામથી ડરતો ન હોય, તો ત્યાં કોઈ ભૂખે મરતું નથી. અહીં તો અક્કલ જ કામ નથી કરતી. પિતાજી મારાથી કેમ રોષે ભરાયેલા છે?"

"તમારા ભાગ્યને ધન્યવાદ આપો કે રોષે ભરાઈને જ જતા કર્યા છે. તમે તોફાન તો એવડું મોટું આદર્યું હતું કે તે વખતે જો હાથમાં આવ્યા હોત, તો તમારું મોં લાલ કરીને જ તમને છોડત."

"તો તને પણ ખૂબ ગાળો દેતા હશે?"

"ક્યારેય નહિ, ભૂલથી પણ નહિ ને! આ તો પહેલાં ક્રોધે ભરાયાં હતાં, પરંતુ પિતાજીએ ક્યારેય કશું નથી કહ્યું. જ્યારે બોલાવે છે ત્યારે ખૂબ વહાલથી બોલાવે છે. મારું જો માથું પણ દુઃખે તો એમને કાંઈનું કાંઈ થઈ જાય છે. મારા બાપની સરખામણીમાં તો હું એમને દેવતા માનું છું. બાને પણ રોજ કહ્યા કરે છે કે વહુને કશું ન કહીશ. તમારા પર કેટલીય વાર ક્રોધે ભરાયા હશે કે આને ઘરમાં ઘાલીને પોતે કોણ જાણે ક્યાંય નાસી ગયો. આજકાલ તો પાઈ પાઈના વાખા પડે છે. શેરડીના પૈસા તો બારોબાર જ જતા રહ્યા, હવે તો મજૂરી કરવી પડે છે. આજે તો પિતાજી બિચારા ખેતરમાં જ બેહોશ થઈ ગયા હતા, રોકકળ મચી ગઈ હતી. ત્યારના પડ્યા છે."

હાથમોં ધોઈ તથા વાળબાળ ઓળી ગોબર ગામનો દિગ્વિજય કરવા નીકળી પડ્યો. બેય કાકાઓને ઘેર જઈને રામરામ કરી આવ્યો. કેટલાક મિત્રોને જઈને મળ્યો. ગામમાં કાંઈ ખાસ ફેરફાર નહોતો થયો. હા, પટેશ્વરીએ નવી બેઠક બનાવી હતી અને ઝિંગુરીસિંહે આંગણામાં નવો કૂવો કરાવ્યો હતો. ગોબરના મનમાં તે જોઈ વિદ્રોહ વધુ જોર કરવા લાગ્યો. જે કોઈ મળ્યું, તેણે એનો આદર કર્યો અને યુવકોએ તો એને પોતાનો નેતા સ્થાપી દીધો અને એની સાથે બધાય લખનૌ જવા તૈયાર થઈ ગયા. બાર મહિનામાં એ પોતે જ કેવો હતો ને કેવો થઈ ગયો!

સહસા ઝિંગુરીસિંહ પોતાના કૂવા પર નહાતા તેને ભેટ્યા. ગોબર ત્યાં થઈને નીકળ્યો, પરંતુ ન તો તેમને એણે સલામ કરી, કે ન તો એમને બોલાવ્યા. એ એમને બતાવી દેવા માગતો હતો કે હું તમને કશી જ ગણતરીમાં લેખતો નથી.

ઝિંગુરીસિંહે પોતે જ એને પહેલો બોલાવ્યોઃ "ક્યારે આવ્યો, ગોબર, મજામાં તો છું ને? લખનૌમાં નોકરી કરતો હતો?"

ગોબરે મિજાજથી જવાબ આપ્યો: "હું કાંઈ લખનૌ ગુલામી કરવા નહોતો ગયો. નોકરી તો ગુલામી કહેવાય. હું તો વેપાર કરતો હતો."

ઠાકુરે તેને કુતૂહલભરી આંખોથી માથાથી પગ સુધી નિહાળ્યો: "રોજ કેટલું કમાતો હતો?"

ગોબરે છરીને ભાલો બનાવી એમના પર જ ચલાવી: "આ અઢી ત્રણ રૂપિયા રોજ મળતા. ક્યારેક તડાકો પડતો તો ચાર પણ મળી જતા, એથી વધારે નહિ."

ઝિંગુરીસિંહ બહુ દોડાદોડ કરવા છતાં પચીસ ત્રીસથી વધારે નહોતા કમાઈ શકતા અને આ ગમાર છોકરો મહિને સો રૂપિયા કમાવા લાગ્યો! એમની આબરૂ ઉપર પાણી ફરી વળ્યું. હવે એ કયા હકથી એના પર રોફ જમાવી શકે? અલબત, ન્યાતે એ ઊંચા હતા, પરંતુ આજકાલ ન્યાતને પૂછે છે કોણ? એની સાથે સ્પર્ધા કરવાનો આ અવસર નહોતો, ઊલટું એની ખુશામત કરી કાંઈક કામ કાઢી લેવું જોઈએ. એ બોલ્યા: "આટલી આવક કાંઈ થોડી ન કહેવાય કે જે ખરચી ખૂટે. ગામમાં તો ત્રણ આના પણ નથી મળતા. ભવાનિયાને (તેમનો મોટો પુત્ર) ક્યાંક કામે લગાડી દે, તો મોકલી આપું. ન ભણ્યો કે ન ગણ્યો અને રોજ કાંઈક ને કાંઈક તોફાનો ઊભાં કર્યા જ કરે છે. ક્યાંક ગુમાસ્તાબુમાસ્તાની જરૂર હોય તો જણાવજે, નહિ તો સાથે જ લેતો જજે. તારો તો ભાઈબંધ છે. પગાર ભલે થોડો હોય, કાંઈ વાંધો નહિ; પરંતુ હા, બીજા ચાર પૈસા આડાઅવળા મળે એવી જોઈએ."

ગોબરે અભિમાનભર્યા હાસ્ય સાથે જણાવ્યું: "આ ચાર પૈસા આડાઅવળા મારી ખાવાની દાનત જ માણસને ખરાબ કરે છે, ઠાકુર, પરંતુ આપણા લોકોને ટેવ જ એવી પડી ગઈ છે કે જ્યાંસુધી બેઈમાની ન કરીએ, ત્યાંસુધી પેટ નથી ભરાતું. લખનૌમાં નોકરીઓ તો હજાર છે, પરંતુ બધાય ઈમાનદાર અને ચોખ્ખા

માણસ માગે છે. હું ભવાનીને કોકના ગળે બાંધી તો દઉં, પરંતુ પાછળથી એણે જો ક્યાંક હાથચાલાકી કરી તો એ માણસ તો આવીને મારી જ ગરદન પકડે. જગતમાં આવડતની કદર નથી થતી, પ્રમાણિકતાની કદર થાય છે."

આ તમાચો મારી ગોબર આગળ વધ્યો. ઝિંગુરીસિંહ મનમાં જ સમસમીને રહી ગયા. છોકરો કેવી ઘમંડ ભરી વાતો કરે છે—જાણે મોટો ધર્મનો અવતાર!

એ જ પ્રમાણે ગોબરે દાતાદીનની પણ ખબર લઈ નાખી. દાતાદીન ભોજન કરવા જતા હતા. ગોબરને જોઈને પ્રસન્ન થઈને બોલ્યા: "મજામાં તો હતો ને, ગોબર? સાંભળ્યું છે કે તું તો ત્યાં બહુ સારી જગ્યાએ છું. માતાદીનને પણ ક્યાંક વળગાડી દે ને? ભાંગ પીને પડ્યા રહ્યા સિવાય અહીં એને બીજું શું કામ હોય છે?"

ગોબરે સંભળાવી: "તમારે ઘેર શાની ખોટ છે મહારાજ, જે જજમાનને બારણે જઈને ઊભા રહ્યા, ત્યાંથી કાંઈક ને કાંઈક હાથ મારીને જ આવવાના. જનમનું મળે, મરણનું મળે, લગનનું મળે, બારમાનું મળે; ખેતી કરો છો, લેણદેણ કરો છો, દલાલી પણ કરો છો; કોકની જો ક્યાંક ભૂલચૂક થઈ ગઈ તો દંડ કરીને તેનાં ઘરબાર પણ લૂંટી લો છો, તોય હજી પેટ નથી ભરાતું? એટલું બધું ધન એકત્ર કરીને પછી કરશો શું? કે પછી સાથે લઈ જવાનો કોઈ માર્ગ શોધી કાઢ્યો છે?"

દાતાદીને જોયું કે ગોબર ખૂબ અકડાઈથી વાત કરતો હતો. માનમર્યાદા તો જાણે ભૂલી જ ગયો હતો. હજી બેટમજીને કદાચ ખબર નહિ હોય કે બાપ તો મારી ગુલામી કરે છે. સાચું છે કે નાની નદીને ઊભરાઈ જતાં વાર લાગતી નથી, પરંતુ મોં પર કશા ભાવ પ્રદર્શિત ન કર્યા. જેમ મોટા માણસો બાળકો પાસે મૂછો ખેંચાવીને પણ હસે છે, તે જ પ્રમાણે તેમણે આ ફિટકારને પણ

હસીને ઉડાવી દીધો અને વિનોદ ભાવે બોલ્યા: "લખનૌની હવા ખાઈને તું બહુ પહોંચેલો થઈ ગયો છું, ગોબર. લાવ, શું કમાઈ લાવ્યો છું, કાંઈક કાઢ. સાચું કહું છું, ગોબર, તું મને ખૂબ યાદ આવતો હતો. હમણાં તો થોડા દહાડા રહેવું છે ને?"

"હા, હમણાં તો થોડા દહાડા રહેવું છે. પેલા પંચો પર દાવો માંડવો છે કે જેઓ દંડના ઓઠા હેઠળ મારા દોઢસો રૂપિયા હજમ કરી ગયા છે. જોઉં તો ખરો કે કોણ મારાં હોકોપાણી બંધ કરે છે અને કોણ મને ન્યાતબહાર મૂકે છે?"

આ ધમકી દઈ તે આગળ વધ્યો. તેની અકડાઈએ તેના યુવક ભક્તો પર ખૂબ પ્રભાવ પાડ્યો હતો.

એક બોલ્યો: "દાખલ કરી દો ફરિયાદ, ગોબરભાઈ, એ ડોસલો તો કાળો નાગ છે, જેના ડંશનો કોઈ ઉતાર જ નથી. તમે એને ઠીક સંભળાવી. પટવારીના કાન પણ જરા ગરમ કરી દો. ભારે નારદિયો છે એ બેટો! બાપદીકરા વચ્ચે કંકાસ કરાવે છે અને ભાઈ ભાઈ વચ્ચે પણ આગ સળગાવે છે. સરકારી માણસોને મળીને ગામના માણસોને બેય હાથે લૂંટી ખાય છે. આપણા ખેતર પછી ખેડવાનાં, પહેલાં એનાં ખેતર ખેડી આપો. આપણા ખેતરોને પાણી પછી પાઓ, એનાં ખેતરોને પહેલાં પાણી પાઓ."

ગોબરે મૂછો પર તાવ દેતાં કહ્યું: "એમાં મને કશુંય કહેવું પડે એમ નથી, ભાઈ, બાર મહિનામાં હું કશું નથી ભૂલી ગયો. મારે અહીં રહેવું નથી, નહિ તો એકે એકની ખબર લઈ નાખું. આ વખતે હોળી ખૂબ ધામધૂમથી રમો અને આ બધાયને બરાબર રમાડો."

હોળીનો કાર્યક્રમ નક્કી થવા લાગ્યો. ખૂબ ભાંગ રગડવી, દૂધિયા અને મીઠાવાળી બન્ને અને રંગ ભેગી મેશ મેળવવી અને આ આગેવાનોનાં મોં એ મેશથી જ રંગવાં. હોળીમાં કોઈ કહી જ શકે તેમ શું હતું! પછી વેશ કાઢવો અને પંચોની ખૂબ મશ્કરી

કરવી. ખરચ માટે કશી ચિંતા ન રાખશો. ગોબરભાઈ કમાઈને આવ્યા છે.

ભોજન કર્યા બાદ ગોબર ભોળાને મળવા ચાલ્યો. જ્યાંસુધી પોતાના બળદની જોડ લાવીને પોતાને આંગણે ન બાંધે ત્યાંસુધી તેને ચેન પડે તેમ ન હતું. તે લડવા અને મરવા માટે તૈયાર હતો.

હોરીએ કાતર સ્વરે કહ્યું: "નકામો ઝઘડો ન વધારીશ બેટા, ભોળો બળદની જોડ લઈ ગયો છે તો ભલે લઈ ગયો, ભગવાન એનું ભલું કરે. બાકી એ આપણી પાસે પૈસા તો માગતો જ હતો ને!"

ગોબરે ઉત્તેજિત થઈને કહ્યું: "પિતાજી, તમે વચમાં ન બોલશો. એમની ગાય પચાસ રૂપિયાની હતી, જ્યારે આપણા બળદની જોડ તો રૂપિયા દોઢસોની હતી. ત્રણ વર્ષ આપણે હળમાં જોડી હતી, તોપણ સો કરતાં તો ઓછી કિંમત ન આવે. એ પોતાના પૈસા માટે દાવો કરત, હુકમનામું કરાવત અથવા તો ચાહે તેમ કરત, પરંતુ એને આપણે બારણેથી બળદ છોડીને લઈ જવાનો શો અધિકાર હતો? તમને વધારે શું કહું? આમ એક બાજુ બળદ ખોઈ બેઠા, બીજી બાજુ દોઢસો રૂપિયા દંડના ભર્યા. આ મળ્યું ગાય લાવ્યાનું ફળ. મારા દેખતાં જો બળદ છોડી ગયો હોત, તો દેખાડી દેત. ત્રણેયને અહીં જ ભોંય ભેગા કરી દેત. અને પંચો સાથે તો વાત સુધ્ધાં ન કરત; પછી જોત, કોણ મને ન્યાત બહાર મૂકે છે; પરંતુ તમે તો બેઠા બેઠા ચૂપચાપ જોઈ જ રહ્યા."

હોરીએ અપરાધીની જેમ શિર નીચું કરી લીધું, પરંતુ ધનિયા આ અનીતિ શી રીતે સાંખી શકે? તે બોલી: "બેટા, તું પણ અન્યાય કરે છે. હોકાપાણી બંધ થઈ જાત, તો ગામમાં શી રીતે રહી શકાત? ઘરમાં જુવાન છોડીઓ છે, તેને પણ ક્યાંક ઠેકાણે પાડવી છે કે નહિ? સારા ખોટા વખતે માણસને ન્યાત જ..."

ગોબરે એની વાત અધવચ્ચે જ કાપી નાખી: "હોકાપાણી

બધુંય હતું, ન્યાતમાં પણ માનપાન મળતાં હતાં, છતાં મને કેમ કોઈ કન્યા નહોતું દેતું ? બોલો. એટલા જ કારણસર કે ઘરમાં રોટલા નહોતા. પાસે પૈસા હોય તો હોકાપાણીનીય જરૂર નથી રહેતી અને ન્યાતનીય જરૂર નથી રહેતી. દુનિયા તો પૈસાની સગી છે, હોકાપાણીનો કોઈ ભાવ નથી પૂછતું."

ધનિયા તો બાળકને રોતું સાંભળી અંદર ચાલી ગઈ અને ગોબર પણ બહાર જવા નીકળ્યો. હોરી બેઠો બેઠો વિચાર કરતો હતો કે જાણે છોકરામાં એકદમ બુદ્ધિનો આવિર્ભાવ થઈ ગયો છે. કેવી સમજપૂર્વકની વાત કરે છે! તેની વક્ર બુદ્ધિએ હોરીનાં ધર્મ અને જાતિને પરાસ્ત કરી દીધાં હતાં.

સહસા હોરીએ તેને પૂછ્યું : "હું પણ સાથે આવું ?"

"હું ત્યાં લડાઈટંટો કરવા નથી જતો. પિતાજી, ડરશો નહિ. મારી તરફ તો કાયદો છે, હું શું કરવા ઝઘડો કરું !"

"હું સાથે આવું તો કાંઈ વાંધો છે?"

"હા, મોટો વાંધો છે. તમે ઠેકાણે આવેલી વાત બગાડી મારશો."

હોરી ચૂપ થઈ ગયો અને ગોબર એકલો ચાલ્યો ગયો.

હજી પાંચ મિનિટ પણ વીતી નહોતી કે ધનિયા બાળકને તેડીને બહાર આવી અને બોલી : "શું ગોબર ગયો, એકલો ? હું કહું છું, ભગવાન તમને ક્યારેય બુદ્ધિ આપશે કે નહિ ? ભોળો શું એમ સહેજમાં જ બળદ આપી દે એવો છે ? ત્રણે એના પર બાજની જેમ તૂટી પડશે. હવે તો ભગવાન જ લાજ રાખે. હવે જઈને કોને કહું કે દોડતો જઈ ગોબરને પાછો બોલાવી લાવે. તમારાથી તો હું હારી ગઈ."

હોરીએ ખૂણામાંથી લાકડી લીધી અને ગોબર પાછળ દોડ્યો. ગામ બહાર આવી તેણે નજર નાખી. એક ક્ષીણ રેખા તેને ક્ષિતિજ સાથે મળી ગયેલી દેખાઈ. આટલી વારમાં જ ગોબર એટલે દૂર શી રીતે પહોંચી ગયો ! હોરીનો આત્મા તેને ધિક્કારવા લાગ્યો. પોતે શું

કરવા ગોબરને રોકી ન રાખ્યો. જો પોતે આંખ ફેરવીને કહ્યું હોત કે ભોળાને ઘેર નથી જવું, તો ગોબર કદાપિ ન જાત, અને હવે પોતાનાથી દોડાતું પણ નથી. તે હારીને ત્યાંજ બેસી પડયો અને બોલ્યો: “ એની રક્ષા કરજો, હનુમાન દાદા !”

ગોબર સામે ગામ પહોંચ્યો ત્યારે થોડાક માણસો એક વડના ઝાડ નીચે જુગાર ખેલતા હતા. તેને જોઈને એ લોકો સમજ્યા કે પોલીસનો સિપાઈ આવ્યો. તેઓ કોડિયો એકઠી કરીને નાસવા મંડયા કે સહસા જંગી તેને ઓળખી ગયો અને બોલી ઊઠયો: “ અરે ! આ તો ગોવરધન છે.”

ગોબરે જોયું તો જંગી ઝાડની આડમાંથી તેને તાકી રહ્યો હતો. તે બોલ્યો : “ ડરશો નહિ. જંગીભાઈ, એ તો હું છું. રામ–રામ. આજે જ આવ્યો. વિચાર થયો કે લાવ બધાને મળી આવું, પછી કોણ જાણે ફરીથી ક્યારેય આવવાનો મોકો મળે. હું તો ભાઈ, તમારા આશીર્વાદથી, ખૂબ સુખી છું. જે રાજાને ત્યાં હું નોકરી કરું છું, તેણે મને કહ્યું છે કે જો એકાદ બે માણસો મળે તો લેતા આવજો. ચોકીદારી માટે જોઈએ છે. મેં કહ્યું કે સરકાર, એવા માણસો આપીશ કે ભલે પ્રાણ આપવા પડે, પરંતુ ક્યાંય પાછા ન પડે. જો તમારી ઇચ્છા હોય તો મારી સાથે ચાલો. જગ્યા સરસ છે.”

જંગી તેનો ઠાઠમાઠ જોઈને અંજાઈ ગયો. તેને ક્યારેય દેશી ચામડાના જોડા પણ પહેરવા નહોતા મળ્યા, જ્યારે ગોબરે તો સરસ વિલાયતી ચામડાના બૂટ પહેરેલા હતા. સ્વચ્છ પાયજામો, અસ્ત્રી કરેલું ખમીસ, સલૂનમાં કતરાવેલા વાળ, પૂરો બાબુસાહેબ બનેલો હતો. પૂર્વેના ગોબર અને આજના ગોબરમાં આકાશ પાતાળનું અંતર હતું. હિંસાભાવ તો આમે સમયના પ્રભાવથી શાંત પડી ગયો હતો, અને બાકી જે કાંઈ રહ્યો હતો તે હવે શાંત પડી ગયો. જુગારી તો હતો જ, તે ઉપર વળી ગાંજાનું વ્યસન અને ઘરમાંથી મહા મુશ્કેલીએ પૈસા

મળતા, આથી મોંમાં પાણી ભરાઈ આવ્યું. તે બોલ્યો : " શું કરવા નહિ આવું? અહીં પડ્યો પડ્યો માખીઓ મારવા સિવાય બીજું શું કરું છું? શો પગાર મળશે?"

ગોબરે અત્યંત આત્મવિશ્વાસ સહ જણાવ્યું: " એની કશી ચિંતા ન કરશો. એ બધું આપણા જ હાથમાં છે. આપણી ઇચ્છા હશે, તેમ જ બધું થશે. મેં તો વિચાર કર્યો કે ઘરના માણસો મૂકીને બહાર શીદ શોધવા જાઉં ?"

જંગીએ ઉત્સુકતાથી પૂછ્યું : " કામ શું કરવાનું ?"

" કામ ચાહે તો ચોકીદારનું કરો કે પછી ઉઘરાણીનું. ઉઘરાણીનું કામ સૌથી સારું. દેણદાર સાથે મેળ કરી લેવાનો. ઘેર આવીને શેઠને કહી દેવાનું કે ઘેર જ નહોતો : એમાં ધારો તો રોજ આઠ આના રૂપિયો પાડી શકાય."

" રહેવા માટે ઓરડી પણ મળે છે કે ?"

" અરે, ત્યાં જગ્યાનો તો ટોટો જ નથી. આખો મહેલ પડ્યો છે. પાણીના નળ, વીજળીના દીવા, કશી વાતની કમી નથી. કામતા છે કે ક્યાંય ગયા છે ?"

" દૂધ લઈને ગયો છે. મને તો કોઈ બજારે જવા દેતું જ નથી. કહે છે કે તું તો જે પૈસા આવે છે તેનો ગાંજો પી જાય છે. હું હવે બહુ ઓછો પીઉં છું, ભાઈ, પરંતુ રોજ બે પૈસા તો જોઈએ જ ને ! તમે કામતાને કશી વાત ન કરશો. હું તમારી સાથે આવીશ."

" હા, હા, જરૂર આવજો, હોળી પછી."

" તો વાત ચોક્કસ છે ને ?"

એમ બન્ને જણા વાતો કરતા કરતા ભોળાને ઘેર પહોંચ્યા. ભોળો આંગણામાં બેઠો બેઠો સૂતર કાંતતો હતો. ગોબરે તરત જ આગળ વધી તેને ચરણસ્પર્શ કર્યો અને એ વખતે ખરેખર એનું

ગળું ભરાઈ આવ્યું. તે બોલ્યો: "કાકા, મારાથી જે ભૂલ થઈ ગઈ છે, એની મને માફી આપો."

ભોળાએ સૂતર કાંતવું બંધ કર્યું અને જરા કર્કશ સ્વરે કહેવા લાગ્યો: "કામ તો તેં એવું કર્યું હતું ગોબર કે તારું માથું વાઢી નાખું તો પણ પાપ ન લાગે. પરંતુ હવે જ્યારે તું પોતે જ હાલી-ચાલીને મારે બારણે આવ્યો છું, ત્યારે શું કહું? જા, તેં મારી સાથે જે કર્યું છે, તેની સજા તને ભગવાન દેશે. ક્યારે આવ્યો?"

ગોબરે ખૂબ મીઠુંમરચું ભભરાવીને પોતાના ભાગ્યોદયની વાત કહી અને જંગીને પોતાની સાથે લઈ જવાની અનુમતિ માંગી. ભોળાને તો જાણે વણમાગ્યું વરદાન મળી ગયું. જંગી રોજ ઘેર કાંઈક ને કાંઈક ઉપદ્રવ કર્યા કરતો. બહાર જશે તો કાંઈક ચાર પૈસા કમાશે. કોઈને ભલે એ કશું ન આપે, પોતાનો ભાર તો ઉઠાવી લેશે ને!

ગોબરે કહ્યું: "ના કાકા, ભગવાનની ઇચ્છા હશે અને એ જો ઠરીને ઠામ રહ્યો, તો વરસ બે વરસમાં માણસાઈમાં આવી જશે."

"હા, પણ જો એ ઠરીને ઠામ રહે તો ને?"

"એ તો માથે આવી પડે છે, ત્યારે માણસમાં આપોઆપ સમજણ આવી જાય છે."

"તો ક્યાં સુધીમાં જવાનો ઇરાદો છે?"

"હોળી કરીને જઈશ. અહીં ખેતીવાડીને જરા ફરીથી ઠેકાણે પાડી દઉં, અને નિશ્ચિંત થઈને જાઉં."

"હોરીને કહે કે હવે બેઠો બેઠો ઈશ્વરભજન કરે."

"એ તો હું પણ કહું છું, પરંતુ માને ત્યારે ને?"

"ત્યાં તારે કોઈ સારા વૈદની ઓળખાણ પિછાણ તો હશે. આ ખાંસી બહુ દહાડાથી હેરાન કરે છે. બને તો કોઈ સારી દવા મોકલી આપજે."

"એક પ્રસિદ્ધ વૈદ તો મારી પાડોશમાં જ રહે છે. એમને વાત કરી દવા તૈયાર કરાવીને મોકલી આપીશ. ખાંસી રાતના વધારે હેરાન કરે છે કે દહાડે?"

"ના બેટા, રાતના વધારે હેરાન કરે છે. આંખ નથી મળવા દેતી. નહિ તો, જો ત્યાં ઇલાજ થઈ શકતો હોય, તો આવીને ત્યાં રહું. અહીં તો કશો ફેર નથી પડતો."

"કામધંધાની જે મજા ત્યાં છે કાકા, એવી અહીં ક્યાંથી હોય. અહીં રૂપિયાનું અધમણ દૂધ પણ કોઈ નથી લેતું. પરાણે કંદોઈઓને ત્યાં જઈ આપી દેવું પડે છે. ત્યાં તો રૂપિયાનું દસબાર શેરના ભાવે ધારો તો કેટલુંય દૂધ વેચી શકો."

જંગી ગોબર માટે દૂધિયા શરબત તૈયાર કરવા ગયો હતો. ભોળાએ એકાંત જોઈને કહ્યું: "અને ભાઈ, હવે આ જંજાળથી ધરાઈ ગયો છું. જંગીને તો તું જુએ છે ને! કામતા દૂધ લઈને જાય છે. ઢોરોને ઘાસ, દાણો, બાંધવાંછોડવાં બધું જ કામ મારે જ કરવું પડે છે. હવે તો મનમાં એક જ વાત રમ્યા કરે છે કે સુખેથી ક્યાંક એક રોટલો મળે તે ખાઈને પડ્યો રહું. હવે ક્યાં સુધી હાય હાય કર્યા કરું! રોજ લડાઈ ઝઘડા ચાલે છે. કોને કોને પગે પડું! ખાંસી આવે છે, રાતના ઉઠાતું પણ નથી, પરંતુ કોઈ એક લોટો પાણીનો પણ ભાવ નથી પૂછતું. દોરડું તૂટી ગયું છે પણ એનું પણ કોઈને ભાન નથી. જ્યારે હું તૈયાર કરીશ ત્યારે થશે."

ગોબરે આત્મીયતાસહ કહ્યું: "તમે ચાલો લખનૌ, કાકા! દસ શેરનું દૂધ વેચજો અને તેય રોકડેથી. કેટલાય મોટા મોટા માણસો સાથે મારે ઓળખાણ પિછાણ છે. બે મણ દૂધ ખપાવવાની જવાબદારી તો હું માથે લઉં છું. મારી ચાની હોટેલ પણ છે. અધમણ દૂધ તો રોજ મારે જ લેવું પડે છે. તમને કશી વાતનું કષ્ટ નહિ પડે."

જંગી દૂધિયા શરબત લઈને આવી પહોંચ્યો. ગોબરે એક

પ્યાલો શરબત પીને કહ્યું: “ તમે જો માત્ર સાંજ સવાર મારી ચાની હોટેલે બેસો, તો પણ તમારો રોજનો રૂપિયો નથી ગયો. ”

ભોળાએ એક મિનિટ બાદ સંકોચભર્યા ભાવે જણાવ્યું: “ ક્રોધમાં માણસ સાનભાન ભૂલી જાય છે. હું તારા બળદ છોડી લાવ્યો હતો, એ લેતો જજે. મારે અહીં ક્યાં ખેતીવાડી છે ! ”

“ મેં તો એક નવી જોડનું નક્કી કરી રાખ્યું છે, કાકા. ”

“ ના, ના, નવી જોડ લઈને શું કરવી છે ? આ જ લેતો જજે.”

“ તો હું તમારા પૈસા મોકલાવી દઈશ. ”

“ રૂપિયા ક્યાં બહાર પડ્યા છે, બેટા, ઘરમાં જ છે ને ? એ તો આ જરા ન્યાતનો વાંધો છે, નહિ તો મારામાં અને તારામાં ક્યાં કશો ભેદ છે. સાચું પૂછે તો મારે ખુશ થવું જોઈતું હતું કે ઝુનિયા સારે ઘેર છે અને આરામમાં છે; પણ હું તો એના લોહીનો તરસ્યો થયો હતો. ”

સંધ્યા વેળાએ ગોબર અહીંથી નીકળ્યો, ત્યારે બળદની જોડ એની સાથે હતી અને દહીંની બે હાંડીઓ લઈને જંગી તેની પાછળ પાછળ આવતો હતો.

# પ્રકરણ ૪ થું

**ગામડાંઓમાં** વરસના છ મહિના કોઈ ને કોઈ ઉત્સવને લઈને ઢોલમંજીરા વાગતાં જ હોય છે. હોળીના એક માસ અગાઉથી અને એક માસ પછી સુધી ફાગ ઊડે છે. અષાઢ બેસતાં જ આલ્હા[1]. શરૂ થાય છે અને શ્રાવણ ભાદરવામાં વર્ષાનાં ગીતોની ધૂમ મચે છે. ત્યારબાદ રામાયણ શરૂ થાય છે અને આ બધાથી કાંઈ સેમરી જુદું પડતું નથી. વાણિયાની ધમકી અને સરકારી નોકરોની ગાળો આ સમારોહમાં વિઘ્ન નથી નાખી શકતી. ઘરમાં ભલે અનાજ ન હોય, દેહ પર ભલે કપડાં ન હોય, ગાંઠે ભલે પૈસો ન હોય, કોઈ પરવા નહિ—જીવનની આનંદવૃત્તિ તો દબાઈ નથી શકાતી, હસ્યા વિના તો જીવી નથી શકાતું.

આમ તો હોળીમાં ગાવા બજાવવાનું મુખ્ય સ્થાન નોખેરામની બેઠક હતું. ત્યાં ભાંગ ઘૂંટાતી, ત્યાં રંગ ઊડતો અને ત્યાં જ નાચ પણ થતો. એ ઉત્સવમાં એમને પાંચ દસ રૂપિયા ખરચવા પડતા, પરંતુ ગામમાં બીજા કોની મજાલ હતી કે જે પોતાને આંગણે આવો સમારંભ કરાવે !

પરંતુ આ વખતે ગોબરે ગામના બધાય નવયુવકોને પોતાને આંગણે ખેંચી લીધા હતા અને નોખેરામની બેઠક ખાલી પાડી હતી.

---

૧ એક છંદ.

ગોબરના બારણે ભાંગ ઘૂંટાતી હતી, પાનનાં બીડાં તૈયાર થતાં હતાં, રંગની બાટલીઓ તૈયાર થતી હતી, જાજમ બિછાવી હતી, ગીતો ગવાતાં હતાં; જ્યારે નોખેરામની બેઠકમાં નરી શૂન્યતા પ્રસરેલી હતી. ભાંગ લાવી રાખી હતી, પણ ઘૂંટે કોણ? ઢોલમંજીરા હાજર હતાં, પણ ગાય કોણ? જેને જુઓ તે ગોબરના ઘર તરફ દોડતું જતું હતું. અહીં તો ભાંગમાં ગુલાબજળ અને કેસર અને બદામની બહાર છે. હા, હા, બશેર બદામ ગોબર પોતે લાવ્યો છે. પીતાં જ મગજ તર થઈ જાય છે, આંખો ખૂલી જાય છે. અમીરી તમાકુ પણ લાવ્યો છે—ખાસ બનાવટની. રંગમાં પણ કેવડો છાંટેલો છે. પૈસા એને કમાતાં પણ આવડે છે અને ખરચતાં પણ આવડે છે. ખોદીને દાટી રાખો તો કોણ જાણવાનું હતું! ધનની આ જ તો શોભા છે. અને માત્ર ભાંગ જ નથી, જેટલા ગાનારા છે તે બધાયને ગોબરને ત્યાં જમવાનું નોતરું પણ મળેલું છે. અને ગામમાં ન તો નાચનારાઓની ખોટ હતી, ન ગાનારાઓની કે ન અભિનય કરનારાઓની. ખુદ શોભો પોતે જ લંગડા માણસની એવી તો આબાદ નકલ કરતો કે બાજેને કોઈ શું કરતો હતો! અને કોઈની બોલીની નકલ કરવામાં તો એ બિનહરીફ હતો. જેની કહો એની બોલીની નકલ કરી બતાવે—માણસની પણ અને જાનવરની પણ. ગિરધર પણ નકલ કરવામાં બેજોડ હતો. તે વકીલની નકલ પણ કરતો, પટવારીની પણ; થાણુદારની, ચપરાસીની, શેઠની બધાની નકલ કરી શકતો. હા, બિચારા પાસે પૂરતો સામાન નથી, પરંતુ આ વખતે ગોબરે એને બધો સામાન મંગાવી આપ્યો છે અને એની નકલો જોવા જેવી થશે!

આ વાત એટલી બધી ફેલાઈ હતી કે વહેલી સાંજથી જ તમાશો જોનારા એકઠા થવા લાગ્યા હતા. આસપાસના ગામડાંઓમાંથી પણ દર્શકોનાં ટોળાં આવતાં હતાં. દસ વાગતા વાગતામાં તો ત્રણ ચાર હજાર માણસોનું ટોળું એકત્ર થઈ ગયું, અને જ્યારે ગિરધર ઝીંગુરીસિંહનું રૂપ ધારણ કરી પોતાની મંડળી સાથે ઊભો થયો, ત્યારે

તો લોકોને ઊભા રહેવાની પણ જગા મળતી નહોતી. એ જ બોડકું માથું, મોટી મોટી મૂછો અને મોટી ફાંદ. બેઠા બેઠા ભોજન કરી રહ્યા છે, અને મોટાં ઠકરાણાં પંખો નાખી રહ્યાં છે.

ઠાકુર ઠકરાણાંને રસિક નેત્રોથી જોતાં કહે છે: “હજી પણ તારું સૌંદર્ય એવું છે કે જો કોઈ જુવાન જુએ તો મરી પડે.” અને ઠકરાણાં મોં ચઢાવીને જવાબ આપે છે કે, “એટલે જ તો નવી નવેલી જઈને લઈ આવ્યા છો.”

“એને તો લાવ્યો છું તારી સેવા કરવા માટે. એ તારી બરાબરી શું કરતી હતી?”

નાનાં ઠકરાણાં એ શબ્દો સાંભળી જાય છે અને મોં ચઢાવીને ચાલ્યાં જાય છે.

બીજા દૃશ્યમાં ઠાકુર ખાટ પર સૂતેલા છે અને નાનાં ઠકરાણાં મોં ફેરવી જમીન પર બેઠેલાં છે. ઠાકુર વારેવારે એનું મુખ પોતાની તરફ ફેરવવાની વિફળ ચેષ્ટા કરતાં કહે છે: “મારાથી આજે કેમ રૂઠી છું, મારી લાડલી?”

“તમારી લાડલી જ્યાં હોય ત્યાં જાઓ. હું તો દાસી છું, બીજાની સેવાચાકરી કરવા માટે આવી છું.”

“તું તો મારી રાણી છું. તારી સેવાચાકરી કરવા માટે તો પેલી ડોસલી છે.”

મોટાં ઠકરાણાં આ શબ્દો સાંભળી જાય છે અને સાવરણી લઈને અંદર આવી ઠાકોરની સારી પેઠે પૂજા કરે છે. ઠાકોર જાન બચાવીને નાસી છૂટે છે.

પછી બીજો સ્વાંગ આવ્યો કે જેમાં ઠાકુર દસ રૂપિયાનું ખાતું પડાવીને પાંચ રૂપિયા આપે છે, અને બાકીના નજરાણું, ચાહપાણી, વ્યાજ આદિમાં કાપી લે છે.

ખેડૂત આવી ઠાકુરના પગ પકડી રોવા માંડે છે. મહામુશ્કેલીએ ઠાકુર પૈસા ધીરવાની હા પાડે છે. જ્યારે ખાતું પડાવી રહે છે અને તેના હાથમાં પાંચ રૂપિયા મૂકવામાં આવે છે, ત્યારે તે ચકરાઈ ને પૂછે છે:

"આ તો પાંચ જ રૂપિયા છે, સરકાર!

"પાંચ નથી, દસ છે, ઘેર જઈને ગણજે."

"ના સરકાર, પાંચ જ છે."

"એક રૂપિયો નજરાણાનો ખરો કે નહિ?"

"હા, સરકાર."

"એક રૂપિયો લખામણીનો?"

"હા, સરકાર."

"એક કાગળનો?"

"હા, સરકાર."

"એક દસ્તૂરીનો?"

"હા, સરકાર."

"એક વ્યાજનો?"

"હા, સરકાર."

"અને પાંચ રોકડા, કહે હવે દસ થયા કે નહિ?"

"હા સરકાર, અને હવે આ પાંચ રૂપિયા પણ મારી વતી તમે રાખી લો."

"કેવો ગાંડા જેવો છે?"

"ના સરકાર, એક રૂપિયો નાનાં ઠકરાણાંને નજરાણાનો, એક રૂપિયો મોટાં ઠકરાણાને નજરાણાંનો, એક રૂપિયો નાનાં ઠકરાણાંને પાન ખાવા માટે અને એક રૂપિયો મોટાં ઠકરાણાંને પાન ખાવા માટે, બાકી વધ્યો એક તે તમારાં ક્રિયાકરમ માટે."

આ જ પ્રમાણે નોખેરામ અને પટેશ્વરીની અને દાતાદીનની, બધાયની વારાફરતી ખબર લેવામાં આવી. બીજા કટાક્ષોમાં ભલે કશી નવીનતા ન હોય અને સ્વાંગ પણ જૂના હોય, પરંતુ ગિરધરનો અભિનય એવો તો હાસ્યજનક હતો અને દર્શકો પણ એટલા સરળ-હૃદયી હતા કે જરા જરામાં હસી પડતા હતા. રાતભર આ અભિનય ચાલ્યો અને દુભાયેલાં હૃદય કલ્પનાની પ્રતિશોધ પામી પ્રસન્ન થયાં. જ્યારે અંતિમ દૃશ્ય પૂરું થયું ત્યારે કાગડાઓ બોલતા હતા.

સવાર થતાં જ જેને જુઓ તેની જીભ પર એ જ રાતનાં ગીત, એ જ નકલ અને એ જ કટાક્ષના બોલ હતા. આગેવાનો રમકડાંરૂપ બની ગયા હતા. જ્યાં એ જતાં ત્યાં બે ચાર છોકરાં પાછળ પડતાં અને એજ વ્યંગના શબ્દોનો પુનરોચ્ચાર કરતા. ઝીંગુરીસિંહ તો મશ્કરા માણસ હતા એટલે તેમણે તો આ બધી વાતોને મશ્કરીમાં ઉડાવી દીધી. પરંતુ પટેશ્વરીનો સ્વભાવ ચીડિયો હતો અને પંડિત દાતાદીન એટલા કડક મિજાજના માણસ હતા કે તરત ઝઘડવા તૈયાર થઈ જતા. એ બધા પાસેથી સન્માન મેળવવાને ટેવાયેલા હતા. સિપાહીસપરાંની તો વાત જ નહોતી, ખુદ રાયસાહેબ પણ એમને જોતાં જ મસ્તક નમાવી દેતા. એવા મહાપુરુષની આવી મશ્કરી કરવામાં આવે અને તે પણ ખુદ એમના જ પોતાના ગામમાં—એ એમને માટે અસહ્ય હતું. જો એમનામાં બ્રહ્મતેજ હોત તો આ દુષ્ટોને બાળીને ભસ્મ કરી દેત, એવો શ્રાપ દેત કે એકેએક બળીને ભસ્મ થઈ જાત; પરંતુ આ કળિયુગમાં શ્રાપની અસર જ જતી રહી છે, તેથી તેમણે કળિયુગને અનુરૂપ હથિયાર સજ્જ કર્યું. તે હોરીના બારણે આવ્યા અને આંખો લાલ લાલ કરી કહેવા લાગ્યા: "કેમ, આજે પણ તારે કામે નથી આવવું, હોરી? હવે તો તું સાજો થઈ ગયો છું. મને કેટલું નુકસાન થાય છે, એનો તું જરા પણ વિચાર કરે છે!"

ગોબર રાતના મોડો સૂતો હતો એટલે હજી હમણાં જ ઊઠ્યો હતો અને આંખો ચોળતો બહાર આવતો હતો કે વચ્ચે જ દાતા-

દીનનો અવાજ કાને પડ્યો. પગે લાગવાનું તો દૂર રહ્યું, ઊલટો તેમને જ ધમકાવવા મંડ્યો: "હવે એ તમારી મજૂરી નહિ કરે. અમારે હજી અમારી પોતાની શેરડી પણ વાવવાની છે."

દાતાદીન ખસિયાણા પડી જતાં બોલ્યા: "કામે કેમ નહિ આવે? વર્ષની અધવચ્ચે કામ મૂકી નહિ દઈ શકાય. જેઠ મહિનો આવે ત્યારે મૂકી દેવું હોય તો મૂકી દે અને ચાલુ રાખવું હોય તો રાખે. એ પહેલાં છોડી નહિ દઈ શકાય."

ગોબરે બગાસું ખાઈને જવાબ આપ્યો: "એમણે કંઈ તમારે ત્યાં ગુલામી કરવાનું નથી લખી આપ્યું. જ્યાંસુધી ઇચ્છા હતી, ત્યાંસુધી કામ કર્યું. હવે ઇચ્છા નથી, એટલે નહિ કરે. એમાં કોઈની જબરજસ્તી નહિ ચાલી શકે."

"તો શું હોરી કામે નહિ જ આવે?"

"ના."

"તો મારા પૈસા વ્યાજ સહિત ચૂકવી દો. ત્રણ વર્ષનું વ્યાજ થયું રૂપિયા સો, તેમાં મૂડી મેળવીને કુલ બસો થાય છે. હું તો માનતો હતો કે દર મહિને ત્રણ ત્રણ રૂપિયા વ્યાજ પેટે જમા થતા જશે, પરંતુ તમારી ઇચ્છા જ નથી તો ભલે તેમ. મારા પૈસા આપી દો એટલે બસ. મોટા ધન્ના શેઠ બનવા માગો છો, તો ધન્ના શેઠની જેમ પૈસા કાઢી નાખો."

હોરીએ દીનતાપૂર્વક જણાવ્યું: "તમારે ત્યાં કામે આવવાની હું ક્યાં ના પાડું છું, મહારાજ? પરંતુ મારે મારી શેરડી પણ વાવવી તો જોઈએ ને!"

ગોબરે બાપને ધમકાવ્યો: "કોનું કામ અને કેવું કામ? અહીં કોઈ કોઈનું નોકર નથી. બધાય બરાબરિયા છે. આ તો ખરી મજાની વાત કે કોકની પાસેથી સો રૂપિયા કરજે લીધા એટલે એના વ્યાજમાં જિંદગીભર એની મજૂરી જ કર્યા કરવી, અને ઉપરથી મૂળ મૂડી

તો ઊભી ને ઊભી જ! આ ધીરધાર નથી, આ તો ચોખ્ખોં લોહી ચૂસવાનો ધંધો છે."

"તો પૈસા આપી દે ને ભાઈ, એમાં ટંટો શું કરવા કરે છે. હું તો બધા પાસેથી રૂપિયે આના પ્રમાણે વ્યાજ લઉં છું, પરંતુ તમને પોતાના માણસ ગણી માત્ર અરધા આના પ્રમાણે જ વ્યાજ ઠેરવ્યું હતું."

"હું તો ટકા પ્રમાણે વ્યાજ આપીશ, એથી વધારે એક પાઈ પણ નહિ. તમારે લેવું હોય તો લો, નહિ તો કોરટ ઉઘાડી છે, એક ટકો વ્યાજ કાંઈ ઓછું નથી."

"જરા પૈસાની ગરમી આવી ગઈ લાગે છે."

"જે એકના દસ લેતા હોય, એમને એ ગરમી તો આવે છે. અમે તો મજૂર છીએ. અમારી ગરમી તો પસીના વાટે વહી જાય છે. મને બરાબર યાદ છે કે તમે બળદ લાવવા માટે ત્રીસ રૂપિયા આપ્યા હતા. તેના થયા સો અને હવે એ સોના ઊઠીને થઈ ગયા બસો. આ જ પ્રમાણે તમે લોકોએ ખેડૂતોને લૂંટી લૂંટીને મજૂર બનાવી દીધા અને પોતે એમની જમીનોના ધણી થઈ બેઠા. ત્રીસના ઊપડયા બસો! કશી હદ જ રાખી છે! પૈસા લીધે કેટલો સમય થયો હશે, પિતાજી?"

હોરીએ કાતર કંઠે જવાબ આપ્યો: "આઠ નવ વર્ષ થયાં હશે."

ગોબરે છાતી પર હાથ મૂકીને કહ્યું: "નવ વર્ષમાં ત્રીસના થઈ ગયા રૂપિયા બસો! એક ટકાના હિસાબે કેટલા થાય?"

તેણે ભોંય પર બેસી એક ઠીકરા વડે, હિસાબ કરીને કહ્યું: "દસ વર્ષના વ્યાજના થયા છત્રીસ એટલે મૂળ મૂડી સાથે થયા રૂપિયા છાસઠ. ચાલો બે વધારે, લઈ લ્યો મહારાજ સિત્તેર રૂપિયા, એથી વધારે એક પૈસો પણ હું નહિ આપું."

દાતાદીને હોરીને વચમાં નાખીને કહ્યું: "સાંભળે છે ને હોરી, તારા આ ગોબરનો ફેંસલો! મારે કાં તો મારા બસોને બદલે સિત્તેર રૂપિયા લેવા, નહિ તો કોરટે જવું. આ રીતે જો બધેય થવા માંડયું તો સંસાર કેટલા દહાડા નભશે! અને તું તો બેઠો બેઠો માત્ર સાંભળ્યા જ કરે છે, પરંતુ એટલું ભૂલી ન જઈશ કે હું બ્રાહ્મણ છું. મારા પૈસા હજમ કરી જઈને તમે સુખે નહિ રહી શકો. મેં આ સિત્તેર પણ જતા કર્યા, અને કોરટે પણ નહિ જાઉં. જાઓ! જો હું બ્રાહ્મણ હોઈશ, તો મારા પૂરા બસો રૂપિયા લઈને બતાવી આપીશ, અને તેય તમે મારા બારણે આવીને અને હાથપગ જોડીને આપી જશો."

એમ કહી દાતાદીન ક્રોધે ભભૂકતા રવાના થઈ ગયા. ગોબર પોતાની જગ્યાએ જ બેસી રહ્યો, પરંતુ હોરીના પેટમાં તો ધર્મની ક્રાંતિ મચી હતી. જો કોક ઠાકુર યા વાણિયાના પૈસા હોત, તો તેને બહુ ન લાગત, પરંતુ આ તો બ્રાહ્મણના રૂપિયા! એની જો એક પાઈ પણ રહી ગઈ, તો એ હાડકું ચીરીને બહાર નીકળશે. ભગવાન ન કરે કે બ્રાહ્મણનો કોપ કોઈના પર પડે! વંશમાં કોઈ પવાલું પાણી પાનારું, ઘરમાં દીવો કરનારું પણ ના રહે. તેનું ધર્મભીરુ મન ત્રસ્ત થઈ ઊઠ્યું. તેણે દોડીને પંડિતજીના ચરણ પકડી લીધા અને આર્તસ્વરે કહેવા લાગ્યો: "મહારાજ, જ્યાંસુધી હું જીવતો છું, ત્યાં સુધી તમારી પાઈએ પાઈ દૂધે ધોઈને આપી દઈશ. છોકરાની વાત પર ધ્યાન ન આપશો. આ લેણદેણ તો મારા અને તમારા વચ્ચેની છે, એમાં વચ્ચે પડનારો એ કોણ છે?"

દાતાદીન જરા નરમ પડ્યા: "તો એની જબરજસ્તી તો જો, કહે છે કે બસોને બદલે જોઈતા હોય તો માત્ર સિત્તેર રૂપિયા મળશે, નહિ તો કોરટનાં બારણાં ઉઘાડાં છે. હજી કોરટનું મોં જોયું નથી લાગતું, એટલે જ તો! એક વાર જો કોકના હાથમાં ઝડપાઈ ગયો,

તો પછી આ મિજાજ નહિ રહે. ચાર દહાડા જરા શહેરમાં રહી આવ્યો, તેમાં તો જાણે મોટો સાહેબ બની ગયો!"

"હું કહું છું મહારાજ કે હું તમારી પાઈએ પાઈ ચૂકવી દઈશ."

"તો આવતી કાલથી મારે ત્યાં કામે આવવું પડશે."

"મારે હજી મારી શેરડી વાવવાની છે મહારાજ, નહિ તો તમારું જ કામ કરત."

દાતાદીન ચાલ્યો ગયો એટલે ગોબરે પિતા પ્રતિ તિરસ્કારભરી આંખોએ જોતાં કહ્યું: "ગયા'તા દેવને મનાવવા! તમે લોકોએ જ આ લોકોને ફટવીને ચઢાવી મૂક્યા છે. ત્રીસ આપ્યા હતા, તેના હવે બસો લેશે અને ઉપરથી દાટી દીધા કરશે, તમારી પાસે મજૂરી કરાવશે અને મજૂરી કરાવતાં કરાવતાં મારી નાખશે એ નફામાં."

હોરીએ પોતાના વિચારમાં સત્યનો પક્ષ લેતાં જણાવ્યું: "નીતિ છોડવી ન જોઈએ બેટા, સૌનાં કરમ સૌની સાથે. મેં જે બ્યાજ નક્કી કરીને પૈસા લીધા હતા, તે મુજબ મારે તો ચૂકવવું પડશે. તદુપરાંત એ રહ્યો બ્રાહ્મણ, એના પૈસા આપણને પચે? એવો માલ તો એ લોકોને જ પચે છે."

ગોબર આ સાંભળી ખૂબ ચિડાયો અને બોલ્યો: "નીતિ છોડવાનું પણ કોણ કહે છે અને બ્રાહ્મણના પૈસા ખાઈ જવાની પણ કોણ વાત કરે છે! હું તો માત્ર એટલું જ કહું છું કે આટલું ભારે બ્યાજ અમે નહિ આપીએ. બેંકવાળા બાર આના બ્યાજ લે છે, તો તમે એક રૂપિયો લો. એથી વધારે લઈને શું લોકોને લૂંટી ખાવા છે?"

"પરંતુ એના આત્માને કકળાટ થાય ને?"

"તો છોને થતો! એના આત્માને કકળાટ થશે, એ બીકે આપણે શું મરી જવું?"

"બેટા, જ્યાંસુધી હું જીવતો છું, ત્યાંસુધી મને મારે રસ્તે જવા દે. હું મરી જાઉં, પછી તારી ઇચ્છામાં આવે તેમ વર્તજે."

"તો પછી તમે જ પૈસા આપજો. હું તો મારા હાથે મારા પોતાના પગમાં કુહાડી નહિ મારી શકું. હું મૂર્ખો હતો કે વચમાં પડ્યો. તમે પૈસા લીધા છે તે તમે ભરો. હું શું કરવા નાહકના મારા પ્રાણ આપું!"

એમ કહેતો ગોબર અંદર ચાલ્યો ગયો. ઝુનિયાએ પૂછ્યું: "આજે સવારના પહોરમાં જ પિતાજી સાથે શું કરવા લઢી પડ્યા?"

ગોબરે આખી વાત કહી સંભળાવી અને પછી બોલ્યો: "એમના પર કરજનો બોજો આમ જ ચઢ્યે જશે. હું ક્યાં સુધી ભર્યા કરીશ? એમણે તો કમાઈ કમાઈને પારકાનાં જ ઘર ભર્યાં છે. હું શું કરવા એમના ખોદેલા ખાડામાં જઈને પડું? એમણે મને પૂછીને કરજ નહોતું કર્યું, તેમ ન તો મારે ખાતર કર્યું હતું, એટલે હું એ માટે જવાબદાર પણ નથી."

પેલી બાજુ આગેવાનોમાં ગોબરને નમાવવા માટે ષડ્યંત્ર રચાવા માંડયું હતું. આ છોકરાને જો અત્યારથી જ ન દબાવ્યો, તો ગામ આખામાં તોફાન જગાવશે. ભૂખે મરતો હતો તેમાંથી એ પૈસાવાળો થયો છે ને, એટલે વાંકો તો ચાલશે જ. કોણ જાણે ક્યાંથી આટલો બધો કાયદો શીખી આવ્યો છે. કહે છે કે ટકા કરતાં વધારે વ્યાજ નહિ આપું. લેવું હોય તો લો, નહિ તો કચેરીનાં બારણાં ઉઘાડાં છે. રાતે એણે આખા ગામના છોકરાઓને એકઠા કરીને કેટલો મોટો અનર્થ કર્યો હતો! પરંતુ આગેવાનોમાં પણ અંદર અંદરની ઈર્ષ્યા કાંઈ ઓછી ન હતી. બધાય એકબીજાના પરિહાસ પર રાજી હતા. પટેશ્વરી અને નોખેરામ વાતો કરતા હતા. પટેશ્વરીએ કહ્યું: "પરંતુ એ બધાયને ઘરે ઘરની રતીએ રતીની ખબર છે. ઝીંગુરીસિંહને તો બધાએ એવો બનાવ્યો હતો કે બસ વાત ન પૂછો. બન્ને હકરાણુંની વાતો સાંભળી સાંભળીને લોકોનાં તો હસી હસીને પેટ દુઃખી ગયાં હતાં."

નોખેરામે અટ્ટહાસ્ય કરતાં કહ્યું: “પરંતુ સ્વાંગ હતો આબાદ. મેં તો એમનાં નાનાં બેગમને કેટલીય વાર બારણે ઊભાં રહીને જુવાનિયાઓ સાથે હસી હસીને વાતો કરતાં જોયાં છે.”

“અને મોટાં રાણી તો કાજળ અને સિંદૂર અને અળતો લગાડીને જુવાન બનવામાંથી જ ઊંચાં આવતાં નથી.”

“બન્નેમાં રાતદહાડો કલહ ચાલ્યા કરે છે. ઝીંગુરી પણ પથ્થરના હૃદયવાળો છે. બીજો કોઈ હોત, તો ક્યારનોય ગાંડો થઈ ગયો હોત.”

“સાંભળ્યું છે કે એ લોકોએ તમારી પણ બહુ ખરાબ નકલ કરી હતી. ચમારણના ઘરમાં બંધ કરીને માર ખવડાવ્યો.”

“હું તો બેટા પર બાકી મહેસૂલનો દાવો કરીને જ એને હવે સીધો કરીશ. એને પણ યાદ રહી જશે કે એક જણ મળ્યો હતો.”

“મહેસૂલ તો એણે ભરી દીધું છે ને?”

“પરંતુ એની પહોંચ હજી મેં ક્યાં આપી છે? સાબિતી શી કે એણે મહેસૂલ ભરી દીધું છે? અને અહીં કોણ હિસાબ-કિતાબ જુએ છે? આજે જ છડીદાર મોકલીને બોલાવું છું.”

હોરી અને ગોબર બન્ને શેરડી વાવવા માટે ખેતરમાં કોસ ચલાવતા હતા. આ વખતે શેરડીની લાંબી આશા નહોતી, એટલે ખેતર પડતર રહ્યું હતું; પરંતુ હવે જ્યારે બળદ આવી ગયા છે, તો શું કરવા વાવેતર ન કરવું!

પરંતુ બન્ને જાણે એકબીજા જોડે બાઝ્યા હોય તેમ કામ કરતા હતા. ન તો એકબીજા જોડે બોલતા હતા કે ન તો એકબીજાની સામે જોતા હતા. હોરી બળદ હાંકતો હતો અને ગોબર પાણીનો કોસ ઠાલવતો હતો. સોના અને રૂપા બન્ને ખેતરમાં પાણી વાળતી

હતી એવામાં બન્ને જણીઓ લડી પડી. વિવાદનો વિષય એ હતો કે ઝીંગુરીસિંહની નાની વહુ પહેલાં ઠાકોરને ખવડાવીને પછી પોતે ખાય છે, યા પોતે પહેલાં ખાઈ લઈને પછી ઠાકોરને ખવડાવે છે. રૂપાનો મત આથી વિરુદ્ધનો હતો.

રૂપાએ ઊલટ તપાસ શરૂ કરી: " જો એ પહેલાં ખાતી હોય તો જાડી કેમ નથી? ઠાકોર જાડા કેમ છે? જો ઠાકોર એના પર પડે, તો ઠકરાણાં દબાઈને રોટલો જ થઈ જાય."

સોનાએ પ્રતિવાદ કર્યો: " તું માનતી હોઈશ કે સારું સારું ખાવાથી જ લોકો જાડા થઈ જતા હશે. સારું સારું ખાવાથી માણસ બળવાન બને, જાડું નહિ. જાડા તો થાય છે કાચુંકોરું ખાનારા."

" તો શું ઠકરાણાં ઠાકોર કરતાં વધારે બળવાન છે?"

" નહિ તો! આ તે દહાડે જ્યારે બન્ને બાઝયાં હતાં, ત્યારે ઠકરાણાંએ ઠાકોરને એવો તો ધક્કો માર્યો હતો કે એમની તો ઘૂંટણી જ તૂટી ગઈ હતી."

" તો શું તું પણ પહેલાં ખાઈપી લઈને પછી જ મારા બનેવીને ખવડાવીશ કે?"

" નહિ તો!"

" મા તો પહેલાં બાપાને ખવડાવે છે."

" એટલે જ તો જ્યારે જુઓ ત્યારે બાપા માને ધમકાવતા હોય છે. હું તો બળવાન બનીને મારા વરને કાબૂમાં રાખીશ. તારો વર તો તને મારશે. તારાં હાડકાંપાસળાં ખોખરાં કરી નાખશે."

રૂપા રોવા જેવી થઈ જતાં બોલી: " શું કરવા એ મને મારશે? મારે માર ખાવો પડે એવું હું એકે કામ જ નહિ કરું ને!"

" અરે, એ તારું કશું સાંભળશે જ નહિ. તું જરાક કાંઈ

બોલી નહિ કે એ તને મારવા માંડશે. મારતાં મારતાં તારું ચામડું ઉખેડી નાખશે."

રૂપાએ ચિડાઈને સોનાનો સાડલો દાંત વડે ફાડી નાખવાનો પ્રયત્ન કર્યો, અને તેમાં નિષ્ફળતા મળતાં તેને નખોરિયાં ભરવા લાગી.

સોનાએ તેને વધુ ચીડવી: "એ તો તારું નાક પણ કાપી લેશે."

એટલે તે રૂપાએ બહેનને બચકું ભરી લીધું. સોનાનો હાથ લોહીલુહાણ થઈ ગયો. તેણે રૂપાને જોરથી ધક્કો માર્યો. રૂપા ભોંય પર ગબડી પડી અને ઊભી થઈને રોવા મંડી. સોના પણ દાંત વાગેલી જગા દેખાડતી રોવા લાગી.

એ બન્નેને રડતી સાંભળી ગોબર ગુસ્સે થઈ ત્યાં આવી પહોંચ્યો અને બન્ને બહેનોને બબ્બે ધોલો ખેંચી કાઢી. બન્ને જણીઓ રોતી રોતી ખેતરમાં પાણી વાળવાનું કામ પડતું મૂકીને ઘર તરફ જવા રવાના થઈ ગઈ. કોસ ખેંચવાનું કામ અટકી પડ્યું અને તે બાબતમાં પિતાપુત્રને પણ જરાક ચકમક ઝરી ગઈ.

હોરીએ પૂછ્યું: "પાણી કોણ વાળશે? આ દોડતા ગયા અને બન્નેને નસાડી મૂકી. હવે જઈને મનાવી કેમ લાવતો નથી?"

"તમે જ એ બધીયને મોઢે ચઢાવી મૂકી છે."

"આ રીતે મારવાથી તો ઊલટી વધારે નફ્ફટ બની જશે."

"હમણાં એક દહાડો ખાવાનું ના આપ્યું કે સીધી દોર થઈ જશે."

"હું એમનો બાપ છું, કસાઈ નથી."

પગે એક વાર ઠેશ વાગ્યા બાદ કોઈ ને કોઈ કારણથી એ જ જગ્યાએ વારેવારે ઠેશ વાગ્યા કરે છે અને ક્યારેક તો અંગૂઠો પાકે છે અને મહિનાઓ સુધી કષ્ટ વેઠવું પડે છે. પિતા અને પુત્રના

સદ્‌ભાવને આજે એ જ પ્રમાણે આઘાત લાગ્યો હતો. આજે તે પર આ ત્રીજો ઘા વાગ્યો.

ગોબરે ઘેર જઈને ખેતરમાં પાણી વાળવા માટે ઝુનિયાને સાથે લીધી. ઝુનિયા બાળકને લઈને ખેતરે આવી. ધનિયા અને તેની બન્ને દીકરીઓ આ દૃશ્ય તાકી રહ્યાં. માને પણ ગોબરની આ ઉદ્દંડતા ખરાબ લાગતી હતી. રૂપાને મારી હોત તો એને ખરાબ ન લાગત, પરંતુ જુવાન દીકરીને એ મારે એ એને માટે અસહ્ય હતું.

ગોબરે આજે જ રાતના લખનૌ પાછા ચાલ્યા જવાનો નિર્ણય કરી લીધો. અહીં હવે પોતે નહિ રહી શકે. જ્યારે ઘરમાં એ કશી ગણતરીમાં જ નથી, તો પછી પડ્યા રહેવાનો શો અર્થ? પોતે લેણદેણના મામલામાં બોલી નથી શકતો. છોકરીઓને જરા ટપલી મારી એમાં તો એ લોકો એટલાં બધાં ગુસ્સે થઈ ગયાં કે જાણે પોતે તો કોક પરાયો માણસ હતો. તો પોતે પણ આ ધર્મશાળામાં પડી રહેવા નથી માગતો.

બાપ દીકરો બન્ને ભોજન કરીને બહાર આવ્યા હતા કે નોખેરામના જીવીદારે આવીને કહ્યું: "ચાલો, કારકુન સાહેબ બોલાવે છે."

હોરીએ ગર્વપૂર્વક જણાવ્યું: "રાતના વખતે શું કરવા બોલાવે છે, મેં તો બાકી ક્યારનીય ભરી દીધી છે."

જીવીદાર બોલ્યો: "મને તો તમને બોલાવી લાવવાનો હુકમ કર્યો છે. જે કાંઈ કહેવું હોય તે ત્યાં આવીને કહેજો.

હોરીની ઇચ્છા ન હતી, છતાં જવું પડ્યું. ગોબર વિરક્તની જેમ ત્યાં જ બેસી રહ્યો. અડધા કલાકમાં હોરી પાછો ફર્યો અને ચલમ ભરીને પીવા લાગ્યો. હવે ગોબરથી ન રહેવાયું. તેણે પૂછ્યું: "શું કામ બોલાવ્યા હતા?"

હોરીએ ભર્યા અવાજે જણાવ્યું: "મેં પાઈએ પાઈ મહેસૂલ ચૂકવી દીધું છે. હવે એ કહે છે કે તમારા પર બે વર્ષનું લેણું નીકળે છે.

હજી તે દહાડે શેરડી વેચીને રોકડા પચીસ તો એને ત્યાં જ આપ્યા હતા અને આજે હવે એ વર્ષની બાકી કાઢે છે. મેં તો કહી દીધું કે હું એક પૈસો પણ આપવાનો નથી."

ગોબરે પૂછ્યું : "તમારી પાસે પહોંચ તો હશે ને?"

"પહોંચ વળી ક્યારે આપે છે?"

"તો પછી પહોંચ લીધા સિવાય પૈસા જ શું કરવા આપો છો?"

"મને શી ખબર કે આ લોકો આવી બેઇમાની કરશે. આ તારી કરણીનાં ફળ છે. તેં રાતના એમની મજાકો ઉડાવી, તેનો જ આ દંડ છે. પાણીમાં રહેવું અને મગર સાથે વેર બાંધવું એ ન બને. વ્યાજ ચઢાવીને સિત્તેર રૂપિયા બાકી કાઢ્યા, હવે એ કોના ઘરમાંથી કાઢીશું?"

ગોબરે પોતાનો બચાવ કરતાં કહ્યું : "તમે જો પહોંચ લઈ લીધી હોત તો હું તેમની લાખો મજાકો ઉડાવત, તોપણ એ તમારો વાંકો વાળ ન કરી શકત. મારી તો સમજમાં જ નથી આવતું કે લેણદેણના કામમાં તમે ચોકસાઈથી કેમ નથી કામ કરતા. આમ સીધી રીતે પહોંચ આપતો ન હોય તો ટપાલથી રૂપિયા મોકલો. બહુ બહુ તો ટપાલ-ખર્ચનો એકાદ રૂપિયો વધારે થશે એ જ ને! પરંતુ પાછળથી કશી વાતની ચિંતા તો નહિ."

"તેં જો આ આગ સળગાવી ન હોત, તો કશું જ ન થાત. હવે તો બધાય આગેવાનો ચિડાયેલા છે. ખેતર લઈ લેવાની ધમકીઓ આપી રહ્યા છે. ઈશ્વર જ જાણે છે કે આ બધાનો શી રીતે નિકાલ આવશે."

"હું જઈને એમને પૂછું છું."

"તું જઈને વળી વધારે આગ સળગાવી આવીશ."

"જો આગ લગાવવી પડશે, તો આગ પણ લગાવી દઈશ.

એ ખેતરો લઈ લેવા માગે છે, તો ભલે લઈ લે. હું એમના હાથમાં ગંગાજળ લેવડાવીને કચેરીમાં સોગંદ ખવડાવીશ. તમે તમારે છાનામાના બેસી રહો. હું એમની પાછળ આદુ ખાઈને પડીશ. હું કોઈનો એક પૈસો રાખવા પણ નથી માગતો, તેમ મારો એક પૈસો ખોવા પણ નથી માગતો."

તે તે જ વખતે ત્યાંથી ઊભો થયો અને જઈને નોખેરામને ત્યાં ઊભો રહ્યો. જોયું તો બધાય આગેવાનોની બેઠક ત્યાં જામેલી હતી. ગોબરને ઓચિંતો ત્યાં આવી પહોંચેલો જોઈ એકેએક જણ વિમાસણમાં પડી ગયું. વાતાવરણમાંથી ષડ્યંત્ર રચાતું હોય તેવી ગંધ આવતી હતી.

ગોબરે ઉત્તેજિત સ્વરે પૂછ્યું: "આ તે કેવી વાત કહેવાય કારકુન સાહેબ કે મારા પિતાજીએ ચાલુ ફસલ સુધ્ધાંનું મહેસૂલ ભરી દીધું હોવા છતાં તમે હજી બે વર્ષની બાકી કાઢો છો? આ તે કેવો ગોટાળો કહેવાય?"

નોખેરામે તકિયાને અઢેલીને પોતાનો પ્રભાવ પાડતાં જવાબ આપ્યો: "જ્યાંસુધી હોરી બેઠો છે, ત્યાંસુધી લેણદેણ સંબંધી તારી સાથે હું કશી જ વાતચીત કરવા નથી માગતો."

ગોબરે આહત સ્વરે કહ્યું: "તો હું કશી જ ગણતરીમાં નથી એમ જ ને?"

"તું તારા ઘરમાં બધું જ હોઈશ. અહીં તું કશું જ નથી."

"વારુ, તો પછી તમે ખેતર છોડાવવા માટેની ફરિયાદ દાખલ કરી દેજો. હું અદાલતમાં તમને ગંગાજળ ઉપડાવીને પૈસા આપીશ. આ જ ગામમાંથી સેંકડો સાક્ષીઓ રજૂ કરીને હું પૂરવાર કરી બતાવીશ કે તમે પૈસા લઈને કોઈને પણ પહોંચ નથી આપતા. ગરીબ બિચારા ખેડૂતોને કશું જ્ઞાન હોય નહિ, એટલે કશું બોલતા નથી, તેથી તમે બધાયને કાષ્ટના પૂતળા જેવા માની લીધા છે.

રાયસાહેબ પણ ત્યાં જ રહે છે, જ્યાં હું રહું છું. ગામના બધા લોકો એમને મોટો 'હાઉ' ગણતા હશે, પણ હું તેમ નથી ગણતો. જઈ ને અક્ષરેઅક્ષર બધું કહી સંભળાવીશ અને જોઈશ કે તમે મારી પાસેથી કેવી રીતે બીજી વાર પૈસા વસૂલ કરો છો!"

તેની વાણીમાં સત્યનું બળ હતું. ડરપોક પ્રાણીઓમાં સત્ય પણ મૂંગું થઈ જાય છે. એ જ સિમેંટ જે ઈંટને અડકતાં પથ્થર થઈ જાય છે, તે માટી સાથે મળતાં માટી થઈ જાય છે. ગોબરની નિર્ભીત સ્પષ્ટવાદિતાએ અનીતિના એ બખ્તરને ભેદી નાખ્યું કે જે વડે સજ્જ થઈને નોખેરામનો દુર્બળ આત્મા પોતાને શક્તિમાન માની રહ્યો હતો.

નોખેરામે જાણે કે કશું યાદ કરવાનો પ્રયાસ કરતાં કહ્યું: "તું આટલો બધો આકળો શું કરવા થઈ જાય છે? આમાં એટલા બધા આકળા થઈ જવા જેવું છે શું? જો હોરીએ પૈસા આપ્યા હશે, તો ક્યાંક ને ક્યાંક તે જમા થયા જ હશે. હું કાલે જ બધા કાગળ કાઢીને જોઈ જઈશ. અત્યારે મને આછું આછું યાદ આવે છે કે કદાચ હોરી પૈસા ભરી ગયો હશે. તું બેફિકર રહેજે. જો પૈસા અહીં જમા થયા હશે, તો ક્યાંય નહિ જાય. તું કાંઈ થોડા શા પૈસા માટે ઓછું જ જૂઠું બોલે, તેમ ન તો હું એટલા પૈસાથી ધનવાન થઈ જઈશ."

ગોબરે નોખેરામને ત્યાંથી પાછા ફરી હોરીને એવો તો ઝાધડો લઈ નાંખ્યો કે એ બિચારો સ્વાર્થભીરુ વૃદ્ધ તો રોવા જેવો થઈ ગયો. "તમે તો નાના બાળક કરતાં વધારે ડરપોક છો કે જે બિલાડીનું એક મ્યાઉં સાંભળતાં જ ચીસ પાડી ઊઠે છે. હું તે ક્યાં ક્યાં તમારી રક્ષા કરતો ફરું. હું તમને સિત્તેર રૂપિયા આપતો જાઉં છું. દાતાદીન લે તો ખાતું માંડવાળ થયાની પહોંચ લખાવી લેજો. એથી વધારે તમે જો એક પૈસો પણ આપ્યો, તો હું પછી

ક્યારેય તમને એક પૈસો પણ નહિ આપું. હું પરદેશ એટલા માટે નથી વેઠતો કે તમે અહીં બેઠા બેઠા લુંટાવ્યા કરો અને ત્યાં હું કમાઈ કમાઈને એ ભર્યા કરું. હું કાલે જ ચાલ્યો જઈશ, પરંતુ એટલું કહેતો જાઉં છું કે કોઈની પાસેથી એક પૈસો પણ ઉધાર લેશો નહિ અને કોઈને કશું આપશો નહિ. મંગરુ, દુલારી, દાતાદીન બધાય પાસે ટકા પ્રમાણે વ્યાજ કરાવવું પડશે."

ધનિયા પણ ભોજન પતાવીને બહાર આવી હતી. તે બોલી: "આટલો વહેલો કેમ જવા તૈયાર થયો બેટા. બેચાર દિવસ રહી શેરડીની વાવણી પૂરી કરાવતો જા અને કાંઈક આ લેણાદેણીનો હિસાબ પણ ચોખ્ખો કરી નાખ, પછી જજે."

ગોબરે પોતાનું મહત્ત્વ દાખવતાં જણાવ્યું: "મારે ત્યાં રોજ બે ત્રણ રૂપિયાની ખોટ જાય છે, એ પણ કાંઈ સમજે છે! અહીં હું બહુ બહુ તો રોજની ચાર આનાની મજૂરી કરતો હોઈશ. અને આ વખતે હું ઝુનિયાને પણ સાથે લેતો જવાનો છું. ત્યાં મારે ખાવા-પીવાની બહુ હેરાનગતિ ભોગવવી પડે છે."

ધનિયાએ ડરતાં ડરતાં કહ્યું: "જેવી તારી મરજી. પરંતુ ત્યાં એ એકલી શી રીતે ઘર સંભાળી શકશે? બાળકની એકલી શી રીતે દેખરેખ રાખી શકશે?"

"તે હું તે બાળકની દેખરેખ રાખું કે મારી સગવડ જોઉં? મારાથી હવે ચૂલાની ઊઠવેઠ નથી થતી."

"લઈ જવાની હું ના નથી પાડતી, પરંતુ પારકા પરદેશમાં બાલબચ્ચાં સાથે રહેવું અને આગળપાછળ કોઈ નાનું મોટું ઘરમાં નહિ એટલે કેટલી બધી મુશ્કેલી પડે!"

"પરદેશમાં પણ નાનાં મોટાં મળી જ રહે છે, બા! અને આ તો સ્વાર્થનો સંસાર છે. જેની જોડે ચાર પૈસાનો ઘસારો ખાઓ,

તે જ આપણું. ખાલી હાથે જઈએ તો માબાપ પણ ભાવ નથી પૂછતાં."

ધનિયા કટાક્ષ સમજી ગઈ. તેને માથાથી તે પગ સુધી આગ લાગી ગઈ. તે બોલી: "માબાપને પણ તેં એ જ પૈસાનાં સગાં ભેગાં ગણી લીધાં?"

"નજરે તો જોઉં છું!"

"નથી જોતો. માબાપનું મન એટલું નિષ્ઠુર નથી હોતું. હા, છોકરાઓ બેશક જ્યાં ચાર પૈસા કમાવા લાગ્યા કે માબાપની સામે થતાં શીખી જાય છે. આ જ ગામમાં બેચાર નહિ, પરંતુ કહેતો હોય તો દસવીસ દાખલા બતાવું. માબાપ કરજ કરે છે, કોને માટે? છોકરા છોકરીઓને માટે જ, નહિ કે પોતાના ભોગવિલાસ માટે!"

"કોણ જાણે તમે કોનાય માટે કરજ કર્યું હશે. હું તો એક પૈસો પણ જોવા પામ્યો નથી."

"તો એમ ને એમ જ આટલો મોટો થઈ ગયો હોઈશ?"

"મને મોટો કરતાં તમને શું નડ્યું છે! નાનો હતો ત્યારે ધવડાવતાં. મોટો થતાં અનાથની જેમ રખડતો મૂકી દીધો. જે બધાં ખાતાં, તે હું ખાતો. મારે માટે કાંઈ દૂધ નહોતું આવતું કે માખણ નહોતું મંગાવાતું; અને હવે તમે પણ ઇચ્છો છો અને મારા બાપા પણ ઇચ્છે છે કે બધું કરજ હું જ ચૂકવું, મહેસૂલ પણ હું જ ભરું, છોકરીઓનાં લગ્ન પણ હું જ કરું. જાણે મારી તો જિંદગી તમારું દેણું ભરવા માટે જ છે. મારેય પેટ વસ્તાર પડ્યો છે!"

ધનિયા ગોબરના આ શબ્દો સાંભળી સ્તબ્ધ થઈ ગઈ. એક જ ક્ષણમાં તેના જીવનનું મૃદુ સ્વપ્ન જાણે કે છિન્નવિછિન્ન થઈ ગયું. અત્યાર પર્યંત તે મનમાં પ્રસન્ન હતી કે હવે પોતાનું દુઃખદારિદ્રય બધું જતું રહ્યું હતું. જ્યારથી ગોબર ઘેર આવ્યો હતો, ત્યારથી તેના મુખ પર એક પ્રકારની છટા ખીલેલી જોવામાં આવતી હતી. તેની

વાણીમાં મૃદુતા અને વ્યવહારમાં ઉદારતા આવી ગઈ હતી. ભગવાને પોતાના પર દયા કરી છે, તો પોતાને પણ શિર નમાવીને ચાલવું જોઈએ. અંતરની શાંતિ બહાર સૌજન્ય બની ગઈ હતી. આ શબ્દો ધગધગતી રેતીની જેમ તેના હૃદય પર પડ્યા અને ચણાની જેમ બધી આશાઓ તેમાં શેકાઈ ગઈ. તેનું સારુંય ઘમંડ જાણે કે ટુકડે ટુકડા થઈ ગયું. આટલું સાંભળ્યા બાદ હવે જીવનમાં શો રસ રહ્યો! જે નૌકા પર બેસી તે જીવનસાગર પાર કરવા ઇચ્છતી હતી, તે તૂટી ગઈ હતી, તો પછી હવે શા સુખની આશાએ આગળ જીવવું!

પરંતુ ના. તેનો ગોબર આટલો બધો સ્વાર્થી ન હોય. તે ક્યારેય માની વિરુદ્ધ એક અક્ષર પણ બોલ્યો નથી, ક્યારેય કોઈ વસ્તુ માટે તેણે જીદ નથી કરી. જે કાંઈ સૂકુંલૂખું મળતું, તે ખાઈ લેતો. એ જ સરળ હૃદયનો, ભોળો, શીલ સ્નેહનો ગોબર આજે શાથી આવી હૃદયના ચૂરેચૂરા કરી નાખનારી વાતો કરતો હતો! તેની ઇચ્છા વિરુદ્ધ તો કોઈ કશું બોલ્યું નથી. માબાપ બંને તો તેનું મોં તાકી રહ્યાં છે. એણે પોતે જ આ લેણદેણની વાત ઉપાડી હતી; નહિ તો એને કોણે કહ્યું હતું કે તું આ કરજ ચૂકવતો જજે. માબાપને માટે એ ઘણા સુખની વાત છે કે તે ઇજ્જત આબરુ સાથે મોટા માણસોની જેમ કમાય અને ખાય. તેનાથી જો બની શકે, તો માબાપને કાંઈક મદદ કરે. ન બની શકે, તો માબાપ કાંઈ એનું ગળું નથી દબાવતાં. ઝુનિયાને સાથે તેડી જવા ઇચ્છે છે, તો ભલે ખુશીથી તેડી જાય. ધનિયાએ તો માત્ર તેના ભલા ખાતર કહ્યું હતું કે ઝુનિયાને સાથે લઈ જવાથી તેને ત્યાં જેટલો આરામ મળશે, તેના કરતાં વધારે ઝંઝટ ભોગવવી પડશે. એમાં પોતે તે એવી કઈ વાત કહી હતી કે તેને આટલું બધું લાગી આવ્યું? પેલી જ બેઠી બેઠી એને આ બધું ભણાવે છે. અહીં શોખ શૃંગાર કરવાના નથી મળતા, ઘરનું પણ કાંઈ ને કાંઈ કામ કરવું જ પડે છે. ત્યાં પૈસો-

ટકો હાથમાં આવશે, આરામથી માલમલીદા ઉડાવશે, સારું સારું પહેરશે અને પગ પહોળા કરીને સૂઈ રહેશે. એ માણસનું રાંધતાં વાર કેટલી, ત્યાં તો હાથમાં પૈસો હોય એટલે બસ. સાંભળ્યું છે કે ત્યાં તો બજારમાં રાંધ્યાં અન્ન પણ તૈયાર મળે છે. આ બધો ઉપદ્રવ તેણે જ ઊભો કર્યો છે. એણેય થોડા દહાડા શહેરની હવા ખાધી છે ને, એટલે ત્યાં જવા માટે એના મોંમાં પાણી ભરાઈ આવ્યું છે. અહીં તો કોઈ ભાવ પણ પૂછતું ન હતું. એમાં આ મૂરખ એને હાથ ચઢી ગયો અને જાળમાં ફસાવી લીધો. જ્યારે અહીં પાંચ મહિનાનો ગર્ભ લઈને આવી હતી, ત્યારે તો કેવી શાણી બિલાડી-બા જેવી બની ગઈ હતી. તે વખતે જો અહીં આશરો મળ્યો ન હોત, તો આજે ક્યાંય ભીખ માગતી રઝળતી હોત. આ એ જ ભલાઈનો બદલો છે. એ જ ચૂડેલને લઈને દંડ ભરવો પડ્યો, ન્યાતજાતમાં નાક કપાઈ ગયું, ખેતીવાડી ભાગી ગઈ, બધીય આપદાઓ વેઠવી પડી; અને આજે એ ચૂડેલ જે પતરાળામાં જમે છે, તેમાં જ કાણું પાડી રહી છે. બે પૈસા જોયા, એટલે આંખો ઊંચે ચડી ગઈ. એટલે જ મોઢું ચઢાવીને ફરે છે. બાઈનો મિજાજ તો ઠેકાણે નથી રહેતો. હવે છોકરો ચાર પૈસા કમાતાં શીખ્યો છે ને! આજ સુધી જ્યારે એ એનો ભાવ પણ પૂછતો ન હતો, ત્યારે તો રોજ તેલ લઈને સાસુના પગ દબાવવા દોડી આવતી, આજે હવે એ ડાકણ તેના જીવનનિધિને તેના હાથમાંથી પડાવી લેવા માગતી હતી.

ધનિયા દુઃખી સ્વરે બોલી: “આ બધું તને કોણે ભણાવ્યું બેટા, પહેલાં તો તું આવો ન હતો. માબાપ તારાં જ છે. બહેનો પણ તારી જ છે. ઘર પણ તારું જ છે. અહીં પરાયું કોણ છે? અને અમે શું હવે ઝાઝો વખત બેસી રહેવાનાં છીએ? ઘરની આબરૂ સાચવી રાખશો, તો તમે જ સુખી થશો. માણસ પોતાનાં ઘરનાં માણસો માટે જ કમાય છે, બીજા કોના માટે? પોતાનાં

બાળકોનું તો ભૂંડણ પણ રક્ષણ કરે છે. હું નહોતી જાણતી કે ઝુનિયા નાગણ બનીને અમને આમ ડંશ દેશે."

ગોબરે ભ્રમરો ચઢાવીને કહ્યું: "બા, હું એવો નાદાન નથી કે ઝુનિયા મને પાઠ પઢાવે. તું નાહકની એને વગોવે છે. તમારા ઘરનો બધોય બોજો મારાથી નથી ઉપાડાતો. મારાથી જે કાંઈ બનશે, તે મદદ કરતો રહીશ. પરંતુ તેટલા માટે હું મારા પગ અહીં જ બાંધી દેવા નથી માગતો."

ઝુનિયા પણ ઓરડામાંથી બહાર આવીને બોલી: "બા, પાડાના વાંકે પખાલીને ડામ ન દેશો. હું હવે કાંઈ બાળક નથી કે ન સમજી શકું. સૌ પોતાનું સારું ખોટું તો સમજે. માણસ કાંઈ એટલા માટે જન્મ નથી લેતો કે ઉમ્મર આખી તપસ્યા કર્યા કરે અને છેવટે એક દહાડો ખાલી હાથે જ મરી જાય. બધાય જિંદગીનું કાંઈક સુખ તો ભોગવવા ઇચ્છે છે. બધાયને એવી લાલસા હોય છે કે ગાંઠે ચાર પૈસા થાય."

ધનિયાએ દાંત પીસીને કહ્યું: "બહુ થયું હવે વહુ, તું મોટા જ્ઞાનીની દીકરી છું તે જાણ્યું. હવે તો તું પણ પોતાનું સારું ખોટું સમજતાં શીખી ગઈ. જ્યારે અહીં આવીને મારા પગે પડીને ચોધાર આંસુ ઢાળતી હતી, ત્યારે એ સારું ખોટું સમજવાની અક્કલ ક્યાં જતી રહી હતી? તે વખતે જો અમે અમારું ભલુંબૂરું સમજવા રહ્યાં હોત, તો આજ તારો ક્યાંય પત્તો પણ ન હોત."

આ પછી યુદ્ધ જાહેર થઈ ગયું. મેણાંટોણાં, ગાળો, એક-બીજાની બદબોઈ, ફજેતી, એક પણ શસ્ત્ર બાકી ન રહ્યું. ગોબર પણ વચમાં વચમાં ડંખ મારી લેતો હતો. હોરી માંડવીમાં બેઠો બેઠો બધું સાંભળતો હતો. સોના અને રૂપા આંગણામાં માથું નીચું રાખી ઊભી હતી. દુલારી, પુનિયા અને અન્ય કેટલીય સ્ત્રીઓ વચ્ચે પડવા આવી પહોંચી હતી. ગર્જનાની વચ્ચે વચ્ચે ક્યારેક ફેરાં પણ પડી જતાં. બન્નેય પોતપોતાનાં કરમને રોતી હતી. બન્નેય

ભગવાનને ગાળો દેતી હતી, અને પોતપોતાની નિર્દોષતા સિદ્ધ કરતી હતી. ઝુનિયા જૂના પોપડા ઉખાડતી હતી. આજે તેને હીરા અને શોભા પ્રતિ ખૂબ સહાનુભૂતિ થઈ આવી હતી કે જેમને ધનિયાએ ક્યાંયના નહોતા રાખ્યા. ધનિયાને આજ પર્યંત કોઈની સાથે નથી બન્યું. તે હવે ઝુનિયા સાથે પણ શેનું બને! ધનિયા પોતાનો બચાવ કરવાની ચેષ્ટા કરી રહી હતી, પરંતુ કોણ જાણે શુંય હતું કે લોકોની સહાનુભૂતિ ઝુનિયા પ્રતિ જ વધારે હતી. કદાચ એટલા કારણસર હશે કે ઝુનિયા સંયમમાં રહીને બોલતી હતી, જ્યારે ધનિયાએ જીભને મોકળી મૂકી દીધી હતી. કદાચ એટલા જ કારણસર પણ હોય કે ઝુનિયા હવે કમાતા પુરુષની પત્ની હતી અને એને પ્રસન્ન રાખવામાં ભવિષ્યમાં લાભ થવાનો સંભવ હતો.

પછી અંતે હોરી આંગણામાં આવીને બોલ્યો: “હું તારે પગે પડું છું ધનિયા, હવે ચૂપ રહે. મારા મોંએ કાજળ ન લગાવ. હા, હજી મન ન ભરાયું હોય તો, સાંભળ વધારે.”

ધનિયા ફુંફાડો મારતી તેના તરફ દોડી: “તમેય તે મોટા ખરા ન્યાય ચૂકવનારા. ગુનો બધો તો મારો જ છે અને એ તો ઊભી ઊભી ફૂલ વરસાવી રહી હશે.”

સંગ્રામનું ક્ષેત્ર બદલાઈ ગયું.

“જે નાના જોડે વાદવિવાદમાં ઊતરે, એ નાનું.”

ધનિયા શા રીતે ઝુનિયાને નાની કબૂલ રાખે?

હોરીએ વ્યથિત કંઠે કહ્યું: “ઠીક, એ નાની નહિ, ભલે મોટી જ રહી. જે માણસ રહેવા ન ઇચ્છતું હોય એને શું બાંધીને રખાશે. માબાપનો ધરમ છે કે છોકરાંને ઉછેરીને મોટાં કરવાં. એ આપણે કરી ચૂક્યાં. હવે એમને હાથ પગ આવી ગયા. હવે તું શું એમ ઇચ્છે છે કે એ દાણોચારો લાવીને તને ખવડાવે! માબાપનો ધરમ સોળે આના છોકરાં પ્રતિ છે. છોકરાંનો એક આની પણ માબાપ પ્રતિ ધર્મ નથી. જે જવા માગતું હોય એને આશિષ આપીને

વિદાય કર. આપણો વળી ભગવાન જેવો ધણી છે. જે નસીબમાં ભોગવવાનું લખ્યું હશે, તે ભોગવીશું. ચાળીસ ને સાત સુડતાળીશ વર્ષ તો આમ રોતાં રોતાં નીકળી ગયાં. પાંચ દસ બાકી છે, તે પણ એમ ને એમ ચાલ્યાં જશે."

પેલી બાજુ ગોબર જવાની તૈયારી કરતો હતો. તેણે હવે આ ઘરનું પાણી પણ હરામ કર્યું હતું. માતા થઈને જ્યારે એ પોતાને આવું આવું કહે છે, તો પોતે પણ હવે કયારેય એનું મુખ નહિ જુએ.

જોતજોતામાં એનો બિસ્તરો બંધાઈ ગયો. ઝુનિયાએ પણ સાડલો પહેરી લીધો. બચ્ચુ પણ ટોપી અને ફ્રોક પહેરી રાજકુંવર બની ગયો.

હોરી આર્દ્રકંઠે બોલ્યો: "બેટા, તને કશું કહેવા જેવું તો હવે રાખ્યું નથી, છતાં મન નથી માનતું. જો જરા જઈને તારી અભાગિની માતાને એક વાર પગે લાગી આવીશ, તો કશું બગડી નહિ જાય. જે માતાની કુખે જન્મ લીધો અને જેનું રક્ત પીને મોટો થયો, એની સાથે આટલું પણ નહિ કરી શકે?"

ગોબરે મોં ફેરવીને કહ્યું: "હું એને મારી મા નથી સમજતો."

હોરીએ આંખોમાં આંસુ લાવીને કહ્યું: "જેવી તારી મરજી. જ્યાં હોય ત્યાં સુખી રહેજે."

ઝુનિયાએ સાસુ પાસે જઈને ચરણસ્પર્શ કર્યાં. ધનિયાના મુખમાંથી આશીર્વાદનો એક શબ્દ પણ ન નીકળ્યો. તેણે આંખ ઊંચી કરીને જોયું સુધ્ધાં નહિ. ગોબર બાળકને તેડીને આગળ ચાલતો હતો. ઝુનિયા બિસ્તરો ઉપાડીને પાછળ આવતી હતી. એક ચમારનો છોકરો પેટી ઉપાડીને સાથે આવતો હતો. ગામના કેટલાંય માણસો ગોબરને વળોટાવવા ગામના પાદર સુધી આવ્યાં હતાં.

અને ધનિયા બેઠી બેઠી રોતી હતી, જાણે કે કોઈ તેના હૃદયને કરવતથી ચીરી રહ્યું હતું. જેમ આગ લાગી હોય અને તેમાં બધું ભસ્મ થઈ ગયું હોય, એવા કોઈ ઘરના જેવું તેનું માતૃત્વ થઈ રહ્યું હતું. જાણે કે કયાંક બેસીને શાંતિથી રોવા જેટલું પણ સ્થાન ન બચ્યું હોય!

# પ્રકરણ ૫ મું

બીજી બાજુ થોડા દિવસો થયાં રાયસાહેબની પુત્રીના વિવાહની વાત ચાલતી હતી, તેની સાથેજ ચૂંટણીની તારીખ પણ નજીક આવતી જતી હતી. પરંતુ એ બધાંય કરતાં તો એક મહત્ત્વની વસ્તુ તો એમને દીવાની અદાલતમાં એક દાવો માંડવાની હતી. એ દાવાની ફી જ રૂપિયા પચાસ હજાર થવા જતી હતી, બીજું બધું ખરચ તો જુદું. રાયસાહેબનો સાળો જે પોતાની રિયાસતનો એકમાત્ર સ્વામી હતો, તે ભરજુવાનીમાં મોટરના અકસ્માતમાં આવી જવાથી ગુજરી ગયો હતો અને રાયસાહેબ પોતાના નાના પુત્ર વતી એ રિયાસતનો કબજો મેળવવા માટે કાયદાનું શરણ લેવા માગતા હતા. તેમના કાકાના સાળાઓએ રિયાસત પર કબજો કરી લીધો હતો અને રાયસાહેબને એમાંથી એક પાઈનો પણ ભાગ આપવાની ના પાડતા હતા. રાયસાહેબે ઘણાય પ્રયત્નો કર્યા કે અંદર-અંદર ઘરમેળે પતાવટ થઈ જાય અને એમના કાકાના સાળાઓ માસિક આવક લઈને જુદા થઈ જાય. એમ કરવા માટે એ રિયાસતની લગભગ અડધી આવક જતી કરવા તૈયાર હતા; પરંતુ સાળાઓએ કોઈ પણ પ્રકારની સમજૂતી કરવાની જ ના પાડી અને માત્ર લાઠીના જ બળ પર તેમણે મહેસૂલ વસૂલ કરવાનો પણ પ્રારંભ કરી દીધો. હવે રાયસાહેબને અદાલતનું શરણ શોધવા સિવાય બીજો કોઈ માર્ગ ન રહ્યો. દાવામાં લાખોનું ખરચ હતું, પરંતુ રિયાસતની વાર્ષિક ઊપજ

પણ વીસ લાખ કરતાં ઓછી ન હતી. વકીલોએ તો ખાતરી આપી હતી કે હુકમનામું જરૂર આપની તરફેણમાં જ થશે. પછી આવી તક કોણ જતી કરે? મુશ્કેલી માત્ર એટલી જ હતી કે આ ત્રણે કામ એકી સાથે આવી પડ્યાં હતાં અને તેમાંનું એક પણ મુલતવી રખાય તેવું ન હતું. કન્યાની વય અઢાર વર્ષની થઈ ગઈ હતી અને માત્ર હાથમાં પૈસા ન હોવાના કારણે જ અત્યાર સુધી લગ્નની વાતને ઠેલ્યા કરવામાં આવી હતી. તેમાં લગભગ એક લાખ રૂપિયાનું ખરચ થાય તેમ હતું. જેની પાસે જતા, તે બધાય મોટાં મોં કાઢતા, પરંતુ હાલમાં એક સરસ મોકો હાથ ચડ્યો હતો. કુંવર દિગ્વિજયસિંહની પત્ની ક્ષયરોગથી હમણાં જ અવસાન પામી હતી અને કુંવરસાહેબ પોતાના વેરાન ઘરને વહેલામાં વહેલી તકે પુનઃ વસાવી લેવા માગતા હતા. સોદો પણ રસ્તામાં પતી ગયો હતો અને ક્યાંક શિકાર હાથમાંથી છટકી ન જાય તે માટે આ લગ્નગાળામાં જ લગ્ન કરી નાખવામાં જ લાભ હતો. કુંવરસાહેબ દુર્વાસનાઓના ભંડાર હતા. શરાબ, ગાંજો, અફીણ, ચરસ એવી એક પણ વસ્તુ ન હતી કે જે કુંવરસાહેબને ખપતી ન હોય. અને વિલાસીપણું એ તો મોટા માણસની શોભા છે. જે વિલાસી ન હોય તે શ્રીમંત જ ન કહેવાય અને ધનનો ઉપભોગ એ સિવાય બીજી શી રીતે થાય! પરંતુ આટલા બધા દુર્ગુણો ધરાવતા હોવા છતાં એ એવા તો પ્રતિભાવાન હતા કે મોટા મોટા વિદ્વાનો પણ એમને માન આપતા. સંગીત, નાટ્યકળા, હસ્તરેખા, જ્યોતિષ, યોગ, લાઠી, કુસ્તી, નિશાનબાજી આદિ સર્વે કળાઓમાં એ અજોડ હતા. તેની સાથે જ તે મહાન પ્રભાવશાળી અને નિર્ભીત હતા. રાષ્ટ્રિય હિલચાલમાં ખરા દિલથી સહકાર આપતા હતા—અલબત્ત ગુપ્તરૂપે. અધિકારીઓ આ વાત જાણતા હતા, છતાં એમની પ્રતિષ્ઠા ભારે હતી અને વર્ષમાં એકાદ બે વાર ખુદ ગવર્નર સાહેબ પણ એમના મહેમાન બની જતા. હજી ઉમ્મર પણ ત્રીસ બત્રીસ કરતાં વધુ ન હતી અને સ્વાસ્થ્ય તો એટલું સરસ હતું કે એક આખો બકરો હજમ કરી

શકતા. રાયસાહેબે તો માન્યું કે રૂપિયાનું કામ પૈસે સર્યું. હજી કુંવર-સાહેબ ક્રિયાકર્મમાંથી પરવાર્યા પણ નહોતા કે એમણે વાતચીત શરૂ કરી દીધી હતી. કુંવરસાહેબને તો લગ્ન એ માત્ર પોતાનો પ્રભાવ અને શક્તિ વધારવાનું એક સાધન હતું. રાયસાહેબ ધારાસભાના સભ્ય તો હતા જ અને આમેય એ પ્રભાવશાળી હતા. રાષ્ટ્રલડત વખતે પોતાના ત્યાગથી શ્રદ્ધાના પાત્ર બની ચૂક્યા હતા; એટલે લગ્નનું નક્કી થવામાં કશી અડચણ નહોતી અને અંતે વાત નક્કી થઈ પણ ગઈ.

રહી ચૂંટણી. એ સોનાની ચલ્લી હતી કે જે ન તો ખાઈ શકાતી કે જે ન તો છોડી દઈ શકાતી. અત્યાર પહેલાં એ બે વાર ચૂંટાયા હતા અને બન્ને વખત લાખલાખની ઊડી હતી. પરંતુ આ વખતે એક બીજા રાજાસાહેબ તેમની સામે ઊભા થયા હતા અને એમણે ચારે તરફ ડંકો વગડાવી દીધો હતો કે ભલે હરએક મતદારને હજાર હજાર રૂપિયા આપવા પડે, ભલે પચાસ લાખની રિયાસત ધૂળધાણી થઈ જાય, પરંતુ રાય અમરપાલસિંહને તો ચૂંટણીમાં નહિ જ જીતવા દઉં, અને એમને અધિકારીઓએ પોતાની સહાયતાનું આશ્વાસન પણ આપ્યું હતું. રાયસાહેબ વિચારશીલ હતા, ચતુર હતા, પોતાનાં લાભ નુકસાન સમજતા હતા; પરંતુ રજપૂત હતા. તેમની નસોમાં પણ તાલુકદારનું લોહી વહેતું હતું. આવું આહ્વાન મળ્યા પછી એ કેવી રીતે મેદાનમાંથી ખસી જાય? આમ તો જો રાજા સૂર્ય-પ્રતાપસિંહે સીધી રીતે આવીને કહ્યું હોત કે ભાઈસાહેબ, તમે તો બે વાર ધારાસભામાં જઈ ચૂક્યા, આ વખતે મને જવા દો, તો કદાચ રાયસાહેબ માની જાત. હવે એમને ધારાસભાનો મોહ નહોતો રહ્યો. પરંતુ આ આહ્વાનનો તો હવે સામનો કર્યા સિવાય બીજો કોઈ માર્ગ જ નહોતો રહ્યો. એક સંતલસ બીજી પણ હતી. શ્રીયુત તંખાએ એમને ભરોસો દીધો હતો કે તમે ઊભા થાવ, પછી રાજા-સાહેબ પાસેથી એક લાખની થેલી લઈને ખસી જજો. એણે તો એટલે સુધી કહ્યું હતું કે રાજાસાહેબ ખૂબ રાજી થઈને એક લાખ

તો આપી દેશે, મારે તેમની સાથે વાતચીત થઈ ચૂકી છે. પરંતુ હવે માલૂમ પડ્યું કે રાજાસાહેબ રાયસાહેબને પરાસ્ત કરવાનું ગૌરવ છોડવા નહોતા માગતા અને એનું મુખ્ય કારણ હતું રાયસાહેબની દીકરીનાં કુંવરસાહેબ સાથેના વિવાહ. એ પ્રભાવશાળી કુટુંબોનું જોડાણ એ પોતાની પ્રતિષ્ઠાને માટે હાનિકર માનતા હતા. તદુપરાંત રાયસાહેબને સાસરિયાંની મિલકત મળવાની પણ આશા હતી. રાજાસાહેબને આ વસ્તુ પણ કાંટાની જેમ ખૂંચતી હતી. ક્યાંક જો એ મિલકત એમને મળી ગઈ—અને કાયદો તો રાયસાહેબની તરફેણમાં હતો જ—તો તો રાજાસાહેબનો એક પ્રતિદ્વન્દ્વી ઊભો થઈ જશે; તેથી તેમની એ ફરજ હતી કે રાયસાહેબને કચડી નાખવા અને એમની પ્રતિષ્ઠાને ધૂળ ભેગી કરી નાખવી.

બિચારા રાયસાહેબ મહાન સંકટમાં આવી પડ્યા હતા. તેમને એવો સંદેહ પણ થવા લાગ્યો હતો કે પોતાનો અર્થ સાધવા સારું જ તંખાએ તેમને છેતર્યા હતા. એવા સમાચાર પણ મળ્યા હતા કે એ તો હવે રાજાસાહેબનો મળતિયો થઈ ગયો હતો. આ તો રાયસાહેબના ઘા પર મીઠું છાંટવા સમાન હતું. એમણે કેટલીય વાર તંખાને પોતાને મળી જવા માટે કહેણ મોકલ્યું હતું, પરંતુ એ કાં તો ઘર પર જ મળતો નહિ યા તો વાયદો કરીને પછી ભૂલી જતો. અંતે આજે એ એને મળવાનો નિશ્ચય કરીને એની પાસે જઈ પહોંચ્યા. સંયોગવશાત્ તંખા ઘેર જ હતો, પરંતુ રાયસાહેબને પૂરો એક કલાક તેની રાહ જોવામાં વીતાવવો પડ્યો. આ એ જ તંખા હતો કે જે રાયસાહેબને બારણે રોજ એક વાર અવશ્ય હાજરી પુરાવી જતો. અને આજે એ આટલો બધો મગરૂર બની ગયો હતો! રાયસાહેબ મનમાં ને મનમાં સળગી જતા હતા. જેવો તંખા સુસજ્જ થઈ, મોંમાં સળગતી સિગાર સાથે ઓરડામાં દાખલ થયો અને હસ્તધૂનન કરવા હાથ લંબાવ્યો કે રાયસાહેબે બૂમ ફેંકી : "હું અહીંયાં કલાક કલાક થયાં તમારી રાહ જોઈ રહ્યો છું અને રહી રહીને તમને અત્યારે બહાર આવવાની

ફુરસદ મળી ! હું એને મારું અપમાન માનું છું !"

તંબાએ એક સોફા પર બેસી ઠંડે કલેજે, મોંમાંથી ધુમાડો કાઢતાં જણાવ્યું: "હું બહુ દિલગીર છું. હું એક મોટા અગત્યના કામમાં રોકાયેલો હતો. તમારે ફોન કરી મારી પાસેથી સમય મુકરર કરી લેવો જોઈતો હતો."

આગમાં ઘી પડ્યું, પરંતુ રાયસાહેબે ક્રોધને દબાવી રાખ્યો. પોતે આજે લડવા નહોતા આવ્યા. અત્યારે તો આ અપમાન પી જવા જેવો જ અવસર હતો. તે બોલ્યા: "હા, એટલી મારી ભૂલ થઈ ગઈ. આજકાલ તમને નવરાશ બહુ ઓછી મળતી લાગે છે !"

"જી હા, ઘણી જ ઓછી, નહિ તો હું જરૂર આવી જાત."

"હું પેલા મામલાની બાબતમાં જ તમને પૂછવા આવ્યો હતો. પતાવટની તો હવે કાંઈ આશા લાગતી નથી. ત્યાં તો યુદ્ધની તૈયારીઓ ખૂબ જોરશોરથી ચાલી રહી છે."

"રાજાસાહેબને તો તમે ઓળખો જ છો, જિદ્દી માણસ છે, પૂરા તુમાખી ! એમના મગજ પર કોક ને કોક ધૂન સવાર થયેલી જ હોય છે. આજકાલ તો હવે બસ એ જ ધૂન છે કે રાયસાહેબને હલકો પાડ્યે જ રહું. અને જ્યારે એકાદ ધૂન સવાર થઈ જાય છે, ત્યારે એ કોઈનુંય કશું નથી સાંભળતા, પછી ભલે ગમે તેટલું નુકસાન વેઠવું પડે અત્યારે નહિ નહિ તો ચાલીસેક લાખનું દેવું માથે ઊભું છે, તોપણ ઠાઠમાઠ જુઓ તો એના એ જ—એ જ એલફેલ. ખરચા ચાલુ જ છે. પૈસાની તો એમને કિંમત જ નથી. નોકરોનો પગાર છ છ મહિના થયાં નથી ચૂકવાયો, છતાં હીરામહેલ બંધાય છે. આરસ-પહાણની તો ફરસબંધી છે. ચિત્રકામ તો એવું થઈ રહ્યું છે કે આંખો કહ્યું નથી કરતી. અમલદારોને ત્યાં રોજ ભેટસોગાદોના કંડિયા ચાલુ જ છે. સાંભળ્યું છે કે હવે તો એકાદ અંગ્રેજ મેનેજર પણ રાખવાના છે."

“તો પછી તમે શા પરથી એમ કહ્યું હતું કે તમે પતાવટ કરાવી આપશો ?”

“મારાથી જે કાંઈ બની શક્યું, તે મેં કર્યું. એથી વધારે હું શું કરું ? કોઈ માણસ પોતાના એ ચાર લાખ રૂપિયાનું પાણી જ કરવાનો નિશ્ચય કરી બેઠો હોય, ત્યાં મારું શું ચાલે ?”

રાયસાહેબ હવે ક્રોધને કાબૂમાં રાખી ન શક્યા: “તેમાંય ખાસ કરીને એ એ ચાર લાખમાંથી દસ વીસ હજાર જ્યારે તમારે હાથ ચઢવાની આશા હોય !”

તંખા હવે શાનો દબાય ? તે બોલ્યો: “રાયસાહેબ, હવે મારી પાસે બધું ચોખ્ખે ચોખ્ખું ન બોલાવશો. અહીં ન તો હું સંન્યાસી છું કે ન આપ. આપણે બધાય જેટલું બને તેટલું કમાવા નીકળ્યા છીએ. આંખના આંધળા અને ગાંઠના પૂરાની શોધમાં જેટલા તમે ફરો છો, તેટલો જ હું પણ ફરું છું. મેં આપને ઊભા થવા માટેની સલાહ આપી. આપ એક લાખ મળવાના લાભે ઊભા થયા; જો એ રકમ હાથમાં આવી હોત તો આપ એક લાખના ધણી થાત અને એક પાઈનું પણ ખરચ કર્યા વિના આપ કુંવરસાહેબના સંબંધી પણ થઈ જાત અને મુકદ્દમો પણ દાખલ થઈ જાત, પરંતુ આપનાં દુર્ભાગ્ય કે એ યુક્તિ અવળી પડી ગઈ. હવે જ્યારે આપ જ કોરા રહી ગયા છો, તો પછી મને તો કાંઈ મળવાની વાત જ ક્યાં રહી ! એટલે મેં જખ મારીને એમનો પક્ષ શોધ્યો. કોઈ ને કોઈ પ્રકારે આ વૈતરણી પાર કરવી તો ખરી ને !”

રાયસાહેબ તો મનમાં ને મનમાં એવા ક્રોધે ભરાતા હતા કે એમનું ચાલે તો આને અહીં જ ગોળીએ ઉડાવે. આ બદમાશે જ એમને મોટી મોટી વાતોમાં ફસાવીને ઊભા કર્યા અને હવે પોતે એમાંથી આબાદ છટકી જાય છે, ક્યાંય એક ડાઘો પણ જરાય પડવા દેતો નથી. પરંતુ પરિસ્થિતિ એવી વિષમ હતી કે મોંએથી એક અક્ષર પણ જાહેરમાં બોલી શકાય એમ ન હતું.

"તો હવે તમારાથી કાંઈ જ નહિ થઈ શકે?"

"એમ જ સમજોને!"

"હું પચાસ હજાર પર પણ પતાવટ કરવા તૈયાર છું."

"રાજાસાહેબ જરાય માને એમ નથી."

"પચ્ચીસ હજાર પર તો માની જશે."

"એવી જરાય આશા નથી. એમણે તો સાફ જણાવી દીધું છે."

"એમણે સાફ જણાવી દીધું છે કે તમે એમ કહી રહ્યા છો?"

"તમે મને શું જુઠ્ઠો કહો છો?"

રાયસાહેબ વિનમ્ર સ્વરે બોલ્યાઃ "હું તમને જૂઠા નથી કહેતો; પરંતુ એટલું તો હું જરૂર માનું છું કે તમે ધાર્યું હોત તો જરૂર બાજી પાર પડત."

"તો આપ એમ માનો છો કે મેં જ આ પતાવટ થવા ન દીધી?"

"ના, હું એમ નથી કહેતો. હું તો એટલું જ કહેવા માગું છું કે તમે જો ધાર્યું હોત તો આ કામ પાર પડત અને હું આ આપદામાં આવી ન પડત."

તંખાએ હાથ પરની ઘડિયાળ તરફ નજર નાખીને કહ્યુંઃ "તો રાયસાહેબ, જો આપ સાફ જ કહેવડાવવા માગતા હો, તો સાંભળો. જો તમે દસ હજારનો ચેક મારા હાથમાં મૂકી દીધો હોત તો આજે ખાતરીપૂર્વક એક લાખના ધણી થઈ ગયા હોત. આપે તો કદાચ એમ માન્યું હશે કે જ્યારે રાજાસાહેબ પાસેથી એ રૂપિયા મળી જશે ત્યારે આને હજાર બે હજાર આપી રાજી કરી દઈશું. તો હું કાંઈ એવો ભોટકાકો નથી. આપ રાજાસાહેબ પાસેથી પૈસા લઈને તિજોરીમાં મૂકત અને મને અંગૂઠો દેખાડત. પછી હું ક્યાં આપના કાન કાપવા આવવાનો હતો, આપ જ કહો? ક્યાંય ફરિયાદ–દાવો પણ કરી શકું એમ નહોતો."

રાયસાહેબે આહત નેત્રો વડે જોયું: "તો શું તમે મને એટલો બધો બેઈમાન માનો છો?"

તંખાએ ખુરશી પરથી ઊભા થતાં કહ્યું: "એને બેઈમાની કોણ કહે છે? આજકાલ તો એ જ ચતુરાઈ કહેવાય છે. બીજાને કેમ ઉલ્લુ બનાવી જવા એજ સફળ નીતિ છે, અને આપ તો એ નીતિના આચાર્ય છો."

રાયસાહેબે મૂઠીઓ વાળી કહ્યું: "હું?"

"જી હા, આપ. પહેલી ચૂંટણીમાં મેં તન તોડીને આપને માટે મહેનત કરી. આપે મહામુશ્કેલીએ રોઈ રોઈને પાંચસો રૂપ-રડી આપી. બીજી ચૂંટણી વખતે આપ એક સડેલી અને તૂટલી-ફૂટલી મોટર આપીને છટકી ગયા. દૂધનો દાઝ્યો છાશ પણ ફૂંકી ફૂંકીને પીએ છે." કહી તંખા ઓરડા બહાર ચાલ્યો ગયો અને નોકરને મોટર લઈ આવવાનો હુકમ આપ્યો.

રાયસાહેબનું તો લોહી ઊકળી રહ્યું હતું. અશિષ્ટતાની પણ હદ હોય છે! એક તો કલાક રાહ જોવડાવી અને હવે આટલી અસભ્યતાથી બહાર આવી પોતાને જબરજસ્તીથી ઘર બહાર હાંકી કાઢે છે! જો એમને ખાતરી હોત કે પોતે શ્રીયુત તંખાને પટકી દઈ શકે એમ છે, તો દાવ જવા ન દેત; પરંતુ તંખા શરીરે એમના કરતાં સવાયો હતો. જ્યારે તંખાએ હૉર્ન વગાડ્યું, એટલે એ પણ આવીને પોતાની મોટરમાં ગોઠવાયા અને સીધા ખન્ના પાસે પહોંચ્યા.

નવ વાગવા આવ્યા હતા, છતાં ખન્નાસાહેબ હજી મીઠી નિદ્રામાં પોઢતા હતા. એ રાતના બે વાગ્યા પહેલાં ક્યારેય ન સૂતા એટલે નવ વાગ્યા સુધી સૂઈ રહે એ સ્વાભાવિક હતું. અહીં પણ રાયસાહેબને અડધો કલાક બેસી રહેવું પડ્યું; એટલે જ્યારે લગભગ સાડાનવ વાગે શ્રીયુત ખન્ના સ્મિત કરતા બહાર નીકળ્યા, ત્યારે રાય-

સાહેબે એમને ઊધડા જ લીધા: "વાહ! અત્યારે નામદાર ઊઠ્યા, ઠેઠ સાડાનવ વાગે! પૈસા મારી લીધા છે એટલે જ આટલી બેફિકરાઈ છે! મારી માફક જો તાલુકદાર હોત, તો આપ પણ ક્યારનાય કોકના ઓટલા ઘસતા હોત, રાહ જોતાં જોતાં માથું ભમી જાત."

ખન્નાએ સિગારેટની ડબ્બી એમના તરફ ધરતાં પ્રસન્ન મુખે કહ્યું: "રાતના જરા મોડો સૂતો હતો. અત્યારમાં કઈ બાજુ ફરી આવ્યા?"

રાયસાહેબે ટૂંકાણમાં પોતાની મુસ્કેલીઓનું બયાન કહી સંભળાવ્યું. મનમાં તો ખન્નાને ગાળો ભાંડતા હતા કે જે એમનો મિત્ર હોવા છતાં સદૈવ એમને ઠગવાની જ ચાલબાજી ખેલ્યા કરતો હતો, પરંતુ મોંએ તો એની ખુશામદ કરતા હતા.

ખન્નાએ મોં પર એવા ભાવ દર્શાવ્યા કે જાણે પોતે આ સાંભળી અત્યંત ચિંતાતુર બની ગયો છે; પછી બોલ્યો: "મારી તો સલાહ છે કે તમે આ ચૂંટણીને ગોળી મારો અને તમારા સાળાઓ પર દાવો દાખલ કરી દો. હવે રહી લગ્નની વાત. એ તો ત્રણ દહાડાનો તમાશો છે. એની પાછળ નાહકના હેરાન થવું એ ઠીક નથી. કુંવરસાહેબ મારા પણ મિત્ર છે એટલે લેણદેણનો તો કોઈ પ્રશ્ન જ ઊભો થવા નહિ પામે."

રાયસાહેબે વ્યંગ કરતાં કહ્યું: "આપ જરા એક ભૂલ કરો છો કે હું શ્રીયુત ખન્ના બેંકર નથી, પરંતુ હું તો એક તાલુકદાર છું. કુંવરસાહેબ પહેરામણી નથી માગતા, એમને ઈશ્વરે બધું જ આપ્યું છે; પરંતુ તમે તો જાણો છો કે આ મારી એકની એક પુત્રી છે અને એની મા આજે જીવતી નથી. એ જો આજે જીવતી હોત, તો આખું ઘર લૂંટાવીને પણ એ સંતોષ ન પામત. ત્યારે તો કદાચ હું એનો હાથ પકડીને ખરચ ઓછું કરવા માટે વિનંતિ કરત, પરંતુ હવે તો હું જ એની મા છું અને હું જ એનો

બાપ છું; માટે જો મારા હૃદયનું રક્ત કાઢીને પણ આપવું પડશે, તો હું તે ખુશીથી આપી દઈશ. મારા આ વિધુર જીવનમાં મેં સંતાન-પ્રેમમાં જ મારા આત્માની તરસ છિપાવી છે. અને બાળકોના પ્યારમાં જ મેં મારા એકપત્નીવ્રતનું પાલન કર્યું છે. મારે માટે એ અસંભવિત વસ્તુ છે કે આવા શુભ અવસર પર હું મારા દિલની મહેચ્છાઓ પરીપૂર્ણ ન કરું. હું મારા મનને તો સમજાવી શકું છું, પરંતુ જેને હું મારી પત્નીની આજ્ઞા માનું છું, તેને હું નથી સમજાવી શકતો. એ સિવાય ચૂંટણીના મેદાનમાંથી ખસી જવાનું પણ મારે માટે અશક્ય છે. હું જાણું છું કે હું હારવાનો છું, રાજાસાહેબ આગળ હું ટકી નહિ શકું, તો પણ રાજાસાહેબને એટલું તો જરૂર દેખાડી આપવા માગું છું કે અમરપાલસિંહ નર્યું માટીનું પૂતળું જ નથી."

"અને દાવો પણ દાખલ કરી દેવાની આવશ્યક્તા છે જ !"

"એના પર તો આ બધો મદાર છે. હવે તમે કહો, કે તમે મને શું મદદ કરી શકશો ?"

"મારા ડાયરેક્ટરોએ આ વિષયમાં શું ઠરાવ કરેલો છે, એ તો તમે જાણો છો. અને રાજાસાહેબ પણ અમારા એક ડાયરેક્ટર છે, એ પણ તમે જાણો છો. પાછલું લેણું વસૂલ કરવા માટે વારંવાર તાકીદ થાય છે, એટલે નવી લેણદેણ તો ભાગ્યે જ થઈ શકે."

રાયસાહેબે અવનત મુખે કહ્યું: "તમે તો મારી હોડી સાવ ડુબાડી જ દેવા માગો છો, ખન્ના !"

"મારી પાસે મારું પોતાનું જે કાંઈ છે, તે બધું તમારું જ છે; પરંતુ બેંકની બાબતમાં તો મારે મારા શેઠિયાઓના હુકમને જ આધીન થવું રહ્યું."

"જો આ મિલકત હાથ આવી ગઈ—અને મને એ બાબતની પૂરી ખાતરી છે—તો હું તમારી પાઈએ પાઈ ચૂકવી દઈશ."

“ તમે કહી શકશો કે અત્યારે તમે કેટલા બોજામાં હશો ?”

રાયસાહેબ કાંઈક અચકાતા અચકાતા બોલ્યાઃ “ પાંચ છ લાખનો સમજો. કદાચ એથી જરા ઓછું હશે. ”

ખન્નાએ અવિશ્વાસનો ભાવ પ્રદર્શિત કરતાં કહ્યું: “ કાં તો તમને યાદ જ નથી, યા તો તમે છુપાવી રહ્યા છો. ”

રાયસાહેબે જરા આવેશમાં આવીને કહ્યું: “ જી ના, હું ન તો ભૂલ કરી રહ્યો છું કે ન તો કશું છુપાવી રહ્યો છું. મારી મિલકત અત્યારે ઓછામાં ઓછી પચાસ લાખની છે અને સાસરાની મિલકત પણ એ કરતાં ઓછી નથી. આટલી મોટી મિલકત પર પાંચ છ લાખનો બોજો એ તો બોજો જ ન કહેવાય. ”

“ પરંતુ તમે એ શી રીતે કહી શકો કે સાસરાવાળી મિલકત પર કશો જ બોજો નહિ હોય ? ”

“ જ્યાંસુધી મને ખબર છે ત્યાંસુધી એ મિલકત પર એક પાઈનો પણ બોજો નથી. ”

“ અને મને ખબર મળ્યા છે કે એ મિલકત પર ઓછામાં ઓછો દસ લાખનો બોજો છે. એટલે હવે એ મિલકત પર તો કાંઈ વધુ મળી શકવાની વાત જ ન રહી અને તમારી મિલકત પર પણ, મારા મત મુજબ દસ લાખ જેટલું કરજ છે અને હવે એ મિલકત પણ પચાસ લાખની નહિ, પરંતુ મુશ્કેલીએ પચીસ લાખની હશે. આવી પરિસ્થિતિમાં કોઈ પણ બેંક તમને નાણા ન ધીરી શકે. એમ જ સમજી લો કે તમે જ્વાળામુખીના મુખ પર ઊભા છો. એક નહિ જેવી ઠોકર પણ તમને પાતાળ ભેગા કરી શકે તેમ છે. તમારે અત્યારે તો બહુ સંભાળીને ચાલવાની જરૂર છે. ”

રાયસાહેબે ખન્નાનો હાથ પોતાના તરફ ખેંચીને કહ્યું: “ એ બધુંય હું સમજું છું, મિત્રવર્ય ! પરંતુ જીવનની કરુણતા તો એમાં જ

છે ને કે જે કામ પોતાનો આત્મા કરવા ન માગતો હોય, તેજ કામ આપણે કરવું પડે છે. તમારે આ અવસર પર ઓછામાં ઓછી બે લાખની વ્યવસ્થા તો જરૂર કરી આપવી પડશે."

ખન્નાએ દીર્ઘ શ્વાસ લઈને કહ્યું: "માય ગોડ! બે લાખ! અસંભવિત! બિલકુલ અસંભવિત!"

"હું તમારા બારણે માથું પટકીને પ્રાણ આપીશ ખન્ના, એટલી ખાતરી રાખજો. મેં તો તમારા જ ભરોસા પર બધો કાર્યક્રમ રચ્યો છે. જો તમે મને નિરાશ કરશો, તો કદાચ મારે ઝેર ખાવું પડશે. હું સૂર્યપ્રતાપસિંહ સામે ઘૂંટણે નહિ પડી શકું. દીકરીનાં લગ્ન પણ હજી બે ચાર મહિના ઠેલી શકાય એમ છે. દાવો દાખલ કરવા માટે પણ હજી ઘણો સમય છે; પરંતુ આ ચૂંટણી મારે માથે આવી લાગી છે અને મને સૌથી મોટી ફિકર જ એની છે."

ખન્નાએ ચકિત થઈને કહ્યું: "તો તમે શું ચૂંટણીમાં બે લાખ ખરચી નાખશો?"

"ચૂંટણીનો પ્રશ્ન નથી ભાઈ, આ તો ઇજ્જતનો પ્રશ્ન છે. શું તમારી નજરમાં મારી ઇજ્જત બે લાખની પણ નથી. મારી બધીય મિલકત વેચાઈ જાય, તેનો મને શોક નથી, પરંતુ સૂર્યપ્રતાપસિંહને હું સહેલાઈથી તો સફળતા નહિ જ મળવા દઉં."

ખન્નાએ એક મિનિટ પર્યંત ધુમાડો કાઢયા બાદ કહ્યું: "બેંક કેવી સ્થિતિમાં છે એ મેં તમને જણાવી દીધું. બેંકે તો એક પ્રકારે લેણદેણનું કામ જ બંધ કરી દીધું છે. પરંતુ તમારી સાથે ખાસ કિસ્સા તરીકે છૂટછાટ મૂકવા માટે હું પ્રયત્ન કરીશ. બાકી 'બીઝનેસ ઇઝ બીઝનેસ' એ તો આપ જાણો છો ને! એટલે મારું કમિશન કેટલું રાખશો તે જણાવો. મારે આપને માટે ખાસ સિફારસ કરવી પડશે. રાજાસાહેબનો અન્ય ડાયરેકટરો પર કેટલો પ્રભાવ છે એ તો તમે પણ જાણો છો. મારે એમની વિરુદ્ધ ચાલબાજી ખેલવી પડશે.

ટૂંકમાં એમ જ માની લો કે મારી જવાબદારી પર જ આ મામલો નક્કી થશે."

રાયસાહેબનું મોં પડી ગયું. ખન્ના એમના ખાસ મિત્રોમાંના એક હતા—સાથે ભણેલા અને સાથે બેસનારા. અને એ જ આજે ઊઠીને પોતાની પાસેથી કમિશન મેળવવાની ઇચ્છા રાખે છે! આટલી બધી ધૃષ્ટતા? પોતે આટલો લાંબો સમય થયા ખન્નાની ખુશામદ કરતા હતા, તે શું આટલા જ માટે? બાગમાં ફૂલ આવે, શાકભાજી તૈયાર થાય, સૌથી પ્રથમ ખન્નાને ત્યાં છાબડી કે કંડિયો પહોંચતો. કોઈ ઉત્સવ હોય, કોઈ જલસો હોય, સૌથી પ્રથમ ખન્નાને નિમંત્રણ અપાતું, અને તેનો આ બદલો! ઉદાસ મને એ બોલ્યાઃ "જેવી તમારી ઇચ્છા; પરંતુ હું તો તમને મારા ભાઈ જેવા માનતો હતો."

ખન્નાએ કૃતજ્ઞતાભાવ દાખવતાં જણાવ્યું: "એ આપની કૃપા છે. હું પણ હંમેશાં આપને મારા મોટા ભાઈ જેવા જ ગણતો આવ્યો છું અને હજી પણ એવા જ માનું છું. આપની સાથે મેં ક્યારેય કશોય પડદો નથી રાખ્યો, પરંતુ વ્યાપાર એ એક જુદું જ ક્ષેત્ર છે. ત્યાં કોઈ કોઈનો દોસ્ત નથી, કોઈ કોઈનો ભાઈ નથી. જે રીતે ભાઈના સંબંધે હું આપને એમ નથી કહી શકતો કે મને બીજાઓ કરતાં વધુ કમિશન આપો, તે જ પ્રમાણે આપે પણ મારું કમિશન ઓછુંવત્તું કરવા માટે જિદ્દ ન કરવી જોઈએ. હું આપને ખાતરી આપું છું કે મારાથી બનશે તેટલી સગવડતા હું આપને કરી આપીશ. કાલે આપ બેંકમાં આવજો અને કાગળિયાં પર સહીઓ વગેરે કરી જજો. બસ, બીઝનેસ પૂરું! આપે બીજું કાંઈ સાંભળ્યું? મહેતાસાહેબ તો આજકાલ માલતી પર ખૂબ લટ્ટુ બની ગયા છે! એમની તો આખીય ફિલસૂફી એમાં ડૂબી ગઈ છે. દહાડામાં એકાદ બે વાર તો એને ત્યાં જરૂર હાજરી આપે છે, અને સાંજે તો બન્ને લગભગ સાથે જ ફરવા જાય છે. એ તો એકલો હું જ એવો છું કે ક્યારેય માલતીને ત્યાં સલામે નથી ગયો. કદાચ અત્યારે એની જ

એ કસર કાઢતી હશે. પહેલાં તો એવી સ્થિતિ હતી, કે જેમાં ગણો એમાં શ્રીયુત ખન્ના હતા. જરાક કામ પડતું તો તરત જ ખન્ના પાસે દોડી આવતી. પૈસાની જરૂર પડતી તો તરત ખન્ના જ યાદ આવતો અને હવે તો મને જોતાં જ મોં ફેરવી લે છે. મેં ખાસ એને માટે જ ફ્રાંસથી એક ઘડિયાળ મંગાવી હતી. ખૂબ ઉત્સાહથી હું એને આપવા ગયો, પણ એણે ન લીધી. હજી ગઈ કાલે જ મેવાની છાબડી મેં એને મોકલી હતી—ખાસ કાશ્મીરથી મંગાવ્યો હતો. પરંતુ ન રાખી, પાછી મોકલી દીધી. મને તો એ જ આશ્ચર્ય થાય છે કે માણસ આટલું જલ્દી શાથી બદલાઈ જતું હશે!"

રાયસાહેબ મનમાં તો એની આ ફજેતી પર ખુશ થયા, પરંતુ બહારથી સહાનુભૂતિ દાખવતાં બોલ્યા: "જો એમ માની લઈએ કે એને મહેતા પ્રતિ પ્રેમભાવ ઉત્પન્ન થયો છે, તોપણ તમારી સાથે આમ વહેવાર તોડી નાખવાનું તેને કશું કારણ નથી."

ખન્ના વ્યથિત સ્વરે બોલ્યા: "એ જ ખેદ થાય છે ને, ભાઈસાહેબ! એ તો હું પ્રારંભથી જ જાણતો હતો કે એ મારે હાથ નથી લાગવાની. હું આપને સત્ય જ કહું છું કે હું ક્યારેય એવા ખોટા ભ્રમમાં નહોતો રહ્યો કે માલતી મને ચાહે છે. પ્રેમ જેવી વસ્તુ જેની પાસેથી મળી શકે, એવી મેં ક્યારેય આશા નહોતી સેવી. હું તો કેવળ એના રૂપનો પૂજારી હતો. સાપમાં વિષ હોય છે, તોપણ આપણે એને દૂધ પાઈએ છીએ. પોપટ કરતાં કોઈ વધુ નિષ્ઠુર પક્ષી નથી હોતું, છતાં કેવળ એનાં રૂપ અને વાણી પર મુગ્ધ થઈ જઈને લોકો એને પાળે છે અને સોનાના પાંજરામાં રાખે છે. મારે માટે પણ માલતી એ પોપટ જેવી હતી. અફસોસ માત્ર એટલો જ છે કે હું પહેલેથી કેમ ન ચેતી ગયો! એની પાછળ મેં મારા હજારો રૂપિયા બરબાદ કરી નાખ્યા. ભાઈસાહેબ, જ્યાં એની ચિઠ્ઠી આવી નહિ કે તરત હું પૈસા પહોંચાડતો. મારી મોટર હજી પણ એ જ વાપરે છે. એની પાછળ મેં મારું ઘર બેદાન-

મેદાન કરી નાખ્યું. ભાઈસાહેબ, હૃદયમાં જેટલો રસ હતો, તે એ ખારાપાટ તરફ એટલા તો વેગથી દોડ્યો કે બીજી બાજુનું ઉદ્યાન સાવ સૂકું જ રહી ગયું. આજે વર્ષો વીત્યાં હશે, મેં ગોવિંદી સાથે દિલ ખોલીને વાત કરી નથી. તેનાં સેવા, સ્નેહ અને ત્યાગથી મને તેના પ્રત્યે અરુચિ થઈ ગઈ હતી કે જે પ્રમાણે અજીર્ણના રોગીને મિષ્ટાન્ન પ્રતિ થઈ જાય છે. જેમ મદારી વાંદરાને નચાવે છે, તેમ માલતી મને નચાવતી અને હું પણ રાજી થઈને નાચતો. એ મારું અપમાન કરતી અને હું એ સાંભળી ઊલટો આનંદથી હસતો. એ મારા પર શાસન કરતી અને હું માથું ઝુકાવતો. એણે ક્યારેય મારા પ્રતિ આસક્તિ નથી દાખવી, એ વાતનો હું સ્વીકાર કરું છું, એણે મને ક્યારેય પ્રોત્સાહન નહોતું આપ્યું એ પણ સત્ય છે; તોપણ હું પતંગિયાની જેમ તેના મુખદીપ પર પ્રાણ અર્પતો અને હવે એ મારા પ્રતિ શિષ્ટાચારનો વ્યવહાર પણ નથી રાખતી! પરંતુ ભાઈસાહેબ, હું કહી દઉં છું કે ખન્ના એમ ચૂપચાપ બેસી રહે એવો માણસ નથી. એની બધીય ચિઠ્ઠીઓ મેં સાચવી રાખી છે. હું એની પાસેથી પાઈએ પાઈ વસૂલ કરીશ અને ડૉક્ટર મહેતાને તો હું લખનૌ બહાર કાઢીશ ત્યારે જ જંપીશ, એને માટે તો અહીં રહેવું જ અશક્ય કરી દઈશ . . ."

તે જ વખતે બહારથી આવતી મોટરના હૉર્નનો અવાજ સંભળાયો અને બીજી જ ક્ષણે શ્રીયુત મહેતા ત્યાં આવીને ઊભા રહ્યા. ગૌર ચમકદાર વર્ણ, ગાલો પર સ્વાસ્થ્યની ચમકતી લાલી, નીચી અચકન, સુંદર પાયજામો અને માથે સુંદર ટોપી સૌમ્યતાની જીવંત પ્રતિમા જેવા લાગતા હતા.

ખન્નાએ ઊભા થઈને હસ્તધૂનન કર્યું: "આવો, આવો, મહેતા-સાહેબ, અમે હમણાં તમારી જ વાતો કરતા હતા."

મહેતાએ બન્ને સજ્જનો સાથે હસ્તધૂનન કરીને કહ્યું: "આજે

ઘેરથી ઘણા સારા શુકન જોઈને નીકળ્યો હોઈશ કે તમે બન્ને સજ્જનો એકીસાથે અહીં ભેટી ગયા. તમે તો વર્તમાન-પત્રોમાં વાંચ્યું હશે કે આપણે અહીં સ્ત્રીઓ માટે એક વ્યાયામશાળાની યોજના તૈયાર થાય છે. મિસ માલતી એ સમિતિની પ્રમુખ છે. એને માટે બે લાખ રૂપિયાની જરૂર પડશે એવો અંદાજ બાંધવામાં આવ્યો છે. શહેરમાં એની કેટલી બધી જરૂર છે. એ તો મારા કરતાં તમે વધારે સમજો છો. હું ઇચ્છું છું કે દાતાઓમાં તમારા બન્નેનું નામ સૌથી મોખરે રહે. મિસ માલતી પોતે આવવાની હતી, પરંતુ આજે એના પિતાની તબિયત ઠીક નથી, એટલે એ ન આવી શકી." કહી એમણે ફાળાની ટીપ રાયસાહેબના હાથમાં મૂકી. પહેલું નામ રાજા સૂર્યપ્રતાપસિંહનું હતું અને એમના નામ સામે પાંચ હજારનો આંકડો ભરેલો હતો. ત્યાર બાદ કુંવર દિગ્વિજયસિંહનો ત્રણ હજારનો આંકડો હતો. ત્યાર બાદ કેટલીક એટલી યા એ કરતાં કાંઈક ઓછી એવી બીજી રકમો હતી. માલતીએ પાંચસો ભર્યા હતા અને મહેતાએ એક હજાર.

રાયસાહેબે જરા ખસિયાણા જેવા પડી જતાં કહ્યું: "લગભગ ચાળીસેક હજાર તો તમે લોકો પડાવી પણ ચૂક્યા છો!"

મહેતાએ ગર્વપૂર્વક જણાવ્યું: "આ બધી આપ લોકોની દયા છે, અને તે પણ કેવળ ત્રણ કલાકની મહેનતનું પરિણામ છે. રાજા સૂર્યપ્રતાપસિંહે ભાગ્યે જ કોઈ સાર્વજનિક કામમાં ભાગ લીધો હશે, પરંતુ આજે તો એમણે કશું કહ્યા સાંભળ્યા વગર જ ચેક લખી આપ્યો. દેશમાં જાગૃતિ છે. જનતા કોઈ પણ શુભ કાર્યમાં સહકાર આપવા તૈયાર છે—તેમને માત્ર એટલી ખાતરી થવી જોઈએ કે એના દાનનો સદ્વ્યય થશે. તમારા તરફથી તો મને મોટી રકમની આશા છે, શ્રીયુત ખન્ના!"

ખન્નાએ ઉપેક્ષા ભાવે કહ્યું: "હું એવાં નકામાં કામોમાં નથી

પડતો. કોણ જાણે તમે લોકો આવી પશ્ચિમની ગુલામીમાં ક્યાં સુધી આગળ વધ્યા કરશો. આમે સ્ત્રીઓને ઘરકામ પ્રતિ તો ક્યારનીય અરુચિ પેદા થઈ ચૂકી છે. એમાં જો ક્યાંક આ વ્યાયામની ધૂન માથે સવાર થઈ ગઈ, તો તો પછી કશું કહેવાપણું જ નહિ રહે. જે સ્ત્રી ઘરકામ કરે છે, તેને કોઈ પણ જાતના વ્યાયામની જરૂર રહેતી જ નથી; અને જે ઘરનું કશું કામ નથી કરતી અને જે માત્ર ભોગવિલાસમાં જ મસ્ત રહે છે, તેના વ્યાયામને માટે ફાળો ભરવો એને હું અધર્મ માનું છું."

મહેતા જરા પણ હતાશ ન થયા: "એવી સ્થિતિમાં હું તમારી પાસે કશું માગીશ પણ નહિ. જે યોજનામાં આપણને વિશ્વાસ ન હોય, તેમાં કોઈ પણ પ્રકારની મદદ આપવી એ વાસ્તવમાં અધર્મ જ છે. આપ તો શ્રીયુત ખન્નાના મત સાથે મળતા નહિ જ થતા હો, રાયસાહેબ!"

રાયસાહેબ ઊંડી ચિંતામાં ડૂબી ગયા હતા. સૂર્યપ્રતાપસિંહના પાંચ હજારના આંકડાએ એમને હતોત્સાહ કરી નાખ્યા હતા; ચમકીને બોલ્યા: "આપે મને કશું કહ્યું?"

"મેં તો એમ કહ્યું કે આપ તો આ યોજનામાં સહકાર આપવાની વાતને અધર્મ નથી માનતા ને?"

"જે કાર્યમાં તમે જોડાયેલા છો, તે ધર્મ છે કે અધર્મ છે, એ વાતની હું પરવા નથી રાખતો."

"હું ઇચ્છું છું કે તમે પોતે વિચાર કરી જુઓ. જો આપ આ યોજનાને સમાજને માટે ઉપયોગી અને જરૂરી માનતા હો, તો એમાં સહકાર આપો. શ્રીયુત ખન્નાની નીતિ મને તો બહુ ગમી."

ખન્ના બોલ્યા: "હું તો સ્પષ્ટ બોલનારો છું અને એટલા માટે તો બધે બદનામ થાઉં છું."

રાયસાહેબ એક ફિક્કું સ્મિત કરતાં બોલ્યાઃ "મારામાં તો વિચાર કરવાની શક્તિ જ નથી રહી. સજ્જનો જે માર્ગે જતા હોય તેમની પાછળ પાછળ ચાલવું એને જ હું તો મારો ધર્મ માનું છું."

"તો લખો સારી જેવી રકમ."

"તમે કહો તેટલી લખું."

"આપની ઇચ્છા હોય તેટલી લખો."

"તમે જે કહો, તે લખું."

"તો બે હજાર કરતાં તો શું ઓછું લખશો!"

રાયસાહેબે આહત સ્વરે કહ્યું: "આપની દૃષ્ટિમાં મારી એટલી જ યોગ્યતા છે?" કહી તેમણે કલમ ઉપાડી અને ટીપમાં પોતાનું નામ લખી તે સામે પાંચ હજારની રકમ નોંધી.

મહેતાએ ટીપ પોતાના હાથમાં લીધી, પરંતુ એમને એટલી બધી ગ્લાનિ થઈ આવી કે એ રાયસાહેબનો ઉપકાર માનવાનું પણ ભૂલી ગયા. રાયસાહેબને ફાળાની ટીપ બતાવી ને પોતે મહા અનર્થ કર્યો હતો, એ દુઃખ એમને વ્યથિત કરવા લાગ્યો.

ખન્નાએ રાયસાહેબ પ્રતિ દયા અને ઉપહાસસૂચક દૃષ્ટિથી જોયું, જાણે કહેતા હતા કે કેવા મોટા ગધેડા છો તમે!

સહસા મહેતા રાયસાહેબને ભેટી પડ્યા અને ઉન્મુક્ત કંઠે બોલ્યાઃ "થ્રી ચીયર્સ ફોર રાયસાહેબ, હીપ હીપ હુર્રાહ્!"

ખન્ના ખસિયાણો પડી જતાં બોલ્યોઃ "આ લોકો તો રાજા-મહારાજા રહ્યા, એ બધા દાન નહિ આપે, તો બીજું કોણ આપશે?"

મહેતા બોલ્યાઃ "હું તો તમને રાજાઓના રાજા માનું છું. તમે તો એમના પર શાસન કરો છો. એમની ચોટલી તો તમારા જ હાથમાં હોય છે."

રાયસાહેબ ખુશ થઈ ગયાઃ "આ તમે સવા લાખ રૂપિયાની

વાત કહી, મહેતાજી. અમે તો બધા નામના રાજા છીએ. ખરા રાજા તો અમારા શરાફ છે.”

મહેતાએ ખન્નાને ચણાના ઝાડ પર ચઢાવતાં કહ્યું: “મારે તમારી વિરુદ્ધ કશી ફરિયાદ કરવાની નથી, ખન્નાજી! તમે જો આ કાર્યમાં જોડાવા ન માગતા હો, તો કાંઈ નહિ; પરંતુ મને ખાતરી છે કે તમે એક વખત જરૂર અમારી સાથે જોડાશો. આપણી મોટી મોટી સંસ્થાઓ તમારા જેવા લક્ષ્મીપતિઓના આશરે જ ચાલતી હોય છે. આ રાષ્ટ્રિય ચળવળને બે ત્રણ વર્ષ પર્યંત કોણે આટલી ધામધૂમથી જીવતી રાખી? આટલી બધી પાઠશાળાઓ અને ધર્મશાળાઓ કોણ બંધાવે છે? આજે તો જગતભરનું તંત્ર શરાફોના હાથમાં જ છે. સરકારો પણ એમના હાથમાં રમકડાંરૂપ છે. હું પણ તમારા તરફથી નિરાશ નથી થયો. જે વ્યક્તિ દેશને ખાતર જેલનિવાસ કરી શકે છે, તેને માટે બે ચાર હજારનું દાન કરવું એ કોઈ મોટી વાત નથી. અમે તો ઠરાવ કર્યો છે કે આ શાળાનું ખાતમુહૂર્ત ગોવિંદી-દેવીના હાથે કરાવવું. અમે બન્ને તરતમાં જ ગવર્નરને મળવાનાં છીએ અને અમને ખાતરી છે કે અમને સરકાર તરફથી પણ સારી જેવી સહાયતા મળશે. લેડી વિલ્સનને મહિલાઆંદોલન પ્રતિ કેટલો પ્રેમ છે, એ તો તમે જાણો છો. રાજાસાહેબ અને અન્ય સજ્જનોનો તો એવો મત હતો કે ખાતમુહૂર્ત લેડી વિલ્સનના હાથે કરાવવું; પરંતુ અંતે એવો જ નિર્ણય થયો કે આ શુભ કાર્ય કોઈ આપણી જ બહેનના હાથે થાય. તમે વધુ નહિ તો એ અવસરે હાજરી તો જરૂર આપશો ને?”

ખન્નાએ ઉપહાસ કર્યો: “હા, જ્યારે ખુદ લોર્ડ વિલ્સન ત્યાં હાજર હશે, ત્યારે મારે તો જરૂર આવવું જ પડશે. આ રીતે તમે ઘણા શેઠિયાઓને ફસાવી શકશો. તમને લોકોને નવા નવા પેંતરા બહુ સારા સૂઝે છે, અને અમારા શેઠિયાઓ પણ એ જ લાયકના છે. એમને તો ઉલ્લુ બનાવીને જ મૂંડી શકાય છે.”

"જ્યારે કોઈ વ્યક્તિ પાસે ધન હદ કરતાં વધુ એકત્ર થઈ જાય છે, ત્યારે ધન પોતે જ પોતાના નિકાસનો માર્ગ શોધી લે છે. આમ નહિ વપરાય, તો જુગારમાં જશે, ઘોડદોડમાં જશે, ઇટમાટીમાં જશે યા ભોગવિલાસમાં વેડફાશે."

અગિયાર વાગવા આવ્યા હતા. ખન્નાસાહેબને બેંકમાં જવાનો સમય થઈ ગયો. મહેતા ચાલ્યા ગયા. રાયસાહેબ પણ ઊઠ્યા કે ખન્નાએ એમનો હાથ પકડીને બેસાડી દીધા: "ના, ના, જરા બેસો. આપ તો જુઓ છો ને કે મહેતાએ મને એવો તો બૂરી રીતે ફસાવ્યો છે કે હવે નીકળવાનો એકે માર્ગ જ નથી રહ્યો. ગોવિંદી પાસે ખાતમુહૂર્ત કરાવશે! આવી પરિસ્થિતિમાં હું અલગ રહું એ હાસ્યાસ્પદ લાગે કે નહિ! ગોવિંદી શી રીતે રીઝી ગઈ એ જ મારી સમજમાં નથી આવતું અને માલતીએ આ કેવી રીતે કબૂલ રાખ્યું, તે સમજવું તેથી પણ વધુ કઠિન છે. આપનો શો મત છે? આમાં કાંઈ ભેદ લાગે છે કે નહિ?"

રાયસાહેબે આત્મીયતા દાખવી: "આવી બાબતોમાં પત્નીએ હંમેશાં પતિની સલાહ લેવી જોઈએ."

ખન્નાએ રાયસાહેબને ધન્યવાદભરી આંખોએ જોતાં કહ્યું: "આ જ સ્વભાવને લઈને મારે અને ગોવિંદીને નથી બનતું અને ઉપરથી લોકો મને જ ખરાબ કહે છે. આપ જ વિચાર કરો કે, મારે આવા ઝઘડાઓ સાથે શું નિસ્બત! એમાં તો એવા પડે કે જેમની પાસે વધારાના પૈસા હોય, વધારાનો સમય હોય અને નામ મેળવવાની લાલસા હોય. બનવાનું છે માત્ર એટલું જ કે બે ચાર મહાશયો મંત્રીઓ અને ઉપમંત્રીઓ, પ્રમુખ અને ઉપપ્રમુખ બની અમલદારોને પાર્ટીઓ આપશે, એમના કૃપાપાત્ર બનશે અને વિશ્વવિદ્યાલયની છોકરીઓને એકઠી કરીને વિહાર કરશે. વ્યાયામ તો માત્ર બહારની દુનિયાને ઠગવાનું એક બહાનું છે. એ પ્રકારની સંસ્થાઓમાં હંમેશાં

એમ જ બને છે અને અહીં પણ એમ જ બનશે. ઉલ્લુ બનીશું આપણે અને આપણા ભાઈઓ, અને એ બધુંય આ ગોવિંદીના કારણે જ!" કહી તે ખુરશી પરથી ઊભા થયા અને પુનઃ બેસી ગયા. ગોવિંદી પ્રતિ એમનો ક્રોધ પ્રચંડ સ્વરૂપ ધારણ કરતો જતો હતો. એમણે બન્ને હાથ વડે માથાને પકડતાં કહ્યું: "મને નથી સમજાતું કે મારે શું કરવું જોઈએ."

રાયસાહેબે સલાહ આપી: "કશું જ નહિ, તમે ગોવિંદીદેવીને જઈને સ્પષ્ટ કહી દો કે તું મહેતાને ના લખી નાખ, પત્યું. હું તો જાણે એની વાતોમાં ફસાઈ ગયો, પરંતુ તમે શું કરવા ફસાઓ છો?"

ખન્નાએ એક ક્ષણ આ પ્રસ્તાવ પર વિચાર કરીને કહ્યું: "પરંતુ જરા વિચાર કરો, આ કેટલું મુશ્કેલ કામ છે! લેડી વિલ્સન સાથે આ બાબતની વાતચીત થઈ ચૂકી હશે, શહેર આખામાં વાત ફેલાઈ ગઈ હશે અને કદાચ આજનાં પેપરોમાં પણ એ વાત પ્રસિદ્ધ થઈ જશે. આ બધી માલતીની બદમાશી છે. તેણે જ મને હલકો પાડવા માટે આ બધી યુક્તિ રચી છે."

"હા, લાગે છે તો એવું જ."

"એ મને અપમાનિત કરવા માગે છે."

"તમે ખાતમુહૂર્તને આગલે દહાડે ક્યાંક બહારગામ ચાલ્યા જજો."

"એ જ મુશ્કેલી છે ને, રાયસાહેબ! ક્યાંય મોં બતાવવા જેવું પણ નહિ રહે. તે દિવસે તો મને કોલેરા થઈ જાય તોય મારે જવું પડશે."

રાયસાહેબ આશાભર્યા, આવતી કાલે આવવાનો વાયદો કરીને જેવા નીકળ્યા કે ખન્નાએ અંદર જઈને ગોવિંદીની ખબર લેવા માંડી: "તેં આ વ્યાયામશાળાનું ખાતમુહૂર્ત કરવાનું કેમ સ્વીકાર્યું?"

ગોવિંદી શી રીતે કહે કે આ સન્માન પામીને પોતે મનમાં

કેટલી બધી રાજી થતી હતી. એ અવસરને માટે પોતે કેટલી તલ્લીન બની ભાષણ લખી રહી હતી અને કેટલી સરસ ઓજસભરી કવિતા રચી હતી! તેણે તો મનમાં માન્યું હતું કે આ પ્રસ્તાવનો સ્વીકાર કરવાથી ખન્ના પોતાના પર ખુશ થશે. પોતાનું સન્માન એ પોતાના પતિનું જ સન્માન હતું. ખન્નાને આમાં કશો વાંધો હોઈ શકે તેની એને કલ્પના પણ નહોતી આવી. બીજી બાજુ પતિને કેટલાક દિવસો થયાં સદય જોતાં તેનું મન પ્રફુલ્લિત થતું જતું હતું. તે પોતાના ભાષણથી અને કવિતાથી લોકોને મુગ્ધ કરી નાખવાનાં સ્વપ્ન સેવતી હતી.

આ પ્રશ્ન સાંભળ્યો અને ખન્નાનો ચહેરો જોયો. એટલે તો એની છાતી જ ધબકવા લાગી. અપરાધીની જેમ તે બોલી: "ડૉક્ટર મહેતાએ ખૂબ આગ્રહ કર્યો એટલે મેં સ્વીકાર્યું."

"ડૉક્ટર મહેતા તો તને કૂવામાં પડવાનું કહેશે તો શું કૂવામાં પડીશ!"

ગોવિંદીનું મુખ સિવાઈ ગયું.

"તને જ્યારે ઈશ્વરે બુદ્ધિ જ નથી આપી, તો પછી મને કેમ નથી પૂછતી? મહેતા અને માલતી, બન્ને આ યુક્તિ રચીને મારી પાસેથી બે ચાર હજાર પડાવવા માગે છે, અને મેં પણ નિશ્ચય કર્યો છે કે એમને એક કોડી પણ નહિ આપું. તું આજે જ મહેતાને ના લખી નાખ."

ગોવિંદીએ એક ક્ષણ વિચાર કરીને કહ્યું: "તો તમે જ લખી દો ને!"

"હું શું કરવા લખું? સ્વીકાર તું કરે અને લખું હું!"

"ડૉક્ટરસાહેબ કારણ પૂછશે, ત્યારે શું જવાબ આપીશ?"

"આપજે તારું માથું, બીજું શું! હું આ વ્યભિચારશાળાને એક પાઈ પણ આપવા નથી માગતો."

"તે તમને કશુંય આપવાનું કહે છે કોણ?"

ખન્નાએ હોઠ પીસીને કહ્યું: "કેવી મૂર્ખા જેવી વાતો કરે છે? તું ત્યાં ખાતમુહૂર્ત કરે અને હું કશું જ ન આપું, તો લોકો શું કહેશે?"

ગોવિંદીએ જાણે કે સંગીનની અણી પરથી કહ્યું: "વારુ, લખી દઈશ."

"આજે જ લખી દેજે."

"કહ્યું તો ખરું, લખી દઈશ."

ખન્ના બહાર આવ્યા અને ટપાલ જોવા લાગ્યા. એમને જ્યારે ઑફિસે જવાનું મોડું થતું, ત્યારે પટાવાળો ટપાલ ઘેર આપી જતો. ખાંડના ભાવ વધી ગયા હતા, તે જોઈ ખન્નાનો ચહેરો પ્રફુલ્લિત થઈ ઊઠ્યો. બીજો કાગળ ખોલ્યો. શેરડીના ભાવ નક્કી કરવા જે સમિતિ બેઠી હતી, તેણે નિર્ણય આપ્યો હતો કે આ પ્રકારના ભાવ નક્કી ન થઈ શકે. હત્ તેરીકી! પોતે તો પહેલેથી જ એમ કહેતા હતા, પરંતુ આ પેલા અગ્નિહોત્રીએ વ્યર્થ હોહા કરીને આ સમિતિની નિમણૂક કરાવી હતી. અંતે એટમજીના જ મોં પર તમાચો પડ્યો. આ તો મિલવાળા અને ખેડૂતો વચ્ચેની વાત છે. સરકાર એમાં વચ્ચે ડખલ કરનાર કોણ?

સહસા મિસ માલતી મોટરમાંથી નીચે ઊતરી. કમળની ભાંતિ ખીલેલી, દીપકની ભાંતિ ચમકતી, સ્ફૂર્તિ અને ઉલ્લાસની જીવંત પ્રતિમા શી—નિશંક, નિર્દ્વન્દ્વ, જાણે કે એને ખાતરી જ છે કે જગતમાં એને માટે આદર અને સુખના દ્વાર ઉઘાડા જ પડ્યાં છે. ખન્નાએ બહાર આવીને એનું સ્વાગત કર્યું.

માલતીએ પૂછ્યું: "મહેતા આંહીં આવ્યા હતા?"

"હા, આવ્યા તો હતા."

"કાંઈ કહ્યું હતું, ક્યાં જવાના હતા?"

"એ તો કશું નથી કહ્યું."

"કોણ જાણે ક્યાં ડૂબકી મારી ગયા છે! હું બધેય તપાસ કરી વળી. તમે વ્યાયામશાળામાં કેટલા ભર્યા?"

ખન્નાએ અપરાધી જેવા સ્વરે કહ્યું: "હું તો હજી એ બાબતમાં કશું સમજ્યો જ નથી."

માલતી એમના પ્રતિ મોટા મોટા ડોળા કાઢી જોઈ રહી—જાણે વિચાર કરી રહી હતી કે એમના પર પોતે દયા દર્શાવે કે રોષ.

"આમાં તે શી સમજવા જેવી વાત હતી અને સમજવા માટે આગળ પાછળ ક્યાં સમય નહોતો. અત્યારે તો કાંઈક આપવાની વાત હતી. મેં મહેતાને ખાસ દબાવીને અહીં મોકલ્યા હતા. એ તો બિચારા ડરતા હતા કે તમે કોણ જાણે કેવાય જવાબ આપશો. તમારી આ કંજૂસાઈનું શું પરિણામ આવશે, એ જાણો છો? અહીંના વેપારીવર્ગમાંથી મને કશુંય નહિ મળે. તમે મને અપમાનિત કરવાનો નિર્ણય કર્યો લાગે છે. બધાની ઇચ્છા હતી કે ખાતમુહૂર્ત લેડી વિલ્સનના હાથે કરાવવું, પરંતુ મેં જ ગોવિંદીદેવીનો પક્ષ લીધો અને લઢીવઢીને બધાને સમજાવી લીધા; અને હવે આપસાહેબ જાહેર કરો છો કે હું તો હજી આ વાત સમજ્યો જ નથી. તમે શરાફીને લગતા કૂટમાં કૂટ પ્રશ્નો ઝડપથી સમજી જાઓ છો અને આવડી શી વાત તમારી સમજમાં ન ઊતરી! એનો અર્થ એ સિવાય બીજો શો હોઈ શકે કે તમે મને છોભીલી પાડવા માગો છો! ઠીક, ભલે એમ જ થવા દો."

માલતીનું મુખ લાલ થઈ ગયું હતું. ખન્ના ગભરાયા. એમની અકડાઈ અદૃશ્ય થઈ ગઈ. પરંતુ તે સાથે જ એમને એ પણ માલૂમ પડ્યું કે પોતે જો માત્ર કાંટામાં જ ફસાઈ ગયા હતા, તો માલતી તો મોટા વનમાં ફસાઈ ગઈ હતી. તેમની તો માત્ર તિજોરી પર જ આફત આવી પડી હતી, જ્યારે માલતીની તો પ્રતિષ્ઠા આફતમાં

આવી પડી હતી કે જે એમની તિજોરી કરતાં વધુ મૂલ્યવાન વસ્તુ હતી. તો પછી એમનું ચિત્ત માલતીની દુર્દશાનો આનંદ કેમ ન માણે? પોતે માલતીને કફોડી સ્થિતિમાં લાવી મૂકી હતી અને જો કે એને રૂષ્ટ કરવાનું સાહસ તો પોતે ગુમાવી ચૂક્યા હતા, તો પણ બે ચાર સારી ખોટી વાતો સંભળાવવાનો આવો સારો અવસર હાથમાં આવ્યા પછી એને જતો કરવા માટે એ તૈયાર ન હતા! એમ પણ દેખાડી દેવા ચાહતા હતા કે પોતે માત્ર ભોટ કાકાજી નથી; એનો માર્ગ રોકતાં બોલ્યા: "તમે મારા પર આટલાં બધાં કૃપાળુ થઈ ગયાં છો, તે જોઈ મને આશ્ચર્ય થાય છે, માલતી!"

માલતીએ ભવાં સંકોચી કહ્યું: "હું તમારા કહેવાનો અર્થ ન સમજી."

"હવે શું તમારો મારી સાથેનો વર્તાવ પહેલાંના જેવો જ છે?"

"મને તો એમાં કશો ફેરફાર નથી દેખાતો."

"પરંતુ મને તો આકાશપાતાળ જેટલો દેખાય છે."

"ઠીક, માની લીધું કે તમારું અનુમાન સાચું છે, પછી? હું તમારી પાસે એક શુભ કાર્યમાં સહાયતા માગવા આવી છું. મારા તમારી સાથેના વર્તાવની પરીક્ષા આપવા નહિ. અને જો તમે એમ માનતા હો કે કાંઈક ફાળો આપીને તમે યશ અને ધન્યવાદ સિવાય બીજું પણ કાંઈક મેળવી શકો એમ છો, તો મારે કહી દેવું જોઈએ કે તમે ખોટા ભ્રમમાં છો."

ખન્ના પરાસ્ત થઈ ગયા. એ એવા તો સાંકડા ખૂણામાં ફસાઈ ગયા હતા કે ત્યાં આમતેમ જરાક હાલવા જેટલી પણ જગા ન હતી. એ શું એવું કહેવાનું સાહસ કરી શકે એમ હતા કે આજપર્યંત મેં જે હજારો રૂપિયા તારી પાછળ ઉડાવી દીધા, તેનો માત્ર આ જ પુરસ્કાર છે? લજ્જાનું માર્યું એમનું મોં જરાક જેટલું થઈ ગયું.

શરમ અનુભવતાં એ બોલ્યા: “ મારો આશય એવો ન હતો માલતી, તમે સાવ ઊંધું જ સમજ્યાં છો.”

માલતીએ પરિહાસના સ્વરે કહ્યું: “ઈશ્વર કરે ને હું ઊંધું જ સમજી હોઉં, કેમકે એને જો હું સાચું જ માની લઈશ તો તો પછી તમારા પડછાયાથી પણ હું દૂર નાસતી ફરીશ. હું રૂપવતી છું. તમે પણ મારા અનેક ચાહનારાઓમાંના એક છો. એટલી મારી મહેચ્છાની હતી કે જ્યાં હું બીજાઓની ભેટસોગાદો પાછી વાળી દેતી, ત્યાં તમારી સામાન્યમાં સામાન્ય વસ્તુઓ પણ હું ધન્યવાદ સાથે સ્વીકારી લેતી અને જરૂર પડ્યે તમારી પાસેથી આર્થિક સહાય મેળવવા માટે હાથ લાંબો કરતાં પણ ન અચકાતી. તમે જો તમારા મનોન્માદમાં એનો કશો બીજો જ અર્થ કર્યો હોય, તો હું તમને ક્ષમા કરું છું. એ પુરુષ પ્રકૃતિ છે, અપવાદ નથી. પરંતુ એટલું સમજી રાખજો કે ધન કોઈ પણ નારીના હૃદય પર વિજય નથી મેળવી શક્યું અને ક્યારેય મેળવી શકશે પણ નહિ.”

ખન્ના જાણે કે એક એક શબ્દે ગજ ગજ ભોંયમાં ઊતરતા જતા હતા. હવે વધારે આઘાત સહેવાની એમનામાં શક્તિ નહોતી રહી. લજ્જિત થઈ જઈને એ બોલ્યા: “ માલતી, તમારે પગે પડું છું. હવે મને વધુ ન શરમાવો. વધુ નહિ તો મિત્ર તરીકેનો સંબંધ તો છેવટ રહેવા દો.” એમ કહેતાં કહેતાં એમણે ટેબલના ખાનામાંથી ચેક બુક કાઢી અને એક હજારનો ચેક લખી તે આપવા માટે ડરતાં ડરતાં માલતી તરફ હાથ લંબાવ્યો.

માલતીએ ચેક લેતાં લેતાં નિર્દય વ્યંગ કર્યો: “ આ મારા વર્તાવનું મૂલ્ય છે કે વ્યાયામશાળા માટેનો ફાળો ?”

ખન્ના સજળ આંખોએ બોલ્યા: “ હવે બહુ થયું માલતી ! શા માટે મારે મોઢે કાજળ ચોપડી રહ્યાં છો ?”

માલતી ખડખડાટ હસી પડી: “ જોયું ને, ધમકી પણ દીધી

અને એક હજાર રૂપિયા પણ પડાવ્યા, હવે તો તમે ક્યારેય આવી બદમાશી નહિ કરો ને?"

"ક્યારેય નહિ—આ જીવનમાં તો કદાપિ નહિ."

"કાન પકડો:"

"કાન પકડું છું. પરંતુ હવે તમે દયા કરીને અહીંથી જાઓ અને મને એકાંતમાં બેસીને વિચારવા તથા રોવા દો. તમે આજે મારા જીવનનો બધોય આનંદ . . ."

માલતી વધુ જોરથી અટ્ટહાસ્ય કરતાં બોલી: "જુઓ ખન્ના, તમે મારું ખૂબ જ અપમાન કરી રહ્યા છો અને તમે જાણો છો કે રૂપ અપમાન સહન નથી કરી શકતું. મેં તો તમારી સાથે ભલાઈ કરી અને તમે એને બૂરાઈ માની રહ્યા છો."

ખન્ના વિદ્રોહભરી આંખોએ જોતાં બોલ્યા: "તમે મારી સાથે ભલાઈ કરી છે કે ઊલટી છૂરી વડે મને રહેંસી નાખ્યો છે?"

"કેમ, હું તો તમને લૂંટીલૂંટીને મારું ઘર ભરતી હતી. હવે તમે એ લૂંટમાંથી બચી ગયા."

"શા સારુ પડતા પર પાટુ મારો છો? માલતી! હું પણ માણસ છું."

માલતીએ જવાબમાં એવી રીતે ખન્ના તરફ જોયું કે જાણે તે એમ નક્કી કરવા મથતી હતી કે તે માણસ છે કે નહિ!

"હજી તો મને એવું કોઈ લક્ષણ નથી દેખાતું."

"તમે એક મહાન સમસ્યા જ છો, એ આજે સાબિત થઈ ગયું."

"હા, તમારે માટે તો સમસ્યા જ છું અને સમસ્યા જ રહીશ."

એમ કહેતી એ પક્ષીની ભાંતિ ફુરરર કરતી ઊડી ગઈ અને ખન્ના માથે હાથ મૂકી વિચારમાં પડ્યા કે આ તે એની લીલા હતી કે એનું સાચું રૂપ હતું!

# પ્રકરણ ૬ ઠ્ઠું

ગોબર અને ઝુનિયાના ગયા બાદ ઘર આખું સુમસામ લાગતું હતું. ધનિયાને વારેવારે બચ્ચુ યાદ આવતો હતો. બાળકની મા તો ઝુનિયા હતી, પરંતુ એ હંમેશાં ધનિયા પાસે જ રહેતું. એ જ એના શરીરે તેલ ચોળતી, એની આંખોએ કાજળ લગાવતી, સુવડાવતી અને જ્યારે કામકાજમાંથી નવરાશ મળતી ત્યારે તેને રમાડતી. વાત્સલ્યનો આ નશો જ તેની વિપત્તિને ભુલાવી દેતો હતો. તેનું નિર્દોષ, માખણ જેવું સ્નિગ્ધ મોં જોતાં જ એ પોતાની બધીય ચિંતાઓ ભૂલી જતી અને સ્નેહમય ગર્વથી તેનું મુખ ખીલી ઊઠતું. હવે એ જીવનાધાર ન હતો, તેનો સૂનો ખાટલો જોઈને એ રોઈ પડતી. તેની સારીય ચિંતાઓ અને દુરાશાઓથી જે કવચ તેનું રક્ષણ કરતું હતું, તે તેની પાસેથી છીનવી લેવામાં આવ્યું હતું. એ વારંવાર વિચાર કરતી કે પોતે તે ઝુનિયા સાથે એવું કયું ખરાબ વર્તન ચલાવ્યું હતું કે જેનો તેણે પોતાને આ દંડ દીધો. ડાકણે આવીને મારું સોના જેવું ઘર ધૂળ ભેગું કરી દીધું. ગોબર તો પહેલાં ક્યારેય તેની સામે મોં ઊંચું કરીને બોલતો પણ ન હતો. આ રાંડે જ એને ફોડયો અને હવે તો ત્યાં લઈ જઈને કોણ જાણે શા શા નાચ નચાવશે. અહીં હતી ત્યારે પણ એ ક્યાં બાળકની બહુ પરવા રાખતી હતી ? એને તો પોતાનાં સિંદૂર–કાજળ અને વાળ ઓળવા-માંથી જ ફુરસદ નહોતી મળતી. એ બાળકની દેખરેખ શું રાખતી

હતી! બિચારો એકલો ભોંય પર પડ્યો પડ્યો આરડતો હશે. બિચારો એક દહાડો પણ સુખે રહેવા નહિ પામતો હોય. ક્યારેક ખાંસી તો ક્યારેક ઝાડા, ક્યારેક કાંઈક તો ક્યારેક વળી બીજું એ બધા વિચાર આવતા તે ઝુનિયા પર ક્રોધે ભરાઈ ઊઠતી. ગોબરને માટે તો એના હૃદયમાં હજી પણ એ જ પૂર્વવત્ મમતા હતી. આ ચુડેલે જ એને કાંઈક ખવડાવીને પોતાને વશ કરી લીધો છે. એવી માયાવિની ન હોત તો આવો ટૂચકો જ ક્યાંથી કરત. કોઈ ભાવ પણ પૂછતું ન હતું, રોજ ભોજાઈઓની લાતો ખાતી. આ બોટ હાથ ચઢી ગયો એટલે હવે મોટી રાણી થઈ ગઈ!

હોરીએ ચિડાઈને કહ્યું: "જ્યારે જુઓ ત્યારે તું બસ ઝુનિયાનો જ વાંક કાઢતી હોય છે. એટલું નથી સમજતી કે જ્યાં આપણો રૂપિયો જ ખોટો હોય ત્યાં સોનીનો શો વાંક! ગોબર જો એને લઈ ન ગયો હોત, તો એ પોતાની મેળે એકલી જવાની હતી? શહેરની હવા લાગવાથી છોકરીઓની આંખો ઊંચે ચડી ગઈ છે, એમ કેમ નથી માનતી?"

ધનિયા ગર્જી ઊઠી: "વારુ, વારુ, તમે તમારે બેસી રહો. તમેજ રાંડને મોંએ ચડાવી મૂકી હતી, નહિ તો મેં તો એને પહેલે જ દહાડે ઝાડુ મારી હાંકી કાઢી હોત."

ઘઉં વાઢીને ખળાં ભેગા કરી દીધા હતા. હોરી બળદ લઈને હાલરું જોડવા જતો હતો. એણે પાછળ મુખ ફેરવીને કહ્યું: "માની લીધું કે વહુએ જ ગોબરને પોતાનો કરી લીધો, તોપણ એમાં તું શું કરવા આટલી બધી ખારે ભરાય છે! જે દુનિયા આખી કરે છે, એ જ ગોબરે પણ કર્યું છે. હવે એને પેટે વસ્તાર પડ્યો. પછી મારાં બાળબચ્ચાં માટે એ શું કરવા ખાંખત કરે, આપણો બોજો એ શું કરવા એને માથે લે?"

"તમે જ આ બધા ઉપદ્રવનું મૂળ છો."

"તો મનેય કાઢી મૂક. લઈ જા બળદ અને ખળામાં જઈને હાલરું માંડ. હું તો હુક્કો પીવા બેસું છું."

"તમે જઈને ઘંટીએ બેસો, એટલે હું જઈને અનાજ માંડીશ."

વિનોદમાં દુઃખ ઊડી ગયું. એ જ એની દવા છે. ધનિયા પ્રસન્ન થઈ જઈ રૂપાનું માથું ઓળાવા બેઠી અને હોરી ખળામાં ચાલ્યો ગયો. રસિક વસંત બન્ને હાથે અને દિલ ખોલીને સુગંધ અને પ્રમોદ અને જીવનની વિભૂતિ લૂંટાવી રહ્યો હતો. કોયલો આમ્રવૃક્ષની ડાળોમાં છુપાઈને તેના રસીલા, મધુર અને આત્મસ્પર્શી ટહુકારથી આશાઓને જાગૃત કરતી હતી. મહુડાઓની ડાળીઓ પર મેનાઓની જાણે કે જાન બેઠી હતી. લીંબડા, કમરખાં આદિનાં વૃક્ષ નશામાં મસ્ત હોય તેમ પોતપોતાની મહેક ફેલાવતાં ડોલતાં હતાં. હોરી આંબાવાડિયે પહોંચ્યો, ત્યારે વૃક્ષ નીચે મહોર પડવાથી જાણે તારા ખીલી નીકળ્યા હોય એવું તેને ભાસ્યું. તેનું વ્યથિત, નિરાશ મન પણ આ વ્યાપક શોભા અને સ્ફૂર્તિમાં જાણે કે ડૂબી ગયું. મસ્તીમાં આવી તે ગાવા લાગ્યો—

"હિયા જરત રહત દિન–રૈન,
આમ કી ડરિયા કોયલ બોલે, તનિક ન આવત ચૈન!"

સામેથી દુલારી વાણિયણ ગુલાબી સાળુ પહેરીને ચાલી આવતી હતી, પગમાં મોટાં ચાંદીનાં કડલાં હતાં, ગળામાં મોટી સોનાની હાંસડી, ચહેરો સુકાઈ ગયેલો, પરંતુ હૃદય લીલુંછમ હતું. એક સમય એવો પણ હતો કે જ્યારે હોરી ખેતરપાદરમાં એકાંત મળતાં એની છેડછાડ કર્યા વિના ન રહેતો. એ હતી ભાભી અને હોરી હતો દિયર, એ સંબંધે બન્નેમાં વિનોદ ચાલ્યા કરતો. જ્યારથી શેઠ મરી ગયા, ત્યારથી દુલારીએ ઘરની બહાર નીકળવાનું જ મૂકી દીધું હતું. આખો દહાડો દુકાને જ બેસી રહેતી અને ત્યાં બેઠી બેઠી આખા ગામની ખબર રાખ્યા કરતી. ક્યાંક અંદર અંદર ઝઘડો

થતો કે તરત જ તે વચ્ચે પડવા પહોંચી જતી. રૂપિયા પાછળ આના કરતાં ઓછે વ્યાજે પૈસા નહોતી ધીરતી, અને વ્યાજના લોભમાં મૂળ મૂડી પણ હાથમાં ન આવતી—જે પૈસા લેતું તે વાપરીને બેસી રહેતું—છતાં વ્યાજના દરમાં જરા પણ ફેર ન પડતો. અને એ બિચારી વસૂલ પણ કરે શી રીતે? ન તો એ કોરટ કચેરીમાં જઈ શકે, ન એ પોલીસ કે ફોજદાર પાસે જઈ શકે, માત્ર જીભનું બળ હતું, પરંતુ જેમ જેમ ઉમ્મરના વધવા સાથે જીભનું જોર વધતું જતું હતું, તેમ તેમ તેનો પ્રભાવ ઘટતો જતો હતો. હવે તો એની ગાળો સાંભળી લોકો હસી પડતા અને મશ્કરીમાં કહેતાઃ "પૈસા લઈને શું કરશો, કાકી, સાથે તો એક કોડી પણ નહિ લઈ જઈ શકો. ગરીબોને ખવડાવી—પિવડાવીને જેટલા આશીર્વાદ લઈ શકો, એટલા લઈ લ્યો, પરલોકમાં એ જ બાધું કામ આવશે." અને દુલારી પરલોકનું નામ સાંભળતાં જ સળગી ઊઠતી.

હોરીએ તેને છેડીઃ "આજે તો ભાભી, સાચે જ તમે જુવાન લાગો છો."

શેઠાણી જરા મગ્ન થતાં બોલ્યાંઃ "આજે મંગળવાર છે. ક્યાંક નજર ન લગાવતા. એટલા દુઃખે તો હું ક્યારેય કશું ઓઢતી પહેરતી નથી. ઘરમાંથી નીકળી નહિ કે બધા આંખો ફાડી ફાડીને તાકવા માંડે છે—જાણે ક્યારેય કોઈ રૂપાળું બૈરું જોયું જ ન હોય. પટેસરી લાલાની જૂની આદત હજી નથી ગઈ."

હોરી ત્યાં જ અટકી ગયો. ઘણો મનોરંજક પ્રસંગ છેડાયો હતો. બળદ આગળ નીકળી ગયા. તે બોલ્યોઃ "એ તો આજકાલ મોટા ભગત બની ગયા છે. જોતાં નથી, દરેક પૂનમે સતાનારાયણની કથા કહેવડાવે છે અને રોજ બેય વેળા મંદિરે દર્શન કરીને જમે છે."

"એમના જેવા જે લંપટ હોય છે એ બધાય ઘડપણમાં

ભગત બની બેસે છે. કુકર્મનાં પ્રાયશ્ચિત્ત તો કરવાં જ પડે ને ! તમે જ કહો, હું તો હવે ઘરડી થઈ. મારી મશ્કરી થતી હશે ?"

"તમે હજી ક્યાંથી ઘરડાં ગણાઓ ભાભી ? મને તો હજી પણ . . ."

"વારુ, હવે ચૂપ રહો, નહિ તો હમણાં ગાળો દેવા માંડીશ. છોકરો પરદેશમાં કમાવા લાગ્યો, પરંતુ એક દહાડો ગળ્યું મોઢું પણ ન કરાવ્યું અને મફતમાં ભાભી બનાવવા તૈયાર !"

"તમારા સોગન ભાભી, જો એની કમાઈનો મેં હજી એક પૈસો પણ જોયો હોય તો કોણ જાણે કેટલું લાવ્યો હતો, શેમાં ખરચ્યું, એ હું કશુંય જાણતો નથી. મારે ભાગે તો માત્ર એક ધોતીજોટો અને એક ફેંટો આવ્યાં હતાં."

"ઠીક, પણ કમાવા લાગ્યો છે એટલે આજે નહિ તો કાલે ઘર સંભાળી લેશે. ભગવાન એને સુખી રાખે. મારા પૈસા પણ હવે હવે થોડે થોડે ભરતા રહો તો સારું; નાહકનો વ્યાજનો બોજો વધતો જાય છે."

"તમારી પાઈએ પાઈ ચૂકવી દઈશ ભાભી, જરા પૈસા હાથમાં આવવા દો. અને કદાચ વાપરી ખાઈશું, તોપણ ઘી ઢળ્યું તો ખીચડીમાં જ ને, અમે કોઈ બહારના તો નથી, છીએ તમારા જ ને !"

દુલારી આવી વિનોદભરી વાતોથી નિરસ્ત્ર થઈ જતી. તે સ્મિત કરતી રવાના થઈ. હોરી દોડતાં બળદ પાસે પહોંચ્યો અને એમનું લાલરું કરી પગમાં ફેરવવા લાગ્યો. આખા ગામમાં આ એક જ ખળાવાડ હતી. ક્યાંક અનાજ તોળાતું હતું, તો ક્યાંક અનાજ ઉપણાતું હતું. હજામ, વાઘરી, સુતાર, લુહાર, ગોર મહારાજ, ભાટ ચારણ, ભિખારી બધાય પોતપોતાનો ભાગ લેવા ત્યાં એકત્ર થયા હતા. એક ઝાડ નીચે ઝિંગુરીસિંહ ખાટલા પર બેસી પોતાની સવાઈ ઉઘરાવતા હતા. કેટલાક વાણિયા માલનો ભાવતાલ નક્કી કરતા હતા.

આખુંય ખળાવાડ દાણાપીઠ જેવું લાગતું હતું. એક વાઘરણ બોર ને મકાઈ વેચતી હતી અને એક ખૂમચાવાળો તલની સેવ ને જલેબી લઈ ફરતો હતો. પંડિત દાતાદીન પણ પોતાનો ભાગ વહેંચી લેવા માટે હોરી પાસે આવી પહોંચ્યા હતા અને ઝિંગુરીસિંહ જોડે ખાટલા પર બેઠા હતા.

દાતાદીને તમાકુ હથેળીમાં મસળતાં કહ્યું: "કાંઈ સાંભળ્યું, હવે સરકારે પણ વાણિયાઓને કહેવા માંડ્યું છે કે વ્યાજના દરમાં ઘટાડો કરો, નહિ તો હુકમનામાં નહિ કરી આપીએ."

ઝિંગુરીસિંહે તમાકુ મોંમાં નાખીને કહ્યું: "પંડિત, હું તો એક વાત જાણું છું. તમારે જરૂર હશે તો તમે સો વાર કરજે નાણાં લેવા આવશો અને અમે મનમાં ફાવશે તેટલું વ્યાજ લઈશું. સરકાર જો ખેડૂતોને સસ્તા દરે નાણાં કરજે આપવાની કશી જોગવાઈ નહિ કરે, તો આપણને એ કાયદો જરાય નડવાનો નથી. આપણે ખાતામાં વ્યાજનો દર ઓછો લખીશું, પરંતુ સોમાંથી પચીસ પહેલા જ કાપી લઈશું, એમાં સરકાર શી રીતે આડા હાથ દેવા આવવાની હતી?"

"એ તમે બરાબર કહો છો, પરંતુ સરકાર પણ હવે તો આ બધું જાણી ગઈ છે. એનો પણ કાંઈક ઇલાજ કાઢશે, જોજો."

"એનો કશો જ ઇલાજ કાઢી નહિ શકે."

"વારુ, એ જો એવો કાયદો કરશે કે જ્યાંસુધી ખાતામાં ગામના મુખી યા તલાટીની સહી નહિ હોય, ત્યાંસુધી એ ખાતું પાકું નહિ ગણાય, તો પછી શું કરશો?"

"લેનારને સો વાર ગરજ હશે તો હાથેપગે લાગીને મુખીને લઈ આવશે અને સહી કરાવશે. અમે તો ચોથાઈ પહેલેથી જ કાપી લેવાના."

"અને જો પકડાઈ ગયા તો? ખોટા ચોપડા રાખવા માટે સીધા ચૌદ વર્ષ માટે જવાના કે!"

ઝિંગુરીસિંહ જોરથી હસી પડ્યાઃ "તમેય કેવી વાત કરો છો, પંડિત, ત્યારે શું જગત બદલાઈ જશે! કાયદો અને ન્યાય તો જેની પાસે પૈસા હોય, એના જ પક્ષમાં હોય છે. કાયદામાં તો એમ પણ છે કે કોઈ પણ લેણદારે દેણદારને હેરાન ન કરવો, કોઈ જમીનદારે ખેડૂત સાથે સખ્તાઈ ન કરવી, પરંતુ વ્યવહારમાં શું થાય છે? રોજ તો નજરે જુઓ છો. જમીનદાર ખેડૂતને મુશ્કેટાટ બંધાવી મરાવે છે અને વાણિયો લાત અને ખાસડાંથી જ વાત કરે છે. જે ખેડૂત માથાભારે હોય છે એનું તો જમીનદાર પણ નામ નથી લેતો કે વાણિયો પણ નથી લેતો. એવા માણસો સાથે આપણે મેળ કરી લઈએ છીએ અને એમની મદદ વડે બીજાઓને દબાવીએ છીએ. તમારી જ પાસે રાયસાહેબના પાંચસો રૂપિયા લેણા પડે છે, પરંતુ નોખેરામમાં છે એટલી હિમ્મત કે તમને કશું કહે? એ જાણે છે કે તમારી સાથે મેળ રાખવામાં જ એને લાભ છે. અને કયા ખેડૂતમાં એટલી શક્તિ છે કે રોજ અદાલતે દોડે? એ તો બધોય વ્યવહાર આમ જ ચાલ્યા કરશે કે જે પ્રમાણે અત્યારે ચાલે છે. કચેરી--અદાલત તો જેની પાસે પૈસા હોય એને માટે છે. આપણે કોઈએ ગભરાવાની કશી જરૂર નથી."

એમ કહી એ ખળાવાડને એક ચક્કર મારી આવ્યા અને પાછા આવીને ખાટલા પર બેસતાં બોલ્યાઃ "હા, પછી માતાદીનનાં લગનનું શું થયું? મારી તો સલાહ છે કે એને હવે પરણાવી દો. હવે તો બધે બહુ બદનામી થાય છે."

દાતાદીનને તો જાણે ભમરીએ ડંખ દીધો. આ વાતનો આશય શો હતો, એ એ ખૂબ સમજતા હતા. એ જરા ગરમ થઈને બોલ્યાઃ "પીઠ પાછળ તો લોકોને કહેવું હોય તે કહે, મારે મોંએ આવીને જો કોઈ કહે, તો એની મૂછો જ ઉખેડી નાખું. કોઈ અમારા જેવા નિયમ તો પાળી બતાવે! એવા કેટલાયને હું ઓળખું છું કે જેઓ નથી ક્યારેય સંધ્યાપૂજા કરતા; વળી એમને નથી હોતી

મતલબ ધરમ સાથે કે કરમ સાથે; કે નથી હોતી મતલબ કથા સાથે કે પુરાણ સાથે! અને તોય એ લોકો પોતાને બ્રાહ્મણ કહેવડાવતા હોય છે. જેણે પોતાના જીવનમાં એક એકાદશી પણ ખાલી જવા દીધી નથી, જેણે સ્નાન કર્યા વિના ક્યારેય મોંએ પાણી અડકાડ્યું નથી, એના પર કોઈ શું હસશે! ધર્મના નિયમો પાળવા બહુ કઠણ હોય છે. એમ જો કોઈ બતાવી દે કે, અમે ક્યારેય બજારની મીઠાઈ લાવીને ખાધી છે કે બીજાના હાથનું અડકેલું પાણી પીધું છે, તો હું એમના પગ તળે થઈને નીકળી જવા તૈયાર છું. સિલિયા અમારા ઘરનું આંગણું જોવા નથી પામતી આંગણું—તો વાસણ-કૂસણની તો વાત જ ક્યાં રહી! હું એમ નથી કહેવા માગતો કે મતઈનું આ કામ બહુ સારું છે, પરંતુ જ્યારે એક વસ્તુ થઈ જ ગઈ, તો પછી એ સ્ત્રીને રઝળતી મૂકવી એ તો પાજીનું કામ કહેવાય. હું તો ખુલ્લે-ખુલ્લું કહું છું કે આમાં છુપાવવા જેવું છે શું? સ્ત્રી માત્ર પવિત્ર હોય છે."

દાતાદીન પોતાની જુવાનીમાં સ્વયં ખૂબ રસિયા હતા, પરંતુ પોતાનાં ધરમનિયમ ક્યારેય નહોતા ચૂક્યા. માતાદીન પણ સુયોગ્ય પુત્રની ભાંતિ એમના જ પદચિહ્નો પર ચાલી રહ્યો હતો. ધર્મનું મૂળ તત્ત્વ છે પૂજાપાઠ, કથાવ્રત અને રસોડું-ચૂલો. પિતાપુત્ર બન્નેએ ધર્મના મૂળ તત્ત્વને પકડી રાખ્યું હતું, પછી કોની મજાલ હતી કે એમને પદભ્રષ્ટ કરી શકે!

ઝિંગુરીસિંહે હારી જઈને કહ્યું: "મેં તો ભાઈ જેવું સાંભળ્યું હતું, તેવું કહ્યું."

દાતાદીને મહાભારત અને પુરાણોમાંથી બ્રાહ્મણો દ્વારા અન્ય જાતિઓની કન્યાઓને ગ્રહણ થયાની એક લાંબી નામાવલિ રજૂ કરી દીધી અને એ સિદ્ધ કરી બતાવ્યું કે એમનાં જે સંતાન થયાં તે બ્રાહ્મણ જ કહેવાયાં અને આજકાલના જે બ્રાહ્મણો છે તે, એ

સંતાનોનાં જ સંતાન છે. આ પ્રથા આદિકાળથી ચાલી આવે છે અને એમાં કશીય લજ્જાની વાત ન હતી.

ઝિંગુરીસિંહ એમના પાંડિત્ય પર મુગ્ધ થઈને બોલ્યાઃ "તો પછી લોકો શાથી બારે ચોખલિયા અને ઊંચા કુળના બનીને ફરી કરે છે!"

"સમય સમયની પ્રથા છે બીજું શું! કોઈમાં એટલું તેજ તો બતાવો! વિષ ખાઈને એને પચાવતાં આવડતું જોઈએ. એ સતજુગની વાત હતી, તે સતજુગ સાથે ગઈ; હવે તો આપણું શ્રેય ન્યાત સાથે મેળ રાખીને રહેવામાં છે. પરંતુ હું કરું શું. કોઈ દીકરીવાળો આવતો જ નથી ત્યાં! તમનેય કહ્યું, બીજા પણ ઘણાયને કહ્યું, પરંતુ કોઈ સાંભળતું જ નથી, તો પછી હું શું પોતે છોડી બનાવવા બેસું?"

ઝિંગુરીસિંહે ધમકાવ્યા: "જૂઠું ન બોલશો પંડિત, હું એ માણસોને જેમતેમ ફસાવીને લાવ્યો હતો, પરંતુ તે વખતે તમે તો જઈને સાતમા આસમાને ચઢી બેઠા, એટલે એ બેય જણા કાન ઊંચા કરીને નાસી છૂટયા. એવી તે કઈ ખાનદાની પર તમે હજાર પાંચસો માગીને ઊભા રહો છો? દસ વીઘા ભોં અને ભિક્ષાજાદેહી સિવાય બીજું તમારી પાસે રહ્યું છે શું?"

દાતાદીનના અભિમાનને આઘાત થયો. દાઢી પર હાથ ફેરવતાં એ બોલ્યા: "ભલે મારી પાસે કશું નથી, હું ભલે ભીખ જ માગું છું, પરંતુ મેં મારી દીકરીઓનાં લગ્ન પાંચસો પાંચસોની પહેરામણી આપીને કર્યાં છે; તો પછી છોકરાના પાંચસો કેમ ન માગું? જો કોઈ મારી દીકરીને વગર પહેરામણીએ જ લઈ ગયો હોત, તો હું પણ મારા છોકરા માટે કશું ન માગત. હવે રહી યોગ્યતાની વાત. એ તો મતમતાંતરનો વિષય છે. તમે જજમાનીને ભલે ભીખ માનો, હું તો એને જમીનદારી માનું છું—એ તો મારી શરાફી પેઢી છે. જમીનદારી તો કોક દહાડોય નાશ પામે, શરાફી પેઢી તો દેવાળું પણ

કાઢે, પરંતુ જજમાની તો સદાકાળ ચાલ્યા જ કરવાની. જ્યાંસુધી હિંદુ જાતિ જીવંત રહેશે, ત્યાંસુધી બ્રાહ્મણ પણ રહેશે અને જજમાની પણ રહેશે. લગનગાળામાં મજાથી ઘેરબેઠાં સો બસો પાડી લઈએ છીએ. કોક વાર જો તકદીરે જોર કર્યું, તો વળી ચારસો પાંચસોનો પણ તડાકો પડી જાય. લૂગડાં, વાસણ અને ભોજન તો જુદાં. રોજ ક્યાંક ને ક્યાંક શ્રાદ્ધ સંવચ્છરી નીકળી જ આવે છે. કાંઈ ન મળે તો પણ એકાદ બે થાળીઓ અને બે ચાર આના દક્ષિણાના તો મળી જ રહે. આવી મજા તો નથી જમીનદારીમાં કે નથી લેણદેણના ધંધામાં. તદુપરાંત સિલિયાને લઈને મારે જેટલો ઉગારો થાય છે, એટલો કોક બ્રાહ્મણની કન્યા લાવ્યો હોત તો ક્યાંથી થાત? એ તો વહુરાણી બનીને બેસી રહેત. બહુ થાત તો રસોડું સંભાળત. આહીં તો સિલિયા એકલી ત્રણ માણસનું કામ કરે છે. અને એને હું રોટલા સિવાય બીજું આપું છું શું? બહુ થાય ત્યારે બાર મહિને વળી એકાદ સાડલો."

બીજા ઝાડ નીચે દાતાદીનની સ્વયંની દેખરેખ હતી. ચાર બળદનું હાલરું ફરતું હતું. ધનો ચમાર બળદ હાંકતો હતો, સિલિયા ખળામાંથી પગર કાઢી કાઢી અનાજ ઊપણતી હતી અને માતાદીન એક બાજુ બેઠો બેઠો એની લાઠીને તેલ મસળતો હતો.

સિલિયા શ્યામવર્ણની, સલુણી અને સ્ફૂર્તિયુક્ત કન્યા હતી. તે રૂપવતી નહોતી, છતાં આકર્ષક તો હતી જ. તેના હાસ્યમાં, તેના હલનચલનમાં, અંગોના વિલાસમાં હર્ષનો ઉન્માદ હતો કે જેનાથી એનાં રોમરોમ નાચી ઊઠતાં હતાં. પગથી તે માથા સુધી ભૂસાથી ઓતપ્રોત, પ્રસ્વેદથી તરબોળ, અને અડધે ઉઘાડે માથે, તે દોડી દોડીને અનાજ ઊપણતી હતી—જાણે કે તનમનથી તે કોક ખેલ ખેલી રહી હતી.

માતાદીને કહ્યું: "આજ સાંજ સુધીમાં કશું બાકી ન રહે, સિલિયા. તું થાકી ગઈ હોય તો હું આવું?"

સિલિયા પ્રસન્નમુખે બોલી: “ તમારે આવવાની કાંઈ જરૂર નથી, પંડિત; સાંજ સુધીમાં તો હું એકલી જ પૂરું કરી નાખીશ. ”

“ ઠીક, તો હું અનાજ ભરી ભરીને લઈ જાઉં. તું એકલી ક્યાં ક્યાં પહોંચી વળીશ ? ”

“ તમે શું કરવા ગભરાઓ છો, હું ઊપણીય નાખીશ, ટોપલા ભરીને અનાજ ઘર ભેગુંય કરી દઈશ—પહોર રાત જતા જતામાં તો અહીં અનાજનો એક દાણોય નહિ રહે. ”

દુલારી વાણિયણ આજે પોતાનું લહેણું વસૂલ કરવા બધે ફરતી હતી. સિલિયા હોળીને દહાડે એની દુકાનેથી બે પૈસાનો ગુલાબી રંગ લાવી હતી. હજી સુધી એના પૈસા નહોતા ચૂકવ્યા. દુલારી સિલિયા પાસે આવીને બોલી: “ કેમ રે અલી સિલિયા, રંગ લઈ ગયે મહિનો થઈ ગયો, પરંતુ હજી પૈસા ના આપી ગઈ. માગું છું ત્યારે મટકો કરીને ચાલી જાય છે. આજે તો હું પૈસા લીધા વિના અહીંથી ખસવાની નથી. ”

માતાદીન ચૂપચાપ ત્યાંથી સરકી ગયો હતો. સિલિયાનાં તન અને મન બન્ને મેળવવા છતાં બદલામાં તે કશું જ આપવા નહોતો ઇચ્છતો. સિલિયા હવે તેની દૃષ્ટિમાં કેવળ એક કામ કરનારું યંત્ર હતી, બીજું કાંઈ જ નહિ. તેની મમતાને તે અત્યંત કૌશલ્યથી નચાવ્યા કરતો હતો.

સિલિયાએ મુખ ઊંચું કરીને જોયું તો માતાદીન ત્યાં ન હતો. તે બોલી: “ એમાં રાડો શું કરવા પાડો છો, શેઠાણી ? આ લ્યો, બે ને બદલે ચાર પૈસાના દાણા. હવે તો પલ્લો છોડો. હું કાંઈ મરી તો નહોતી જવાની ને ? ”

તેણે આશરે બશેરેક દાણા ઢગલામાંથી લઈને દુલારીના ખોળામાં હાલવ્યા. તે જ વખતે માતાદીન, જે ઝાડની આડમાંથી આ બધું જોતો હતો, તે એકદમ ક્રોધે ભરાતો આવી પહોંચ્યો અને

દુલારીના પાલવનો છેડો પકડીને બોલ્યો: "દાણા સીધેસાધા હતા ત્યાં નાખી દો શેઠાણી, આ કાંઈ લૂંટનો માલ નથી."

પછી એણે લાલ લાલ આંખો કરી સિલિયાને ધમકાવી: "તેં એને દાણા કેમ આપ્યા? કોને પૂછીને આપ્યા? મારા દાણા મને પૂછ્યા સિવાય બીજાને આપનારી તું કોણ?"

દુલારીએ દાણા ઢગલામાં પાછા નાખી દીધા અને સિલિયા બેબાકળી બની માતાદીનના મુખ તરફ જોઈ રહી. એને એમ લાગતું હતું કે જે ડાળી પર પોતે નિશ્ચિંત થઈને બેઠી હતી તે તૂટી ગઈ હતી અને પોતે હવે નિરાધાર બની નીચે પડતી હતી. ખસિયાણા ચહેરે અને અશ્રુભરી આંખોએ તેણે દુલારીને કહ્યું: "તમારા પૈસા હું પછી આપી જઈશ શેઠાણી, આજે મારા પર દયા કરો."

જવાબમાં દુલારીએ તેના પ્રતિ દયાર્દ્રભરી દૃષ્ટિએ જોયું અને માતાદીન તરફ ધિક્કારભરી આંખોથી જોતી એ ત્યાંથી ચાલી ગઈ.

પછી સિલિયાએ અનાજ ઊપણતાં ઊપણતાં આહત ગર્વથી પૂછ્યું: "તમારી વસ્તુમાં મારો જરા પણ અધિકાર નથી?"

માતાદીન આંખો કાઢીને બોલ્યો: "ના, તારો કશો જ અધિકાર નથી. કામ કરે છે અને ખાય છે. જો તું એમ માનતી હોય કે હું ખાઉં પણ ખરી અને લૂંટાવું પણ ખરી, તો એ અહીં નહિ ચાલે. જો તને અહીં રહેવું પરવડતું ન હોય, તો ચાલી જા બીજે ક્યાંક. અમારે મજૂરોની ખોટ નથી. તારી પાસે કાંઈ મફત કામ નથી કરાવતા, રોટલા ને લૂગડાં પૂરીએ છીએ."

જેમ કોઈ પક્ષીના પગ કાપી નાખીને તેના માલિકે તેને પાંજરા બહાર કાઢ્યું હોય એવા ભાવસહ સિલિયાએ માતાદીન તરફ જોયું. એ દૃષ્ટિમાં વેદના અધિક હતી યા ભર્ત્સના, તે કહેવું મુશ્કેલ હતું; પણ પેલા પક્ષીની જેમ તેનું મન ફફડતું હતું. અને ઊંચી ડાળી પર, એ ઉન્મુક્ત વાયુમંડળમાં, ઊડવાની શક્તિ ન હોવાથી પાછું એ જ

પાંજરામાં જઈ બેસવા ઇચ્છતું હતું—પછી ભલે એને ત્યાં દાણોપાણી ન મળે કે પાંજરાના સળિયા સાથે માથું કૂટી પ્રાણત્યાગ કરવા પડે. સિલિયા વિચાર કરતી હતી કે હવે મારે બીજા કોનો આશરો છે. તે માતાદીનની પરિણીત પત્ની ન હોવા છતાં સંસ્કારમાં, વ્યવહારમાં અને મનોભાવમાં તેની પરણેલી પત્ની જ હતી અને હવે માતાદીન તેને મારે કે કાપી નાખે, પરંતુ એને માટે બીજે ક્યાંય આશરો જ ન હતો, બીજો કશો ઇલાજ જ ન હતો. એને એ દિવસો યાદ આવ્યા—અને એ સમયને વીત્યે હજી બે વર્ષ પણ નહોતાં થયાં—જ્યારે આ જ માતાદીન તેના પગે પડતો હતો. જ્યારે એણે જનોઈ હાથમાં લઈને કહ્યું હતું કે, "સિલિયા, જ્યાંસુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી તને મારી વિવિસરની પરણેલી પત્નીની જેમ જ રાખીશ;" જ્યારે તે પ્રેમાતુર બની ખેતરમાં, બાગમાં અને નદી તટે તેની પાછળ પાછળ ગાંડાની જેમ ફર્યા કરતો હતો. અને આજે તેનો જ આવો નિષ્ઠુર વ્યવહાર! મૂઠી અનાજ માટે બધાનાં દેખતાં તેને ઉતારી પાડી!

તેણે કશોય જવાબ ન આપ્યો. કંઠમાં મોહાના ગાંગડા જેવો અનુભવ કરતી, આહત હૃદય અને શિથિલ હાથ વડે તે પુનઃ કામે વળગી.

તે જ વખતે તેનાં મા, બાપ, બન્ને ભાઈઓ અને અન્ય ચમારોએ કોણ જાણે ક્યાંયથી આવીને માતાદીનને ઘેરી લીધો. સિલિયાની માએ આવતાં વેંત જ તેના હાથમાંથી દાણાનો ટોપલો ખેંચીને ફેંકી દીધો અને તેને ગાળો દેતાં બોલીઃ "રાંડ, તારે જ્યારે મજૂરી જ કરવી હતી, તો પછી ઘરની મજૂરી છોડીને અહીં શું કરવા મરી? જ્યારે બ્રાહ્મણનું ઘર માંડ્યું છે, તો બ્રાહ્મણની જેમ રહે. આખી ન્યાતનું નાક કપાવીનેય છેવટે ચમારણ બનવું હતું, તો પછી અહીં શું ઘીનો લોંદો લેવા આવી હતી? કોડિયામાં પાણી લઈને ડૂબીય નથી મરતી!"

ઝિંગુરીસિંહ અને દાતાદીન બન્ને દોડ્યા અને ચમારોને ગુસ્સે ભરાયેલા જોઈ, તેમને શાંત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ઝિંગુરીસિંહે સિલિયાના બાપને પૂછ્યું : " શું છે ચૌધરી, શાનો ઝઘડો છે ? "

સિલિયાનો બાપ લગભગ સાઠ વર્ષનો વૃદ્ધ હતો. તે રંગે કાળો, શરીરે દૂબળો અને સુકાઈ ગયેલા મરચાં જેવો હોઈ, મરચાનાં જેવો જ તીખા સ્વભાવનો માણસ હતો. તે બોલ્યો: " ઝઘડો કશો ય નથી ઠાકુર, અમે આજે કાં તો માતાદીનને ચમાર બનાવીને જ છોડીશું યા તો એનું અને અમારું લોહી એક કરીશું. સિલિયા તો કન્યા જાત છે, એટલે કોકના ને કોકના ઘેર તો જશે જ. એ બાબતમાં અમારે કશું કહેવાનું નથી; પરંતુ એને જે કોઈ રાખે તેણે અમારા થઈને રહેવું પડશે. તમે અમને બ્રાહ્મણ તો બનાવી શકવાના નહિ, એટલે અમારે એને ચમાર બનાવ્યે જ છૂટકો; નહિ તો અમને બ્રાહ્મણ બનાવો, અમારી આખી ન્યાત બ્રાહ્મણ બનવા તૈયાર છે; પણ જ્યારે એટલું સામર્થ્ય નથી તો પછી તમે પણ ચમાર બનો, અમારી સાથે ખાઓપીઓ, અમારી સાથે ઊઠોબેસો. તમે અમારી ઇજ્જત લો છો, તો બદલામાં તમારો ધરમ અમને આપો."

દાતાદીને લાઠી પછાડીને કહ્યું: " મોં સંભાળીને વાત કરજે, હરખિયા ! તારી છોડી એ ઊભી, લઈ જા એને જ્યાં લઈ જવી હોય ત્યાં. અમે એને કંઈ બાંધી નથી રાખી. કામ કરતી હતી અને મજૂરી લેતી હતી. અમારે મજૂરોની ખોટ નથી."

સિલિયાની મા હાથ લાંબા કરતી બોલી: " વાહ વાહ પંડિતજી, ન્યાય તો ખૂબ કર્યો. તમારી છોડી જો કોક ચમાર જોડે નાસી ગઈ હોત અને તમે આ પ્રમાણે વાત કરત, તો અમે જોત. અમે ચમાર છીએ એટલે અમારે શું ઇજ્જત આબરૂ જ નહિ હોય ! અમે સિલિયાને એકલીને નહિ લઈ જઈએ, એની સાથે માતાદીનને પણ લઈ જઈ શું કે જેણે એની આબરૂ પર છીણી મૂકી છે.

તમે ખરા ધરમનિ'મવાળા ! એની સાથે સૂતાં શરમ નથી આવતી, પણ એના હાથનું પાણી પીતાં શરમ આવે છે ! એ તો એ જ રાંડ ચૂડેલ એવી છે કે આવું બધું સહન કરે છે. હું તો એવા પુરુષને ગળે ટૂંપો જ દઈ દઉં."

હરખુએ પોતાના સાથીઓને ઉશ્કેર્યાં: "આ લોકોની વાતો સાંભળી ને ? હવે શું જોઈને મોં તાકી રહ્યા છો ?"

એટલા શબ્દો જ બસ હતા. તે સાંભળીને તરત જ બે ચમારો-એ ઝડપ મારીને માતાદીનના હાથ પકડ્યા, ત્રીજાએ ઝડપ મારીને એની જનોઈ તોડી નાખી અને દાતાદીન અને ઝિંગુરીસિંહ પોતપોતાની લાઠી લઈને માતાદીનની મદદે આવી પહોંચે, તે પહેલાં બે ચમારોએ તેના મોંમાં એક મોટો હાડકાનો ટુકડો ખોસી ઘાલ્યો. માતાદીને મોં સખત બંધ કરી દીધું, પરંતુ એ ઘૃણાસ્પદ વસ્તુનો તેના ઓઠને સ્પર્શ તો થઈ ગયો. એને ઊલટી થવા જેવું થયું અને હાડકાનો ટુકડો આપોઆપ જ ગળા સુધી ઊતરી ગયો. એટલામાં ખળામાં હતા તેટલા બધા માણસો ત્યાં એકઠા થઈ ગયા; પરંતુ આશ્ચર્યની વાત તો એ હતી કે કોઈ આ ધર્મના લૂંટારાઓની સામે ન થયું. માતાદીનનું વર્તન બધાને નાપસંદ હતું. એ ગામની વહુદીકરી-ઓની છેડતી કર્યા કરતો, તેથી મનમાં બધાય તેની આ દુર્ગતિથી ખુશ હતા—હા, માત્ર ઉપર ઉપરથી બધાય ચમારોને ધમકાવતા હતા.

હોરી બોલ્યો: "બસ, હવે બહુ થયું, હરખા. જો હવે ભલું ઇચ્છતો હોય તો અહીંથી ચાલ્યો જા."

હરખુએ નીડરતાથી જવાબ આપ્યો: "તમારા ઘરમાં પણ દીકરીઓનો વસ્તાર છે, હોરી પટેલ, એટલું ભૂલી ન જશો. આ પ્રમાણે ગામની મર્યાદા તૂટવા લાગી, તો કોઈનીય આબરૂ નહિ રહે."

એક ક્ષણમાં શત્રુ પર પૂર્ણ વિજય મેળવીને આક્રમણ કરનારા-

એઓએ ત્યાંથી ચાલ્યા જવાનું ઉચિત સમજ્યું. લોકોની લાગણી બદલાતાં વાર નથી લાગતી. એનાથી બચતાં રહેવામાં જ શ્રેય હોય છે.

માતાદીન વમન કરતો હતો. દાતાદીને તેની પીઠ પંપાળતાં કહ્યું: "એકે એકને જો પાંચ પાંચ વર્ષ માટે સરકારના મહેમાન ન બનાવું, તો મારું નામ દાતાદીન નહિ. પાંચ પાંચ વર્ષ પર્યંત ઘંટીઓ ખેંચાવરાવીશ."

હરખુએ અકડાઈસિહ જવાબ આપ્યો: "એની અહીં જરા પણ ચિંતા નથી. અહીં ક્યાં તમારી માફક બેઠાં બેઠાં મોજ કરીએ છીએ! જ્યાં કામ કરીશું, ત્યાં રોટલો મળી રહેશે."

માતાદીન વમન કરી રહ્યા બાદ નિર્જીવ જેવો બની જઈને ભોંય પર સૂઈ ગયો. જાણે કે એની કમર જ ટૂટી ગઈ હતી, એ જાણે કે ડૂબી મરવા માટે ચાંગળું પાણી શોધતો હતો. જે મર્યાદાના બળ પર તેની રસિકતા, ઘમંડ અને પુરુષાર્થ અકડાઈ કરતાં હતાં, એ બળ નાશ પામ્યું હતું. હાડકાના એ ટુકડાએ તેનું માત્ર મોં જ નહિ, પરંતુ તેનો આત્મા પણ અપવિત્ર કરી નાખ્યો હતો. તેનો ધર્મ આ ખાનપાન, સ્પૃશ્યાસ્પૃશ્યના વિચારો પર જ અવલંબેલો હતો. આજે એ ધર્મની જડ કપાઈ ગઈ હતી.હવે એ લાખ પ્રાયશ્ચિત્ત કરે, લાખ વાર ગાયનું છાણ ખાય, ગંગાજળ પીએ, લાખ વાર દાનપુણ્ય અને તીર્થવ્રત કરે તોપણ, એનો મરી ગયેલો ધર્મ સજીવન થાય એમ નહોતું. જો એ એકલો ક્યાંક હોત અને આમ બન્યું હોત, તો તો વાત છુપાવી પણ શકાત, પણ આ તો આખા ગામના દેખતાં વાત બની હતી, આખા ગામના દેખતાં એનો ધર્મ લૂંટાયો હતો. હવે એનું શીર હંમેશને માટે નીચું થઈ ગયું. આજથી એ પોતાના ઘરમાં જ અસ્પર્શ તરીકે ગણાશે. એની સ્નેહમયી માતા પણ એના પ્રતિ ઘૃણા દાખવશે અને જગતમાંથી ધર્મનો તો એવો લોપ થઈ ગયો હતો કે આટલા બધા માણસોમાંથી કોઈ હિમ્મત ધરી આગળ ન

આવ્યું, બધાય તમાશો જોતાં હોય એમ મોં વકાસીને ઊભા જ રહ્યા. એક ક્ષણ પહેલાં જે લોકો એને જોતાં જ પ્રણામ કરતા હતા, તે હવે તેને જોઈને મોં ફેરવી લેશે. તે કોઈ મંદિરમાં પણ નહિ જઈ શકે, તેમ ન તો કોઈનાં વાસણકૂસણને સ્પર્શ કરી શકશે—અને એ બધુંય આ અભાગિની સિલિયાના કારણે!

સિલિયા જ્યાં દાણા ઊપણતી હતી, ત્યાં જ માથું નીચું કરીને ઊભી હતી—જાણે કે આ તેની પોતાની જ દુર્ગતિ થઈ હતી. સહસા તેની માએ આવીને તેને ધમકાવવા માંડી: "ઊભી ઊભી જોઈ શું રહી છું? ચાલ સીધી સીધી ઘેર, નહિ તો હમણાં તારાય રાઈ રાઈ જેવડા કકડા કરી નાખીશ. બાપદાદાનું નામ તો ખૂબ અજવાળ્યું, હવે શું કરવાનો વિચાર રાખ્યો છે?"

સિલિયા ચિત્રવત્ ઊભી હતી. માતપિતા અને ભાઈઓ પર તેને ક્રોધ આવતો હતો. એ લોકો શું કરવા એની વાતમાં માથું મારતા હતા? એને પોતાને ગમે છે, એમ એ રહે છે; એમાં બીજાને વચ્ચે પડવાની શી જરૂર? કહે છે, અહીં તારું અપમાન થાય છે, તો શું કોઈ બ્રાહ્મણ તેનું રાંધેલું તે ખાતો હશે? તેના હાથનું પાણી પીતો હશે? હમણાં થોડી વાર પહેલાં જ એનું મન માતાદીનના નિષ્ઠુર વ્યવહારથી ખિન્ન થઈ ગયું હતું, પરંતુ પોતાનાં સગાં અને ન્યાતના માણસોના આ વ્યવહારે એ વૈરાગ્યને પ્રચંડ અનુરાગનું સ્વરૂપ આપી દીધું.

વિદ્રોહભર્યા સ્વરે તે બોલી: "હું ક્યાંય નથી જવાની. તું શું અહીં પણ મને જીવતી રહેવા દેવા નથી માગતી?"

વૃદ્ધા કર્કશ સ્વરે બોલી: "તું નહિ આવે?"

"ના."

"કહું છું કે સીધી રીતે આગળ થા."

"નથી આવતી."

તરત એના બે ભાઈઓએ આવી તેના હાથ પકડ્યા અને એને ઘસડતા ઘસડતા લઈ ચાલ્યા. સિલિયા ભોંય પર બેસી ગઈ, તે છતાં તેના ભાઈઓએ તેને ન છોડી, તેને ઘસડ્યા જ કરી તેનો સાડલો ફાટી ગયો, પીઠ અને કમરની ચામડી છોલાઈ ગઈ, પરંતુ તે જવા માટે જરાય તૈયાર ન થઈ.

એટલે હરખુએ છોકરાઓને કહ્યું: “ ઠીક, એને મૂકી દો. આપણે માનીશું કે એ મરી ગઈ. પરંતુ હવે જો ક્યારેય મારે બારણે આવીને ઊભી રહી, તો લોહી જ પી જઈશ. ”

સિલિયા પણ છેલ્લે પાટલે બેસતી બોલી: “ હા. જ્યારે તમારે બારણે આવું, ત્યારે તમારી મરજીમાં આવે એમ કરજો. ”

વૃદ્ધાએ ક્રોધના ઉન્માદમાં સિલિયાને કેટલીય લાતો મારી અને હરખુએ જો એને ખેંચી લીધી ન હોત, તો કદાચ એ સિલિયાને ત્યાં જ પૂરી કરી નાખત.

વૃદ્ધા પુનઃ દોડી, પરંતુ હરખુએ તેને ધક્કો મારી પાછી હઠાવી અને બોલ્યો: “ તું તો હત્યારિણી છું, કુલિયા ? એને શું તારે અહીં પૂરી જ કરી નાખવી છે ? ”

સિલિયા બાપના પગને વળગી પડી બોલી: “ મારી નાખો બાપા, બધા મળીને મને મારી નાખો. મારી સગી મા, તું પણ આટલી બધી નિર્દયી બની છું ! આટલા માટે જ તેં મને પાળીપોષીને મોટી કરી હતી ? તો પછી જન્મતાં જ કેમ ગળે ટૂંપો દઈને મારી ન નાખી ? હાય ! મારી પાછળ તમે બિચારા પંડિતને પણ ભ્રષ્ટ કરી નાખ્યો. એનો ધરમ લઈ લીધો ! એમાં તમારે હાથ શું આવ્યું ! હવે તો એ પણ મારી સામું નહિ જુએ; પરંતુ એ જુએ કે ના જુએ, હું તો રહીશ એની સાથે જ. એ ભલે મને ભૂખે મારે, ભલે જીવથી મારી નાખે, પરંતુ એનો સાથ હું નહિ છોડું. એમની આટલી દુર્ગતિ કરાવ્યા બાદ થયા હું શી રીતે એમને છોડી જાઉં ? મરી જઈશ,

પરંતુ ભટકેલ તો નહિ બનું. એક વાર જેણે મારો હાથ પકડ્યો, તેની જ થઈને રહીશ."

કુલિયા હોઠ પીસતી બોલી: "જવા દો રાંડને, એ માને છે કે પેલો એને રાખશે, પરંતુ એ આજે જ એને મારીને હાંકી ન કાઢે, તો મારું નામ નહિ."

ભાઈઓને પણ દયા આવી. સિલિયાને ત્યાં જ મૂકી દઈને બધા ચાલ્યા ગયા. પછી તે ધીરેથી ઊઠી, લંગડાતી, વેદનાની મારી ઊંહ-કારા કરતી, ખળામાં આવીને બેઠી અને સાડલાના છેડા વતી મોં ઢાંકી રોવા લાગી.

દાતાદીને પાડાનો વાંક પખાલી પર ખાલી કર્યો: "એમની સાથે ચાલી કેમ ના ગઈ, સિલિયા? હજી શું કરાવવું બાકી રાખ્યું છે? મારું સત્યાનાશ કરાવ્યું તોપણ હજી ધરાઈ નથી?"

સિલિયાએ આંસુભરી આંખો ઊંચી કરી. એમાં તેજની ઝળક હતી. તે બોલી: "એમની સાથે શું કરવા જાઉં? જેણે મારો હાથ પકડ્યો છે, એની સાથે જ રહીશ."

પંડિતજીએ ધમકાવી:" મારા ઘરમાં હવે પછી જો પગ મૂક્યો છે, તો લાતથી જ વાત કરીશ."

સિલિયાએ પણ ઉદ્દંડતાપૂર્ણ સ્વરે જવાબ આપ્યો: "મને જ્યાં એ રાખશે ત્યાં હું રહીશ. પછી ભલે ઝાડ નીચે રાખે કે મહેલમાં રાખે."

માતાદીન તો સંજ્ઞાહીન શો બેઠો હતો. બપોર થવા આવ્યા હતા. તેના મોઢા પર પાંદડાઓમાં થઈને તડકો પડતો હતો, માથામાંથી પસીનો ટપકતો હતો; પરંતુ એ તો મૌન ધારણ કરી, નિસ્પંદ બની બેઠો હતો.

સહસા જાણે કે તે હોશમાં આવ્યો હોય તેમ બોલ્યો: "મને હવે શું કહો છો, બાપા?"

દાતાદીને તેના માથા પર હાથ મૂકી તેને સાંત્વન દેતાં કહ્યું: "તને અત્યારે હું શું કહું, બેટા? જઈને સ્નાન કર, પછી પંડિતો જેમ કહેશે, તેમ કરીશું. હા, એક વાત છે, સિલિયાનો ત્યાગ કરવો પડશે."

માતાદીને સિલિયા પ્રતિ રક્તભરી આંખોએ જોયું: "હું હવે એનું તો ક્યારેય મોં પણ નહિ જોઉં, પરંતુ પ્રાયશ્ચિત્ત થઈ જતાં તો પછી કશો દોષ નહિ રહે ને?"

"પ્રાયશ્ચિત્ત થઈ જતાં કશો દોષ કે પાપ નથી રહેતાં."

"તો આજે જ પંડિતો પાસે જાઓ."

"આજે જ જઈશ, બેટા."

"પરંતુ જો પંડિતો એમ કહેશે કે આનું તો પ્રાયશ્ચિત્ત જ ન થઈ શકે, તો?"

"એ તો જેવી એમની ઇચ્છા."

"તો શું તમે મને ઘરમાંથી કાઢી મૂકશો?"

દાતાદીને પુત્રસ્નેહથી વિહ્વળ બની જઈ કહ્યું: "એવું તો ક્યાંય બનતું હશે, બેટા? ધન જાય, ધર્મ જાય, લોકમરજાદ જાય, પરંતુ તને હું નહિ છોડી શકું."

માતાદીને લાકડી લીધી અને બાપની પાછળ પાછળ ઘેર જવા નીકળ્યો. સિલિયા પણ ઊભી થઈ અને લંગડાતી લંગડાતી તેમની પાછળ જવા લાગી.

માતાદીને પાછળ ફરી વિરક્ત સ્વરે કહ્યું: "મારી સાથે ન આવીશ. આજથી મારે ને તારે કશો જ સંબંધ નથી રહ્યો. આટલી દુર્ગતિ કરાવી, તોપણ હજી તું ધરાઈ નથી?"

સિલિયાએ ધૃષ્ટતા કરી તેનો હાથ પકડીને કહ્યું: "સંબંધ કેમ નથી રહ્યો? આ જ ગામમાં તમારા કરતાં વધુ ધનવાન, વધારે

સુંદર, વધારે આબરૂવાળા માણસો છે. હું એમનો હાથ જઈને કેમ નથી પકડતી ? અને તમારી આ દુર્દશા જ આજે શાથી થઈ ? જે દોરડું ગળામાં પડ્યું છે, તેને હવે તમે લાખ વાતે પણ નહિ તોડી શકો, અને હું પણ તમને છોડીને ક્યાંય જવાની નથી. મજૂરી કરીશ, ભીખ માગીશ, પરંતુ તમને નહિ છોડું."

એમ કહીને તેણે માતાદીનનો હાથ મૂકી દીધો અને પછી ખળાવાડમાં જઈને દાણા ઊપણવા લાગી. હોરી હજી સુધી ત્યાં જ હતો. ધનિયા તેને ખાવા બોલાવવા આવી હતી. હોરીએ બળદને પગરમાંથી બહાર કાઢી એક ઝાડ નીચે બાંધ્યા અને સિલિયાને સંબોધીને બોલ્યો: "તું પણ જઈને ખાઈ આવ, સિલિયા. ધનિયા અહીં બેઠી છે. તારી પીઠ પરનો સાડલો તો બધો લોહીથી તરબોળ થઈ ગયો છે ! ક્યાંક ઘા પાકે નહિ. તારા ઘરવાળા તો ભારે નિર્દયી !"

સિલિયાએ તેનાં પ્રતિ કરુણ નેત્રોએ જોયું અને બોલી: "અહીં પણ કોણ નિર્દયી નથી, કાકા ! મેં તો કોઈ દયાળુ ન જોયો."

"પંડિતે શું કહ્યું ?"

"એ તો કહે છે, મારે ને તારે હવે કશો સંબંધ નથી રહ્યો."

"ઠીક ! એમ કહે છે ?"

"એ એમ માનતા હશે કે આમ કરવાથી આબરૂ સચવાઈ રહેશે; પરંતુ જે વાત દુનિયા આખી જાણે છે, એને શા રીતે એ છૂપી રાખી શકશે ? મારા રોટલા ભારે પડતા હોય, તો ભલે ન ખવડાવે. મારે શું ? અત્યારેય મજૂરી કરું છું, ત્યારે પણ મજૂરી કરીશ. અને સૂવા માટે હાથભર જગ્યા તમારી પાસે માગીશ, તો તમે શું ના કહેશો ?"

ધનિયા દયાર્દ્ર બની જતાં બોલી: "જગાની શી ખોટ છે, બેટા ? તું ચાલ, મારે ઘેર રહેજે."

હોરીએ કાતર સ્વરે કહ્યું: "ઘેર બોલાવે છે તો ખરી, પણ પેલા પંડિતને ઓળખે છે?"

ધનિયાએ નિર્ભીક ભાવે જણાવ્યું: "ગુસ્સે થશે તો એક રોટલો વધારે ખાશે, બીજું શું કરી નાખશે. હું કાંઈ એમની દબાયેલી છું? બિચારીની આબરૂ લીધી, ન્યાતબહાર કરાવરાવી અને હવે કહે છે કે મારે ને તારે કશો સંબંધ નથી. એ તે આદમી કહેવાય કે કસાઈ? એ એવી જ દાનતનાં આ ફળ છે. પહેલાં કેમ વિચાર નહોતો કર્યો? ત્યારે તો વિહાર કરતા હતા અને હવે કહે છે કે મારે ને તારે કશો સંબંધ નથી!"

હોરીના મત મુજબ ધનિયા ભૂલ કરતી હતી. સિલિયાનાં સગાંઓએ માતાદીનને ભ્રષ્ટ કરી નાખ્યો, એ એ લોકોએ સારું કામ તો નહોતું જ કર્યું. સિલિયાને ભલે એ લોકો મારીને લઈ જાત, કે ચાહે સમજાવી પટાવીને લઈ જાત. એ એમની દીકરી હતી. પરંતુ એમાં બિચારા માતાદીનને શું કરવા ભ્રષ્ટ કર્યો!

ધનિયાએ હોરીને પણ ઊધડો લીધો: "બહુ સારું, હવે રહેવા દો! તમે મોટા ન્યાયી છો તે જાણ્યું. મરદ બધાય સરખા. જ્યારે માતાદીને આને ભ્રષ્ટ કરી ત્યારે તો કોઈને ખરાબ નહોતું લાગ્યું. હવે જ્યારે માતાદીન ભ્રષ્ટ થયો, ત્યારે કેમ બધાંને મરચાં લાગે છે? કેમ, સિલિયાનો ધરમ, એ ધરમ જ નહિ? રાખી છે તો ચમારણ અને ઉપરથી મોટા ધરમનિયમની વાતો કરે છે. હરખા ચૌધરીએ ઠીક કર્યું. એવા ગુંડાઓને તો આવી જ સજા મળવી જોઈએ. તું ચાલ સિલિયા, મારે ઘેર. કોણ જાણે માબાપ પણ કેવા કઠણ કાળજાનાં છે કે બિચારીનો બરડો બધો લોહીલુહાણ કરી નાખ્યો. તમે જઈને સોનાને મોકલજો. હું આને લઈને આવું છું."

હોરી ઘેર જવા નીકળ્યો અને સિલિયા ધનિયાને પગે પડીને રોવા લાગી.

# પ્રકરણ ૭ મું

સોનાને સત્તરમું વર્ષ જતું હતું અને આ વર્ષે તેનાં લગ્ન કરી નાખવાની જરૂર હતી. હોરી તો બે વર્ષ થયાં એની ચિંતામાં હતો, પરંતુ હાથમાં નાણાંનો જોગ ખાતો ન હતો, એટલે ચૂપચાપ બેસી રહ્યો હતો. પરંતુ આ વર્ષે તો ગમે તેમ કરીને પણ એનાં લગ્ન કરી નાખવાં જોઈએ—પછી ભલે કરજ કરવું પડે કે ખેતર ગીરો મૂકવું પડે. અને એકલા હોરીનું જો ચાલતું હોત તો તો બે વર્ષ પહેલાં લગ્ન થઈ ગયાં હોત. એ બધું સસ્તામાં પતાવી દેવા માગતો હતો, પરંતુ ધનિયા કહેતી કે ગમે તેટલું ઓછું કરીશું તો પણ બસો અઢીસો રૂપિયા તો થઈ જશે જ. ઝુનિયાને લાવવાથી એ લોકોનું નામ ન્યાતમાં જરા પાછળ પડી ગયું હતું, એટલે સો બસો આપ્યા વિના કોઈ કુલીન ઘર મળે એમ નહોતું. ગયે વર્ષે ઉનાળુ પાકમાં કશું હાથ ન લાગ્યું. વાવ્યું હતું તો પંડિત દાતાદીન સાથે અરધા ભાગમાં, પરંતુ પંડિતજીએ બી અને મજૂરીનો એટલો મોટો આંકડો મૂક્યો કે હોરીને હાથ ચોથા ભાગ કરતાં કશું વધારે ન આવ્યું અને મહેસૂલ ભરવું પડ્યું પૂરેપૂરું. શેરડી અને શણની મોસમ બગડી ગઈ હતી—શણ વરસાદ વધુ પડવાથી અને શેરડી ઊધઈ લાગવાથી. હા, આ વર્ષે ઉનાળુ પાક સારો હતો અને શેરડી પણ ખૂબ સારી ખીલી હતી. વિવાહ માટે ફસલની ઊપજ સારી હતી. બસોએક જો હાથમાં આવી જાય, તો કન્યાઋણમાંથી એની મુક્તિ થઈ જાય.

જો ગોબર સોએકની મદદ કરે, તો બીજા સો તો હોરીને સહેલાઈથી મળે એમ હતા. ઝિંગુરીસિંહ અને મંગરુશાહ બંનેય હવે નરમ પડી ગયા હતા. ગોબર હવે પરદેશમાં કમાવા લાગ્યો હતો, એટલે હવે એમને એમના લેણાની બહુ ભીતિ નહોતી રહી.

એક દિવસ હોરીએ ગોબર પાસે બે ત્રણ દિવસ માટે જવાનો વિચાર કર્યો; પરંતુ ધનિયા હજી ગોબરના કઠોર શબ્દો ભૂલી ગઈ નહોતી. એ તો ગોબર પાસેથી એક પાઈ પણ લેવા રાજી નહોતી—કોઈ પ્રકારેય નહિ.

હોરીએ ચિડાઈને કહ્યું: "તો પછી કામ શી રીતે પાર પડશે એ બતાવ જોઉં?"

ધનિયા માથું હલાવીને બોલી: "ધારો કે ગોબર પરદેશ ગયો ન હોત તો તમે શું કરત? એ જ પ્રમાણે હવે કરો."

હોરી ચૂપ થઈ ગયો. એક ક્ષણ બાદ તે બોલ્યો: "હું તો તને પૂછું છું."

ધનિયા છટકી: "એ વિચારવાનું કામ પુરુષોનું છે."

હોરી પાસે જવાબ તૈયાર હતો: "ધાર કે હું નહોત અને તું એકલી જ હોત, તો તું શું કરત? એ જ પ્રમાણે તું હવે કર."

ધનિયાએ તિરસ્કારભરી આંખોએ જોતાં કહ્યું: "ત્યારે તો હું કંકુની કન્યા કરીને કન્યાદાન દેત, તો કોઈ હસત નહિ."

કંકુની કન્યા કરીને તો હોરી પણ લગ્ન કરી શકે એમ હતો. એમાં જ એનું શ્રેય પણ હતું, પરંતુ કુળની મર્યાદા કેમ તોડી શકાય? તેની બહેનોનાં લગ્ન વખતે ત્રણસો ત્રણસો માણસો જાનમાં આવ્યાં હતાં. પહેરામણી પણ સારી આપી હતી. નાચતમાશો, વાજાંબાજાં, હાથીઘોડા, બધું આવ્યું હતું. આજે પણ ન્યાતમાં એની વાહવાહ બોલાય છે. દસ ગામના માણસોમાં તેનું માન છે. કંકુની

કન્યા આપીને એ શી રીતે પછી કોઈને પોતાનું મોં દેખાડી શકે? એના કરતાં તો મરી જવું વધારે સારું હતું. અને એ શું કરવા કંકુની કન્યા દે? ખેતીવાડી છે, જમીન છે અને થોડી શી આબરૂ પણ છે. એ જો એક જ વીઘો જમીન કાઢી નાખે, તોપણ બસો રૂપિયા તો ખુશીથી મળે. પરંતુ ખેડૂતને મન જમીન તો પ્રાણથીય અધિક વહાલી હોય છે, કુળની મર્યાદા કરતાં પણ વધુ પ્યારી હોય છે. અને કુલ ત્રણ જ વીઘાં જમીન એની પાસે હવે બાકી રહી હતી. જો તેમાંથી એક વીઘો વેચી દે, તો પછી ખેતી શાના પર કરે?

કેટલાય દિવસો આમ વાતોમાં જ નીકળી ગયા. હોરી કશો જ નિર્ણય ન કરી શક્યો.

દશેરાની રજાઓના દહાડા હતા. ઝિંગુરી, પટેશ્વરી અને નોખેરામ ત્રણે સજ્જનોના ચિરંજીવીઓ રજાઓમાં ઘેર આવ્યા હતા. ત્રણે અંગ્રેજી ભણતા હતા અને જો કે ત્રણેની વીસ વીસ વર્ષની વય થઈ ગઈ હતી, છતાં હજી વિશ્વવિદ્યાલયમાં જવાનું નામ નહોતા દેતા. એક એક ધોરણમાં બબ્બે, ત્રણ ત્રણ વર્ષ પડ્યા રહેતા. ત્રણેનાં લગ્ન થઈ ગયાં હતાં. ત્રણે આખો દહાડો પાનાં ટીચતા, ભાંગ પીતા અને છેલબટાઉ બનીને રખડતા. એ લોકો દહાડામાં કેટલીય વાર હોરીના ઘર સામે તાકતા પસાર થતા અને કાંઈક સંયોગ પણ એવા આવતા કે જ્યારે જ્યારે એ ત્યાં થઈને નીકળતા ત્યારે સોના પણ કાંઈક ને કાંઈક કામસર બારણે ઊભેલી જ હોતી. એ દિવસોમાં, ગોબર જે સાડી તેને માટે લાવ્યો હતો, તે જ એ પહેરતી હતી. આ બધો તમાશો જોઈને હોરી દહાડે દહાડે સુકાતો જતો હતો—જાણે કે તેની ખેતીને બાળી મૂકવા આકાશમાં કરાવાળાં પીળાં વાદળાં ચાલ્યાં આવતાં હતાં.

એક દિવસ એ ત્રણે, જે કૂવેથી હોરી શેરડીને પાણી પાતો હતો, ત્યાં નહાવા જઈ પહોંચ્યા. સોના કોસ લેતી હતી. હોરીનું લોહી આજે ઊકળી ઊઠ્યું.

તે જ સાંજે એ દુલારી વાણિયણ પાસે પહોંચ્યો. તેણે વિચાર કર્યો કે સ્ત્રીઓના દિલમાં દયા હોય છે, કદાચ આનું દિલ પીગળી જાય અને ઓછા વ્યાજે પૈસા ધીરે. પરંતુ દુલારી તો પોતાનાં જ રોદણાં રોવા બેઠી. ગામમા એવુ એક પણ ઘર નહોતું કે જ્યાં તેનું લેણું પડતું ન હોય, એટલે સુધી કે ઝિંગુરીસિંહ પાસે પણ એના વીસ રૂપિયા લેણા નીકળતા હતા. કોઈ એક પાઈ પણ આપવાનું નામ નહોતું દેતું, પછી બિચારી ક્યાંથી પૈસા કાઢે?

હોરીએ ગળગળા થઈ જઈને કહ્યું: "ભાભી, ભારે પુણ્ય થશે. તમે અત્યારે મને નહિ ધીરો, તો મારે ગળે ફાંસો ખાવાનો વખત આવશે. ઝિંગુરી અને પટેશ્વરી તો ક્યારનાય મારા ખેતરને દાઢમાં ઘાલીને બેઠા છે. મને તો એટલું જ લાગી આવે છે કે બાપ-દાદાની આટલી એક નિશાની બાકી રહી છે, તેય જો હાથમાંથી ચાલી ગઈ, તો પછી હું ક્યાંયનો નહિ રહું. દીકરો સપૂત હોય તો સંપત્તિમાં ઊલટો વધારો કરે, પરંતુ હું એવો કપૂત પાક્યો કે બાપદાદાની કમાઈ પર ઝાડુ ફેરવી દઉં?"

દુલારીએ સોગંદ ખાધા: "હોરીભાઈ, હું ઠાકોરજીના ચરણ-સ્પર્શ કરીને કહું છું કે અત્યારે મારી પાસે એક રૂપિયો પણ નથી. જે લઈ જાય છે, તે કોઈ પાછું જ આપતું નથી, પછી હું તે શું કરું? તમે તો કાંઈ પારકા નથી. સોનાય મારી જ દીકરી છે, પરંતુ તમે જ કહો, હું શું કરું? આ તમારો જ ભાઈ હીરો બળદ લાવવા પચાસ રૂપિયા લઈ ગયો હતો. હવે એનો તો ક્યાંય પત્તો જ નથી અને એની ઘરવાળી પાસે જો ઉઘરાણીએ જાઉં છું તો ઊલટી સામી લડવા તૈયાર થઈ જાય છે. શોભા પણ બહારથી તો બહુ સીધો સાદો લાગે છે, પરંતુ એય તે પૈસા આપતાં શીખ્યો નથી. અને સાચી વાત તો એ છે કે કોઈની પાસે કશું છે જ નહિ, પછી એ બિચારાય ક્યાંથી લાવીને આપે? બધાયની એક સરખી દશા છે, એટલે ચૂપચાપ બેસી રહું છું. લોકો જેમ તેમ કરીને બે વેળા પેટ ભરે છે, એટલું જ છે.

ખેતરખેતર વેચવાની સલાહ હું નહિ આપું. ભલે કશું ન હોય, આબરૂ તો છે !"

પછી કાનમાં કહેવા લાગી : "પટેસરીનો છોકરો તમારા ઘર આગળ બહુ આંટા માર્યા કરે છે. ત્રણેય એક સરખા છે. એમનાથી જરા ચેતતા રહેજો. એ બધા શહેરી થઈ ગયા છે, એટલે ગામડાનાં રીતરિવાજ ભૂલી ગયા છે. એમ તો ગામમાં બીજા એમના જેવડા છોકરાઓ ક્યાં નથી; પરંતુ એમનામાં હજી શરમ છે, મર્યાદા છે, કાંઈક ડર પણ છે. આ બધા તો મહાજનના આખલા છે. મારી કૌશલ્યા સાસરેથી આવી હતી, પરંતુ મેં તો એ લોકોના આવા રંગઢંગ જોઈ એના સાસરાને બોલાવીને તરત જ પાછી વિદાય કરી દીધી. ક્યાં સુધી ચોકીપહેરો રાખતાં બેસી રહીએ ?"

હોરીને સ્મિત કરતો જોઈ તેણે પણ, અત્યારે તેને બે શબ્દો કહેવાનો સરસ મોકો છે, એમ સમજી જઈ તે બોલી: "જો હસશો તો પછી હું પણ હમણાં જૂની વાતો યાદ કરીશ. તમેય ક્યાં ઓછા નટખટ હતા ? દહાડામાં નહિ નહિ તો પચાસ વાર કોઈ ને કોઈ બહાને મારી દુકાને આવતા, પરંતુ હું તો ક્યારેય ઊંચી નજરે જોતી પણ નહિ."

હોરીએ મોટા પ્રતિવાદસહ જણાવ્યું : "એવું જૂઠું ન બોલશો, ભાભી ! હુંય કાંઈ કશો આવકાર મળ્યા વિના જ મફત આવ્યા કરતો હોઈશ ? પક્ષીને એક વાર દાણો ચરવા મળે છે, એટલે જ લોભાઈને બીજી વાર ત્યાં આવે છે."

"જાવ, જુઠ્ઠા !"

"ભલે આંખોથી નહોતાં જોતાં, પરંતુ હૃદયથી તો તમે જરૂર મને જોતાં હતાં, બલ્કે આમંત્રણ આપતાં !"

"બહુ થયું, હવે રહેવા દો ! તમે મોટા અંતર્યામી છો, તે

જાણ્યું. તમને વારંવાર ડોકિયાં કરતાં જોઈ, મને દયા આવતી; નહિ તો તમે કયા એવા મોટા રૂડા રૂપાળા નવજવાન હતા !"

હુસેની એક પૈસાનું મીઠું લેવા આવ્યો, એટલે આ ઠઠ્ઠામશ્કરી અટકી ગઈ. હુસેની મીઠું લઈને ચાલ્યો ગયો, એટલે દુલારી પુનઃ બોલી: "ગોબર પાસે કેમ આંટો નથી મારી આવતા ? શહેર પણ જોવાશે અને કદાચ કાંઈક મળી પણ રહેશે."

હોરી નિરાશ મને બોલ્યો: "એ કશુંય નહિ આપે. છોકરા એ પૈસા કમાવા લાગે છે, એટલે એમની આંખો જ ઊંચે ચડી જાય છે. હું તો મૂછ નીચી કરીને પણ જવા તૈયાર થયો હતો, પરંતુ ધનિયા નથી માનતી. એની મરજી વગર જો જાઉં, તો પછી મારે તો ઘરમાં રહેવું જ મુશ્કેલ થઈ પડે. એનો સ્વભાવ તો તમે ક્યાં નથી જાણતાં !"

દુલારીએ કટાક્ષ કરતાં કહ્યું: "તમે તો બૈરીના જાણે ગુલામ જ બની ગયા છો !"

"તમે કાંઈ ધંધો ન કર્યો, એટલે પછી શું કરું ?"

"મારી ગુલામી કરવાની હા પાડી હોત, તો હું તો લખાવી લેત, સાચું કહું છું."

"તો હજીય ક્યાં બગડી ગયું છે, લખાવી લોને ! બસોમાં લખી આપવા તૈયાર છું. એટલી કિમ્મતે મોંઘો નહિ પડું."

"પછી ધનિયા સાથે બોલશો પણ નહિ ?"

"નહિ બોલું, કહો તો સોગંદ ખાઉં !"

"અને જો બોલ્યા તો ?"

"તો મારી જીભ જ કાપી લેજો."

"વારુ, તો જાઓ, વર શોધી કાઢો, પૈસા હું આપીશ."

હોરીએ સજળ નેત્રોએ દુલારીના પગ પકડ્યા. ભાવાવેશથી એનું ગળું ભરાઈ આવ્યું હતું.

દુલારીએ પગ પાછા ખેંચી લેતાં કહ્યું : "બસ, મને તમારા આ ચાળા જ સારા નથી લાગતા. હું બાર મહિનામાં મારા પૈસા વ્યાજ સહિત કાન આમળીને વસૂલ કરીશ. તમે તો વ્યવહારના એવા સાચા નથી, પરંતુ ધનિયાનો મને ભરોસો છે. સાંભળ્યું છે કે પંડિત તમારા પર આજકાલ બહુ ખફા થઈ ગયા છે. કહે છે કે જો એને ગામ બહાર ન કાઢું, તો હું બ્રાહ્મણના પેટનો નહિ. તમે સિલિયાને શું કરવા કાઢી નથી મૂકતા ? નકામી પેટ ચોળીને પીડા ઊભી કરી !"

"ધનિયા એને નથી જવા દેતી, પછી હું શું કરું ?"

"સાંભળ્યું છે કે પંડિત કાશી ગયા હતા. ત્યાં એક ભારે વિદ્વાન પંડિત છે. એ પાંચસો રૂપિયા માગે છે. એટલા આપે તો એ પ્રાયશ્ચિત્ત કરાવવા તૈયાર છે. ભલા તમે જ કહો, આવું અંધેર બીજે ક્યાંય જોયું છે ? જ્યાં ધરમ નષ્ટ થઈ ગયો, પછી હજાર શું લાખ વાર પ્રાયશ્ચિત્ત કરો, તેથી શું થયું ? તમારા હાથનું અડકેલું પાણી તો કોઈ પીશે નહિ, પછી ગમે તેટલાં પ્રાયશ્ચિત્ત કરે નહિ !"

હોરી અહીંથી ઊઠ્યો, ત્યારે એનું દિલ કૂદકા મારતું હતું. જીવનમાં આવો સુખદ અનુભવ એને ક્યારેય નહોતો થયો. માર્ગમાં શોભાને ઘેર જતો આવ્યો અને તેને ચાંલ્લા કરવા જવા સાથે આવવાનું નિમંત્રણ આપતો આવ્યો. પછી બન્ને દાતાદીન પાસે ચાંલ્લાનું મુહૂર્ત પૂછવા ગયા. ત્યાંથી ઘેર આવી તેને લગતી તૈયારી કરવામાં ગૂંથાયા.

ધનિયાએ બહાર આવીને પૂછ્યું: "પહોર રાત વીતી, પણ હજી રોટલા ખાવાની વેળા નથી આવી ? પહેલાં ખાઈ લો, પછી જે કરવું હોય તે કરજો. વાતોનાં વડાં કરવા માટે તો રાત આખી પડી છે."

હોરીએ તેને ચર્ચામાં સામેલ થવાની ભલામણ કરતાં પૂછ્યું: "આ લગનગાળામાં જ વિવાહ કરી નાખવાનું નક્કી થયું છે. કહે, શું શું લાવવું પડશે? મને તો કશી ખબર નથી."

"જ્યારે કશીય ખબર નથી, ત્યારે મોટા ઉપાડે વરના ભા થઈને શાદ બેઠા છો? કાંઈ પૈસાબૈસાની પણ જોગવાઈ કરી કે બેઠા બેઠા મનની મહેલાતો જ ચણ્યા કરો છો?"

હોરીએ જરા ગર્વપૂર્વક કહ્યું: "તારે એ બધાની પંચાતમાં પડીને શું કામ છે? તું તારે એટલું જણાવી દે ને કે શું શું લાવવું પડશે?"

"તો હું એવી ખાલી મનની મહેલાતો ચણવા નથી માગતી."

"તું એટલુ તો કહે કે મારી બહેનોનાં લગન વખતે શું શું આવ્યું હતું?"

"પહેલાં એ કહો, પૈસાનો બંદોબસ્ત થયો?"

"હા, થઈ ગયો, નહિ તો શું ભાંગ પીધી છે?"

"તો પહેલાં ઊઠીને જમી લો, પછી ચર્ચા કરીશું."

પણ જ્યારે એણે જાણ્યું કે પૈસા બાબતમાં દુલારી સાથે નક્કી થયું છે, ત્યારે નાકનું ટેરવું ઊંચું કરતી એ બોલી: "એની પાસેથી પૈસા લઈને આજપર્યંત કોઈ ઋણમુક્ત નથી થયું. ડાકણ વ્યાજ પણ કેટલું ભારે લે છે!"

"પણ બીજો રસ્તો જ ક્યાં હતો? બીજું કોણ ધીરે છે?"

"એમ કેમ નથી કહેતા કે આ બહાને બેચાર ઘડી મીઠી મીઠી વાતો કરવા ગયા હતા! ઘરડા થયા, તોપણ હજી એ ટેવ ન ગઈ!"

"તું તો ધનિયા ક્યારેક ક્યારેક નાનાં છોકરાં જેવી વાતો કરવા બેસે છે. મારા જેવા ચીંથરેહાલ સાથે એ તે વળી મીઠી મીઠી વાતો કરતી હશે! અરે, સીધી રીતેય વાત નથી કરતી ને!

"તમારા જેવા સિવાય એની પાસે બીજા જાય પણ કોણ?"

"અરે, એના બારણે તો ભલભલા ધક્કા ખાય છે, ધનિયા, તને શી ખબર પડે? એની પાસે તો લક્ષ્મી છે."

"એણે જરાક હા પાડી નહિ કે તમે ચારે બાજુ ખુશખબર લઈને દોડ્યા."

"માત્ર હા જ નથી પાડી, ચોક્કસ ખાતરીપૂર્વક કહ્યું છે."

હોરી રોટલા ખાવા ઊઠ્યો અને શોભો પોતાને ઘેર ગયો, એટલે સોના સિલિયા સાથે બહાર આવી. એ બારણે ઊભી ઊભી બધી વાતો સાંભળતી હતી. પોતાનાં લગ્ન માટે બસો રૂપિયા દુલારી વાણિયણ પાસેથી લેવાય છે, એ વાત, જેમ તાજા ચૂનામાં પાણી પડ્યું હોય એમ, તેના પેટમાં ખળભળાટ મચાવી રહી હતી. બારણાની ટોચ પર એક દીવો સળગતો હતો અને તેની ઉપરની દીવાલ કાળી થઈ ગઈ હતી. બેય બળદ ખાણ ખાતા હતા અને આંગણામાં એક કૂતરો રોટલાના કકડાની આશાએ નજર નાખતો બેઠો હતો. બન્ને યુવતીઓ બળદની ગમાણ પાસે આવીને ઊભી રહી.

સોના બોલી: "તેં કાંઈ સાંભળ્યું? બાપા દુલારી વાણિયણ પાસેથી મારાં લગ્ન કરવા બસો રૂપિયા કરજે લે છે."

સિલિયા ઘરની સ્થિતિથી રતી રતી વાકેફ હતી. તેણે જવાબ આપ્યો: "ઘરમાં પૈસા નથી, એટલે પછી શું કરે!"

સોના સામે આવેલાં કાળાં વૃક્ષો તરફ તાકતી બોલી: "મારે એવાં લગ્ન નથી કરવાં કે જેમાં માબાપને કરજ કરવું પડે. એ બિચારાં ક્યાંથી ભરશે, તું જ કહે! આ પહેલાંના દેવામાં તો ડૂબી ગયા છે. બસોનું બીજું દેવું કરશે, તો તો ઊલટો બોજો વધી જશે, કે નહિ?"

"કાંઈ આપ્યામૂક્યા વિનાં મોટાં માણસોનાં લગન થતાં

હશે ખરા કે, ગાંડી? પહેરામણી આપ્યા વિના તો કોક ખચ્ચર હાથ આવશે. પરણવું છે એવા કોઈ ડોસાને?"

"ડોસાને શું કરવા પરણું? ભાઈ ડોસા હતા કે ઝુનિયાને લઈને આવ્યા? એમને કોણે પહેરામણી આપી હતી?"

"એમના જેવું કરવાથી તો બાપદાદાની આબરૂ પર પાણી ફરી વળે."

"હું તો એ સોનારીવાળાઓને કહી દઈશ કે જો તમો એક પૈસો પણ પહેરામણી પેટે લીધો, તો હું તમારે ત્યાં લગન નહિ કરું."

સોનાનાં લગ્ન સોનારીના એક ધનવાન ખેડૂતના છોકરા સાથે નક્કી કરવામાં આવ્યાં હતાં.

"અને જો એ એમ કહેશે કે હું શું કરું, તારો બાપ આપે છે, મારો બાપ લે છે, એમાં મારું શું ચાલે?"

સોનાએ જે અસ્ત્રને રામબાણ ધાર્યું હતું, તે તો માત્ર એક પોલા વાંસનો ટુકડો જ હતો, એમ હવે તેને જણાયું. હતાશ થઈને તે બોલી: "હું એક વાર તેને કહી જોવા માગું છું. જો એ એમ કહેશે કે આમાં મારું કાંઈ ન ચાલે, તો ગોમતી અહીંથી ક્યાં બહુ આઘી છે? ડૂબી મરીશ. માબાપે તો મરીમરીને માંડ મોટી કરી. એનો બદલો મારે શું એવી રીતે આપવો કે અહીંથી જતી વેળાએ ઊલટાં તેમને વધારે કરજના બોજામાં લાદતી જાઉં? માબાપને ભગવાને આપ્યું હોય, તો ખુશીમાં આવે એટલું છોડીને આપે, એની હું ના નથી કહેતી: પરંતુ જ્યારે એ પાઈ પાઈ માટે તંગી ભોગવતાં હોય, જો આજે વાણિયો દાવો કરીને લિલામ કરાવે તો કાલે મજૂરી કરવી પડે એવી સ્થિતિ હોય, તો કન્યાનો ધરમ છે કે એણે ડૂબી મરવું. માબાપ ચાર દહાડા મારા નામ પાછળ રોઈને સંતોષ ધરશે; પરંતુ એમ તો નહિ થાય કે મારાં લગન કરીને પછી જિંદગી

આખી રોવું પડે. ત્રણ ચાર વર્ષમાં બસોના બમણા થઈ જશે. બાપા ક્યાંથી લાવીને ભરશે!"

સિલિયાને જણાયું કે જાણે એની આંખોમાં નવી જ્યોતિ ચમકતી હતી. આવેશમાં આવી સોનાને છાતી સરસી ચાંપતી તે બોલી: "તું આટલું બધું ડહાપણ ક્યાંથી શીખી, સોના! જોતાં તો તું સાવ ભલી ભોળી લાગે છે."

"આમાં ડહાપણની ક્યાં વાત છે, ડાકણ! મારે શું આંખો નથી કે હું શું ગાંડી છું! આજે બસો મારાં લગન માટે લે. ત્રણ ચાર વર્ષમાં એના બમણા થઈ જાય. પછી રૂપલીનાં લગન કરવા બીજા બસો લે. એટલે જે કાંઈ ખેતરપાદર છે, તે બધું લિલામ-બિલામ થઈ જાય અને બારણે બારણે ભીખ માગવાની જ વેળા આવે કે બીજું કાંઈ! એના કરતાં તો હું જ વચ્ચેથી ખસી જાઉં, એ જ હજાર દરજ્જે સારું છે. કાલે તું મોંસૂઝણી વેળાએ સોનારી જજે અને એમને બોલાવી લાવજે. પરંતુ ના, બોલાવવાની જરૂર નથી. મને એમની સાથે વાતો કરતાં શરમ લાગશે. તું જ મારો આ સંદેશો કહી દેજે. જોઈએ, શું જવાબ આપે છે, ક્યાં આઘું છે? નદીને સામે પાર તો છે. ક્યારેક ક્યારેક તો એ ઢોર લઈને આ બાજુ પણ આવે છે. એક વાર એમની ભેંસો મારા ખેતરમાં પડી હતી, ત્યારે મેં એમને ખૂબ ગાળો દીધી હતી. પછી તો એ હાથ જોડવા મંડ્યા. વારુ, એ તો કહે, પછી મતઈ ને તારે એકે વેળા મુલાકાત થઈ હતી કે નહિ? સાંભળ્યું છે કે બ્રાહ્મણો એને ન્યાતમાં લેવાની ના પાડે છે."

સિલિયાએ ઘૃણાસૂચક સ્વરે જવાબ આપ્યો: "ન્યાતમાં શું કરવા લેવાની ના પાડે, એમ કહે કે ડોસો પૈસા જ ખરચવા નથી માગતો. એને તો પૈસા મળતા હોય તો ખોટેખોટું ગંગાજળ પણ હાથમાં લેવા તૈયાર થાય. છોકરો આજકાલ બહાર ઓસરીમાં રોટલા રાંધી ખાય છે."

"તો તું એને કેમ નથી મૂકી દેતી? તારી ન્યાતમાં જ કોક સારો વર પસંદ કરીને, ઘર લઈને બેસી જતી હોય તો! ત્યાં તારું અપમાન તો નહિ થાય ને!"

"હા, અપમાન તો ન થાય, પરંતુ મારે ખાતર આ બિચારાની આટલી દુર્દશા થઈ અને હવે એને હું મૂકી દઉં! હવે ભલે એ મોટા પંડિત બને કે મોટા દેવતા બને, મારે માટે તો એનો એ જ મતઈ છે કે જે મારા પગે પડતો હતો; અને જો બ્રાહ્મણ બની જાય અને કોક બ્રાહ્મણી સાથે લગન પણ કરી લે, તોપણ જેટલી મેં એની ચાકરી કરી છે, એટલી એ બ્રાહ્મણી શું કરવાની હતી! અત્યારે ભલે એ માનમર્યાદાના મોહમાં મારો ત્યાગ કરે, પરંતુ જોજો, પાછો એનો એ જ એક દહાડો દોડતો મારી પાસે આવશે."

"આવી ચૂક્યો હવે! હવે તો તું જો ક્યાંક એકલી મળી ગઈ, તો તને તો કાચી જ ભરખી જાય."

"તો એને અહીં બોલાવવાય કોણ જાય છે? સૌ સૌનો ધરમ સૌ સોની સાથે છે. એ પોતાનો ધરમ ભલે તોડે, તેમાં હું મારો ધરમ શું કરવા તોડું?"

વહેલી પરોઢે સિલિયા સોનારી જવા નીકળી, પરંતુ હોરીએ તેને રોકી રાખી. ધનિયાનું માથું દુ:ખતું હતું, એટલે તેની જગ્યાએ ક્યારામાં પાણી વાળવાનું હતું. સિલિયા ના ન પાડી શકી. એમાંથી જ્યારે બપોરે છૂટી થઈ, ત્યારે એ સોનારી જવા નીકળી.

આ બાજુ નમતા પહોરે જ્યારે હોરી ફરીથી પાછો કૂવે જવા નીકળ્યો, ત્યારે સિલિયાનો પત્તો ન હતો. તે ગુસ્સે થઈને બોલ્યો: "સિલિયા ક્યાં ગૂમ થઈ ગઈ? જાણે કશા કામમાં દિલ જ ન ચોંટતું હોય તેમ જોતજોતામાં કોણ જાણે ક્યાંય ગેબ થઈ જાય છે! તને ખબર છે સોના, એ ક્યાં ગઈ છે?"

સોનાએ બહાનું બતાવ્યું: "મને તો કશી ખબર નથી. કંઈક

એમ કહેતી હતી કે ધોબણને ત્યાં કપડાં લેવા જવું છે, એટલે કદાચ ત્યાં ગઈ હશે."

ધનિયાએ ખાટલામાંથી ઊઠીને કહ્યું: "ચાલો, ક્યારા વાળવા હું આવું છું. આપણે તે કંઈ એને મજૂરી આપીએ છીએ કે તેમાં તમે આટલા બધા રાતાપીળા થઈ જાઓ છો!"

"આપણે ત્યાં શું એ નથી રહેતી? એને લઈને તો ગામ આખાની બદનામી નથી વહોરી લીધી શું?"

"હવે બહુ થયું, રહેવા દો. એક ખૂણામાં પડી રહે છે, તે એનુંય ભાડું લેવું છે!"

"એક ખૂણામાં કંઈ નથી પડી રહેતી. આખી એક ઓરડી રહેવા લીધી છે."

"તો એ ઓરડીનું ભાડું થતું હશે મહિને પાંચેક રૂપિયા, નહિ?"

"અરે એનું ભાડું ભલેને એક જ પૈસો હોય! આપણે ત્યાં રહે છે, ત્યાંસુધી અમને પૂછીને જ્યાં જવું હોય ત્યાં જાય. આજે આવવા દે, પછી એની હું ખબર લઉં છું."

હોરી કોસ ખેંચવા લાગ્યો. ધનિયાને હોરીએ આવવા ન દીધી. રૂપા ક્યારા વાળતી હતી અને સોના કોસ ઠાલવતી હતી. રૂપા ક્યારા વાળતાં વચ્ચે વચ્ચે ભીની માટીનાં ચૂલા અને વાસણો બનાવતી હતી અને સોના સશંક નેત્રે સોનારી તરફ જોતી હતી. શંકા પણ હતી અને આશા પણ હતી. પરંતુ શંકા અધિક હતી—આશા કમ. વિચારતી હતી કે એ લોકોને તો પૈસા મળે છે, પછી એ લોકો શું કરવા જતા કરે? જે લોકો પાસે પૈસા છે, એ લોકો તો ઊલટા વધારે પૈસા મેળવવા ગાંડા થતા હોય છે; તોય ગૌરી પટેલ એકલા ને લાલચુ છે; મથુરામાં દયા છે, ધરમ છે, પણ એ તો બાપની જેવી ઇચ્છા હશે, એ જ એને માન્ય કરવી પડશે. પરંતુ પોતે પણ

એને એવી તો સંભળાવશે કે એ પણ યાદ કરશે. પોતે એને ચોખ્ખા ફૂલ જેવા શબ્દોમાં સુણાવી દેશે કે જઈને કોઈ ધનવાનની દીકરી સાથે લગ્ન કર, તારા જેવા પુરુષ સાથે મારો નિભાવ નહિ થાય. જો ક્યાંક ગૌરી પટેલ માની ગયા, તો પોતે એમનાં ચરણ ધોઈને પીશે. એમની એવી તો સેવા કરીશ કે જેવી સગા બાપની પણ નહિ કરી હોય, અને સિલિયાને તો પેટ ભરીને મીઠાઈ ખવડાવીશ. ગોબર જતી વેળાએ એને જે એક રૂપિયો આપતો ગયો હતો, તે એણે આજ સુધી સંઘરી રાખ્યો હતો. આ મૃદુ કલ્પનાથી તેની આંખો ચમકી ઊઠી અને ગાલ પર થઈને એક શરમની આછી શી સુવર્ણરેખા દોડી ગઈ.

પરંતુ સિલિયા હજી સુધી કેમ ન આવી? ગામ ક્યાં બહુ આઘે છે! એ લોકોએ એને નીકળવા જ નહિ દીધી હોય. અહા! પેલી આવે! પરંતુ એ તો બહુ ધીમે ધીમે આવતી લાગે છે. સોનાનું કાળજું થંભી ગયું. અભાગિયાએ કદાચ માન્યું જ નહિ હોય એટલે, નહિ તો સિલિયા દોડતી આવતી હોત. તો તો સોના સાથે એ પરણી રહ્યા. જઈને મોં ધોઈ આવો, મોં!

સિલિયા આવી જરૂર, પરંતુ સીધી કૂવે ન આવતાં ખેતરમાં જઈને પાણી વાળવા લાગી. એને ડર હતો કે જો ક્યાંક હોરીએ પૂછ્યું કે અત્યાર સુધી ક્યાં ગઈ હતી, તો પોતે શું જવાબ દેશે! સોનાને એ બે કલાકનો સમય બે જુગ જેવડો લાગ્યો. કોસ છૂટતાં જ એ દોડતી સિલિયા પાસે આવી પહોંચી.

"ત્યાં જઈને તું મરી ગઈ હતી કે શું? રાહ જોતાં જોતાં મારી તો આંખોય ફૂટી જવા આવી."

સિલિયાને ખોટું લાગ્યું: "તો હું શું ત્યાં જઈને ઊંઘી ગઈ હતી! આવી જાતની વાતો શું રસ્તામાં ચાલતાં ચાલતાં ઓછી જ કરી શકાય. યોગ્ય અવસરની રાહ જોવી પડે છે. મથુર તો નદી

તરફ ઢોર લઈને ગયા હતા. શોધતી શોધતી એમની પાસે ગઈ અને તારો સંદેશો કહ્યો. એ સાંભળી એ એવા તો રાજી થયા કે તને શી વાત કરું! મારે પગે પડ્યા અને બોલ્યા: ‘ સિલ્લો, મેં તો જ્યારથી સાંભળ્યું છે કે સોના મારા ઘરમાં આવવાની છે, ત્યારથી મારી તો આંખોમાંથી નિદ્રા ઊડી ગઈ છે. એની એ ગાળો મને તો ફળી, પરંતુ બાપાને શું કહું, એ તો કોઈનું કશું સાંભળતા જ નથી. ’ ”

સોનાએ ટોકી: “ તો ન સાંભળે. સોના પણ જીદનું પૂતળું જ છે. જે કહ્યું તે કરી બતાવે એવી છે. પછી બધાય હાથ ચોળતા રહી જશે. ”

“ બસ તે જ ક્ષણે ઢોરને ત્યાં જ એકલાં રહેવા દઈ, મને લઈને ગૌરી પટેલ પાસે એ આવ્યા. પટેલના ચાર કોસ ચાલતા હતા. ફેવાય એમને ઘરનો આગવો છે. દસ વીઘાં તો શેરડી કરી છે. પટેલને જોતાં જ મને તો હસવું આવી ગયું. જાણે કોઈ ઘસિયારો જ જોઈ લો. હા, બાકી નસીબનો તેજ છે. બાપદીકરા વચ્ચે ખૂબ બોલાચાલી થઈ. ગૌરી પટેલ કહે કે એ બધા સાથે તારે શો મતલબ. મને ફાવશે તો હું આખીય રકમ લઈશ કે નહિ ફાવે તો કશુંય નહિ લઉં, એમાં વચ્ચે માથું મારનારો તું કોણ ? મથુર કહે કે તમારે જો કાંઈ લેવુંમૂકવું હોય તો મારે લગન નથી કરવાં, હું મારા લગન મને ફાવશે ત્યાં કરી લઈશ. પછી તો વાત ખૂબ વધી ગઈ અને ગૌરી પટેલ ખાસડું લઈને મથુરને ફરી વળ્યા. બીજો કોઈ છોકરો હોત તો આટલો માર ન ખાત, ઊલટાનો સામો થઈ ગયો હોત. મથુરે જો એક જ ઠોંસો લગાવ્યો હોત, તો ગૌરી પટેલ બીજો ન માગત—ભોંય ભેગા જ થઈ જાત; પરંતુ એણે તો બિચારાએ મૂંગે મોંએ ખાસડાં ખાધાં જ કર્યાં. આંખોમાં આંસુ સાથે, મારી તરફ જોતા એ ચાલ્યા ગયા, એટલે પછી આવ્યો મારો વારો. પટેલ તો મારી ઉપર જ ઊતરી પડ્યા. મને કેટલીય ગાળો દીધી, પરંતુ હું ક્યાં એમ ચૂપચાપ સાંભળી રહું એવી હતી ? મારે

એમની શી બીક ? મેં તો ચોખ્ખું ને ચટ સંભળાવી દીધું: ' પટેલ, ત્રણસો એ કાંઈ મોટી રકમ નથી, અને હોરી પટેલ એટલામાં ન તો વેચાઈ જશે કે ન તો તમારાં હવેલાં બંધાઈ જશે. એ બધાય પૈસા નાચતમાશામાં જ ઊડી જશે. બાકી એટલું થશે કે આવી વહુ તમને બીજી નહિ મળે. ' "

સોનાએ સજળ નેત્રો વડે પૂછ્યું: " પટેલ એટલી શી વાત પર એમને ઝૂડવા મંડી પડ્યા ? "

સિલિયાએ આ વાત છુપાવી રાખી હતી. આવી અપમાનભરી વાત એ સોનાના કાને નહોતી પડવા દેવા માગતી, પરંતુ આ પ્રશ્ન સાંભળી તે સંયમ ન રાખી શકી. તે બોલી: " આ પેલી ગોબરવાળી જ વાત હતી. પટેલે કહ્યું કે માણસ એઠું ત્યારે જ ખાય છે કે જ્યારે સ્વાદિષ્ટ હોય છે. કલંક ચાંદીથી જ ધોવાય છે. એ સાંભળી મથુર બોલ્યા કે બાપા, કયું ઘર કલંકથી બચ્યું છે. હા, કોકનું ઉઘાડું પડી ગયું હશે અને કોકનું છૂપું રહ્યું હશે. ગૌરી પટેલ પણ પહેલાં એક ચમારણ સાથે ફસેલા હતા. એના બે છોકરા પણ છે. મથુરના મોંમાંથી આ શબ્દો નીકળ્યા કે જાણે ડોસા પર ભૂત સવાર થઈ ગયું. જેટલો એ ડોસો લાલચુ છે, એટલો જ એ ક્રોધી પણ છે. લીધા વિના નહિ માને. "

બન્ને ઘર તરફ જવા નીકળી. સોનાના માથે કોસ, દોરડાં અને જુવારનો ભારે બોજ હતો, છતાં અત્યારે તેને એ ફૂલ કરતાં પણ હલકો લાગતો હતો. તેના અંતસ્તલમાં જાણે કે આનંદ અને સ્ફૂર્તિનો ધોધ ચાલુ થઈ ગયો હતો. મથુરની એ વીર મૂર્તિ તેની સમક્ષ ઊભી હતી અને એ જાણે કે તેને પોતાના હૃદયમાં સ્થાન આપી તેનાં ચરણ આંસુઓથી પલાળી રહી હતી—જાણે કે આકાશની પરીઓ તેને ગોદમાં ઉઠાવી આકાશમાં છવાયેલી લાલિમામાં લઈ જતી હતી.

તે જ રાતે સોનાને સખ્ત તાવ ચઢી આવ્યો.

ત્રીજા દિવસે ગૌરી પટેલે હજામ સાથે નીચેનો પત્ર મોકલ્યોઃ

"સ્વસ્તી શ્રી સર્વોપમા જોગ શ્રી હોરી પટેલ, લખીતંગ ગૌરી પટેલના રામરામ વાંચશો. બીજું જે આપણા વચ્ચે પહેરામણી વિષે જે વાતચીત થઈ હતી, તે પર અમે શાંત મને વિચાર કર્યો, તો અમને લાગ્યું કે લેણદેણથી વર અને કન્યા બન્નેનાં ઘરનાં દુઃખી થાય છે. જ્યારે આપણો અન્યોઅન્યનો સંબંધ થયો, ત્યારે આપણે એવો વહેવાર રાખવો જોઈએ કે કોઈનેય કશી હેરાનગતિ ભોગવવી ન પડે. તમે પહેરામણી બહેરામણીની કશી ચિંતા ન કરશો, અમારા તમને સોગંદ છે. તમને જે કાંઈ જાડું પાતળું મળે તે જાનવાળાઓને ખવડાવજો. અમે એ પણ નહિ માગીએ. સીધાસામાન-ની વ્યવસ્થા અમે કરી લીધી છે. હા, તમે રાજીખુશીથી અમારી જે ખાતર કરશો, તે અમે માથું નમાવીને સ્વીકારી લઈશું."

હોરીએ પત્ર વાંચ્યો ને તરત જ અંદર દોડતા જઈ ધનિયાને વાંચી સંભળાવ્યો. એ તો હર્ષનો માર્યો ઊછળતો હતો, પરંતુ ધનિયા કોણ જાણે શાય વિચારમાં ડૂબી ગયેલી બેસી જ રહી. એક ક્ષણ બાદ તે બોલીઃ "એ ગૌરી પટેલની સજ્જનતા છે, પરંતુ આપણેય આપણી કુળમર્યાદા સાચવવાની છે, નહિ તો દુનિયા શું કહેશે? પૈસા તો હાથનો મેલ છે. એને માટે કાંઈ કુળમર્યાદા જતાં ન કરાય. આપણાથી જે કાંઈ બનશે તે આપીને પગે લાગીશું અને ગૌરી પટેલે એ લેવું પડશે. તમે એવો જ જવાબ લખી દો. માબાપની કમાણીમાં શું દીકરીનો કશો જ હક નથી? ના, રહેવા દો, એમાં વળી લખવું'તું શું! ચાલો, હુંજ એ હજામ સાથે સંદેશો મોકલું છું."

હોરી હતબુદ્ધિ શો આંગણામાં ઊભો હતો અને ધનિયા એ ઉદારતાની પ્રતિક્રિયા કે જે ગૌરી પટેલની સજ્જનતાએ તેનામાં જાગૃત કરી હતી, તેમાં સંદેશો કહેતી હતી. પછી તેણે હજામને શેરડીનો રસ પાયો અને વિદાય કર્યો.

એ ચાલ્યો ગયો એટલે હોરી બોલ્યો; " આ તેં શું કર્યું, ધનિયા ! તારો મિજાજ તો હું આજ સુધી ન સમજી શક્યો. તું આગળ પણ ચાલે છે અને પાછળ પણ ચાલે છે. પહેલાં તો એટલા માટે મારી સાથે લડતી હતી કે કોઈનીય પાસેથી એક પૈસો કરજે ન લેશો, કશું આપવા મૂકવાની જરૂર નથી; અને હવે જ્યારે ખુદ ભગવાને ગૌરીના અંતરમાં બેસીને આ કાગળ લંખાવ્યો, ત્યારે તેં કુળમર્યાદાનો ગગડો તાણવા માંડ્યો. તારો મરમ તો ભગવાન જ જાણે ! "

ધનિયા બોલી: " મોં જોઈને બીડું અપાય; એટલુંય સમજો છો કે નહિ. તે વખતે ગૌરી પટેલ પોતાનું મોટપણ દાખવતા હતા, હવે એ સજ્જનતા દાખવી રહ્યા છે. ઈંટનો જવાબ ભલે પથ્થર હોય, પરંતુ સલામનો જવાબ તો ગાળ ન જ હોય. "

હોરીએ નાક મચકોડી કહ્યું: " તો દેખાડજે તારી સજ્જનતા. જોઉં છું, તું ક્યાંથી પૈસા કાઢે છે. "

ધનિયા આંખો ચમકાવતી બોલી: " પૈસા કાઢવા એ મારું કામ નથી, તમારું કામ છે. "

" હું તો દુલારી પાસેથી જ લાવીશ. "

" એની પાસેથી લેજો. ક્યાં બીજું કોઈ વગર વ્યાજે આપવાનું છે? જો ડૂબવું જ છે તો પછી તળાવ શું કે ગંગા શું ! "

હોરી બહાર જઈ ચલમ પીવા લાગ્યો. કેવી શાંતિથી બધું પાર પડતું હતું, પરંતુ ધનિયા જો પાર પડવા દે તો ને! જ્યારે જુઓ ત્યારે ઊલટી જ ચાલતી હોય છે. એના પર જાણે કે કોક ભૂત જ સવાર થઈ જતું હોય છે. ઘરની દશા નજરે જુએ છે, છતાં એની આંખો નથી ઊઘડતી.

# પ્રકરણ ૮ મું

ભોળાએ ફરી વાર ઘર માંડયું હતું. સ્ત્રી વિના એને જીવન નિરસ લાગતું હતું. જ્યાંસુધી ઝુનિયા હતી, ત્યાંસુધી એ એમને હુક્કોપાણી તૈયાર કરી દેતી, વખતસર ખાવા પણ બોલાવી જતી; પરંતુ હવે એ બિચારો અનાથ જેવો થઈ ગયો હતો. વહુઓને તો ઘરના કામકાજમાંથી ફુરસદ જ મળતી નહોતી, ત્યાં એની શી સેવાચાકરી કરે! તેથી હવે ફરી ઘર માંડવાનું પરમાવશ્યક બની ગયું હતું. સંયોગવશાત્ હજી હમણાં ત્રણ માસ ઉપર જ જેનો પતિ ગુજરી ગયો હતો, એવી એક જુવાન વિધવા પણ મળી ગઈ તેને એક છોકરો પણ હતો. ભોળો લલચાઈ ગયો. તરત શિકાર મારી લાવ્યો. જ્યાંસુધી નક્કી નહોતું થયું, ત્યાંસુધી એના ઘરના ઓટલા પણ એણે ઘસી નાખ્યા હતા.

અત્યારપર્યંત એના ઘરમાં જે કાંઈ હતું, તે વહુઓનું હતું. વહુઓ ઇચ્છામાં આવે તેમ વર્તતી, મરજીમાં આવે તેમ વાપરતી. જંગી જ્યારથી પોતાની પત્નીને લઈને લખનૌ ચાલ્યો ગયો હતો, ત્યારથી કામતાની વહુ જ ઘરની સ્વામિની હતી. પાંચ છ માસમાં જ તેણે ત્રીસ ચાળીસ રૂપિયાની ખાનગી મૂડી કરી લીધી હતી. શેર બશેર દૂધ-દહીં ચોરીછૂપીથી વેચી આવતી, પરંતુ હવે સ્વામિની થઈ હતી એની ઓરમાન સાસુ. એનો એવો કાબૂ વહુને નહોતો ગમતો,

પરિણામે બન્નેમાં રોજ ખટરાગ ચાલ્યા કરતો. એટલે સુધી કે એમાં ભોળા અને કામતાને પણ બોલવું પડયું હતું. ઝઘડો એટલી હદે પહોંચ્યો કે જુવારું કરવાનો પ્રસંગ આવી ગયો. અને એ નિયમ તો સનાતન કાળથી ચાલ્યો આવે છે કે જુવારું કરતી વેળાએ મારપીટ પણ જરૂર થાય. અહીં પણ એ જ નિયમનું પાલન થયું. કામતા જુવાન માણસ હતો. ભોળાનું તેના પર જે કાંઈ દબાણ હતું, તે પિતાના સંબંધે હતું; પરંતુ નવી સ્ત્રી લાવીને તેણે હવે એ હક્ક ગુમાવી દીધો હતો. વધારે નહિ તો કામતા પોતે તો એ હકનો સ્વીકાર નહોતો કરતો. તેણે ભોળાને લાતો મારી ઘરમાંથી હાંકી કાઢ્યો. ઘરની એક વસ્તુ પણ સાથે ન લેવા દીધી. ગામમાંથી પણ કોઈએ ભોળાનો પક્ષ ન કર્યો. નવા સંસારે ભોળાને બધાની દૃષ્ટિમાં હલકો પાડી દીધો હતો. ભોળા અને તેની નવી પત્નીએ રાત તો એક ઝાડ નીચે જેમ તેમ કરીને કાઢી અને સવાર થતાં જ નોખેરામ પાસે જઈને ફરિયાદ કરી. ભોળાનું ગામ પણ એમના જ સેજામાં હતું અને એ આખાય સેજાના સમ્રાટ કહો કે જે કહો તે એ જ હતા. નોખેરામને ભોળા પર તો દયા નહોતી આવી; પરંતુ એની સાથે એક રૂપાળી, રંગીલી નવજુવાન સ્ત્રીને જોતાં જ તરત જ આશ્રય આપવા તૈયાર થઈ ગયા. જ્યાં એમની ગાયો બંધાતી હતી, ત્યાં એક ઓરડી એમને રહેવા માટે કાઢી આપી. પોતાનાં ઢોરની દેખરેખ રાખવા, તેમને ઘાસદાણો દેવા એક જાણકાર માણસની એમને એકદમ જરૂર લાગવા માંડી હતી, આથી ભોળાને મહિને ત્રણ રૂપિયા રોકડા અને રોજનું બશેર અનાજ એ હિસાબે નોકર તરીકે રાખી લેવામાં આવ્યો.

નોખેરામ ટૂંકા કદના, બેવડા બાંધાના, રુક્ષ ચામડી, લાંબુ નાક અને મોટી મોટી આંખોવાળા, શ્યામ વર્ણના માનવી હતા. માથે મોટો ફેંટો બાંધતા, લાબું પહેરણ પહેરતા અને શિયાળામાં રજાઈ ઓઢીને બહાર આવજા કરતા. એમને તૈલમર્દન કરાવવું ખૂબ ગમતું, પરિણામે એમનાં કપડાં હંમેશાં મેલાં અને ચીકટાં રહેતાં. એમનું કુટુંબ બહુ

મોટું હતું. સાત ભાઈઓ અને એમનાં બાળબચ્ચાં બધાંય એમના જ આશ્રયે હતાં. તે સિવાય ખુદ એમનો પોતાનો પુત્ર અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતો હતો અને તેનો બાદશાહી ઠાઠ નિભાવતાં નોખેરામના નાકમાં દમ આવી જતો હતો. રાયસાહેબ તરફથી એમને કેવળ બાર રૂપિયા પગાર મળતો હતો, પરંતુ ઘરખરચ માસિક રૂપિયા સોનું હતું. તેથી જો કોઈ તેમના પંજામાં ફસાતું, તો એને બરોબર ખંખેર્યા વિના જવા ન દેતા. પહેલાં જ્યારે માસિક છ રૂપિયા પગાર મળતો, ત્યારે એ લોકોને આટલા બધા નહોતા લૂંટતા; પરંતુ જ્યારથી પગાર બાર રૂપિયા થયો હતો, ત્યારથી એમની તૃષ્ણા ઊલટી વધી ગઈ હતી, એટલે જ રાયસાહેબ એમના પગારમાં વધારો નહોતા કરતા.

ગામમાં સૌ કોઈ એક યા બીજા પ્રકારે તેમનાથી દબાતું, એટલે સુધી કે દાતાદીન અને ઝિંગુરીસિંહ પણ એમની ખુશામદ કરતા. માત્ર પટેશ્વરી એકલા જ તેમની સામે થવા તૈયાર થઈ જતા. નોખેરામને જો એવું અભિમાન હતું કે અમે તો બ્રાહ્મણ છીએ અને કાયસ્થોને આંગળીના ટેરવે નચાવીએ છીએ, તો પટેશ્વરીને પણ ઘમંડ હતો કે હું કાયસ્થ છું, કલમનો બાદશાહ, એ ક્ષેત્રમાં મારી સાથે હરીફાઈમાં ઊતરે એવું બીજું કોણ છે? તદુપરાંત એ જમીનદારના નોકર ન હતા, સરકારના નોકર હતા કે જેના રાજ્યમાં સૂરજ કદાપિ આથમતો જ ન હતો. નોખેરામ જો એકાદશી ઊજવતા અને પાંચ બ્રાહ્મણોને જમાડતા, તો પટેશ્વરી દરેક પૂર્ણિમાએ સત્યનારાયણની કથા સાંભળતા અને દસ બ્રાહ્મણ જમાડતા. જ્યારથી એમનો પુત્ર તલાટી નિમાયો હતો, ત્યારથી નોખેરામે પણ મનમાં ગાંઠ વાળી હતી કે પોતાનો પુત્ર જો ગમે તેમ કરીને મૅટ્રિક પાસ થઈ જાય તો એને પણ ક્યાંક સરકારી નોકરીમાં દાખલ કરી દેવો. એટલા માટે મોટા અમલદારોને ત્યાં મોસમે મોસમે ભેટના ટોપલા લઈ જાતે સલામે જતા. એક બીજી વાતમાં પટેશ્વરી એમના કરતાં આગળ વધેલા હતા. લોકો એમ માનતા કે એમણે પોતાની વિધવા ભોયણને રખાત તરીકે રાખી છે. હવે

નોખેરામને પણ પોતાની શોભામાં આ ખોટ પૂરી પાડવાની તક મળતી લાગતી હતી.

ભોળાને સાંત્વન આપતાં એ બોલ્યા: "તમે અહીં આરામથી રહો, ભોળા, કશા વાતે મૂંઝાશો નહિ. જે કાંઈ જોઈતું કરતું હોય, તે બેધડક મારી પાસેથી માંગી લેજો. તમારી ઘરવાળી માટે પણ કંઈક ને કંઈક કામ મળી રહેશે. વખારોમાં ગુણોની થપ્પી ગોઠવવી, ઉતારવી, અનાજ સાફ કરવું, ઝાટકવું, અહીં કામની ક્યાં ખોટ છે!"

ભોળાએ અરજ ગુજારી: "સરકાર, એક વાર કામતાને બોલાવીને એટલું પૂછો કે શું બાપ સાથે બેટાએ આ પ્રમાણે વર્તવું જોઈએ! ઘર મેં બંધાવ્યું, ગાયભેંસો હું લાવ્યો; હવે એણે એ બધુંય પડાવી લીધું અને અમને પહેર્યે લુગડે હાંકી કાઢ્યા. આ અન્યાય નહિ તો શું કહેવાય! અમારા તો જે ગણો તે તમે છો. તમારા દરબારમાં જ આનો ફેંસલો થવો જોઈએ."

નોખેરામે તેને સમજાવ્યો: "ભોળા, એની સાથે લડતાં તમે નહિ ફાવો. એણે જે કર્યું છે, એની સજા એને ભગવાન આપશે. બેઈમાની કરીને આજ સુધીમાં કોઈ સુખી થયું છે? સંસારમાં જો અન્યાય ન હોત, તો એ નરક શું કરવા કહેવાત. અહીં ન્યાય અને ધર્મને કોણ પૂછે છે! પરંતુ ભગવાન તો બધુંય જુએ છે. એ તો દુનિયાના અણુએ અણુએ હાલથી વાકેફ છે. તમારા મનમાં અત્યારે શું ચાલે છે, એ શું એનાથી છૂપું હશે? એટલા જ માટે તો એ અંતર્યામી કહેવાય છે. એનાથી છટકીને કોઈ ક્યાં સુધી જઈ શકશે. તમે તમારે ચૂપચાપ બેસી રહો. ભગવાનની ઇચ્છા હશે તો અહીં તમે ત્યાં કરતાં વધારે સુખી થશો."

અહીંથી ઊઠીને ભોળાએ હોરી પાસે જઈને પોતાનાં દુઃખડાં ગાયાં. હોરીએ તે સાંભળી પોતાની આપવીતી કહેવા માંડી: "છોકરાઓની તો આજકાલ વાત જ કરવા જેવી નથી રહી, ભોળાભાઈ!

મરી મરીને એમને પાળીપોષીને મોટા કરીએ અને જ્યાં જુવાન થયા નહિ કે એ જ ઊલટા આપણા દુશ્મન બની જાય છે. આ મારો જ ગોબર જુઓ. મા જોડે બાઝીને ગયો અને આજે વર્ષો વીત્યાં, ન મળે ખબર કે ન મળે અંતર, ન મળે ચિઠ્ઠી કે ન મળે કાગળ. એને મન તો જાણે માબાપ મરી પરવાર્યાં. દીકરીનાં લગન માથે આવે છે, પણ એને તો જાણે કશું લાગતું વળગતું જ નથી. ખેતર ઘરાણે મૂકીને બસો રૂપિયા ઉપાડ્યા છે. આબરૂ તો સાચવવી જ રહી ને!"

કામતાએ બાપને હાંકતાં તો હાંકી કાઢ્યો, પરંતુ હવે એને ખબર પડવા માંડી કે એ ડોસો કેટલો બધો ઉપયોગી હતો. સવારમાં વહેલા ઊઠી ઘાસદાણો નીરવાં, દૂધ દોહવાં, પછી દૂધ લઈ બજાર જવું, ત્યાંથી આવી વળી પાછાં ઘાસચારો નીરવાં, પાછું દૂધ દોહવું; એક પખવાડિયામાં તો ભાઈ ઠેં થઈ ગયા. ધણીધણિયાણી ઝઘડી પડ્યાં. બૈરીએ તો સંભળાવી દીધું કે હું કાંઈ મરી જવા માટે તમારે ત્યાં નથી આવી. કામતાને ભય લાગ્યો કે જો આ ક્યાંક ચાલી ગઈ તો તો રોટલાના પણ વાંધા પડી જશે અને હાથે ચૂલો ફૂંકવાનો વારો આવશે. છેવટે થાકીને એક નોકર રાખ્યો, પણ તેથી કાંઈ ઝાઝો ફેર ન પડ્યો. નોકર તો ઊલટો ખાનગી રીતે ચાર ને ભૂસું વેચી ખાવા લાગ્યો, એટલે એને રજા આપી. વળી પાછાં ધણીધણિયાણી બાઝ્યાં અને બૈરી રિસાઈને પિયર ચાલી ગઈ. કામતા થાકી ગયો અને હારીને ભોળા પાસે આવીને નાકલીંટી ખેંચવા લાગ્યો: "બાપા, મારી જે ભૂલ થઈ ગઈ તેની હું માફી માગું છું. હવે આવીને ઘર સંભાળો. હવેથી તમે જે રીતે રાખશો, તે રીતે રહીશ."

ભોળાને અહીં મજૂરોની જેમ રહેવું નહોતું પરવડતું. શરૂઆતના મહિના બે મહિના તેમનું જે સ્વાગત થયું હતું, તેવું હવે નહોતું થતું. નોખેરામ ક્યારેક એને ચલમ ભરવાનું યા ખાટલો પાથરવાનું પણ હવે કહેતા. તે વખતે ભોળો બિચારો ઝેરનો ઘૂંટડો પીને રહી જતો.

પોતાના ઘરમાં લડાઈ ઝઘડો હતો, પરંતુ ત્યાં કોઈની ગુલામી તો નહોતી કરવી પડતી!

તેની નવી પત્ની નોહરાએ આ પ્રસ્તાવ સાંભળ્યો એટલે એંટમાં આવીને બોલી: "જ્યાંથી એક વાર લાતો ખાઈને નીકળ્યા, ત્યાં જ પાછા જવું છે? તમને શરમ પણ નથી આવતી?"

ભોળાએ કહ્યું: "તો અહીં ક્યાં સિંહાસન પર બેઠો છું?"

નોહરાએ છણકો કરીને કહ્યું: "તો તમારે જવું હોય તો જજો, હું નથી આવવાની."

ભોળો જાણતો હતો કે નોહરા વિરોધ કરશે. એનું કારણ પણ એ થોડુંક થોડુંક જાણતો હતો, થોડુંક નજરે જોતો પણ હતો. તેનું અહીંથી નાસવાનું એક કારણ એ પણ હતું. અહીં એનો તો કોઈ ભાવ પૂછતું નહિ, જ્યારે નોહરાનો તો પડ્યો બોલ ઝિલાતો હતો. પગી અને રાવણિયા સુધ્ધાં તેનો હુકમ માથે ચડાવતા હતા. નોહરાનો જવાબ સાંભળી ભોળાને ક્રોધ ચડ્યો, પરંતુ કરે શું! નોહરાને મૂકીને એકલા ચાલ્યા જવાનું જો સાહસ તેનામાં હોત, તો નોહરા પણ જખ મારીને તેની પાછળ પાછળ આવત. એને એકલાને પોતાના આશ્રયમાં રાખવાની હિમ્મત નોખેરામમાં નહોતી. એ તો પડદા પાછળ રહીને રમત રમનારા ખેલાડી હતા. પરંતુ નોહરા ભોળાની નબળાઈને જાણી ગઈ હતી.

ભોળો તેને આજીજી કરતાં કહેવા લાગ્યો: "જો નોહરી, એવી ખોટી જીદ ન કર. હવે તો ત્યાં વહુઓ પણ નથી. બધું હવે તો તારે જ હાથ રહેવાનું છે. અહીં મજૂરી કરીએ છીએ તેથી ન્યાતજાતમાં કેટલી બદનામી થાય છે, તેનો તો જરા વિચાર કર."

નોહરાએ અંગૂઠો દાખવીને કહ્યું: "તમારે જવું હોય તો જાઓ, હું ક્યાં તમને રોકી રાખું છું. તમને દીકરાની લાતો મીઠી લાગતી હશે, મને નથી લાગતી. હું તો મારી મજૂરીમાં જ સુખી છું."

છેવટે ભોળાને રહેવું પડ્યું અને કામતા જઈને તેની પત્નીને મનાવી લાવ્યો. આ બાજુ નોહરા વિષે કાનફૂસી ચાલુ થઈ ગઈ હતી: " આજે તો નોહરાએ ગુલાબી સાડી પહેરી હતી. હવે શું પૂછવું? હવે તો રોજ નવી સાડી બદલે તો પણ કોણ ના પાડનાર છે? સૈયાં ભયે કોતવાલ, અબ ડર કાહે કા! ભોળાનીય મૂઆની આંખો ફૂટી ગઈ છે કે શું!"

શોભો ભારે મશ્કરો હતો. આખા ગામનો વિદૂષક, બલ્કે નારદ કહીએ તોપણ ચાલે. એકે એક વાતની ખબર એ રાખતો. એક દિવસ નોહરી એને ઘેર હતી. શોભાએ એની કાંઈક મશ્કરી કરી. નોહરીએ નોખેરામને ફરિયાદ કરી. શોભાને ચોરે બોલાવવામાં આવ્યો અને ત્યાં એવી તો એની ધૂળ કાઢવામાં આવી કે જિંદગીભર કોઈની મશ્કરી કરવાનું ભૂલી ગયો.

એક દિવસ લાલા પટેશ્વરીલાલનો વારો આવ્યો. ઉનાળાના દહાડા હતા. લાલા વાડીમાં બેઠા બેઠા કેરીઓ ઉતરાવતા હતા. નોહરી બનીઠનીને ત્યાંથી નીકળી. લાલાએ બૂમ પાડી: " નોહરા રાણી, જરા આમ આવો, આ થોડી કેરીઓ લેતાં જાઓ. બહુ મીઠી છે."

નોહરીને લાગ્યું કે લાલાએ મારી મશ્કરી કરી. તેને હવે ઘમંડ થવા માંડ્યો હતો. તેને થતું કે લોકો હવે તેને જ જમીનદારણ ગણે અને એ પ્રમાણે તેનું સન્માન કરે. ઘમંડી માણસો મોટે ભાગે શંકાશીલ હોય છે અને જ્યારે મનમાં ચોર હોય ત્યારે તો એ શંકાશીલપણું ખૂબ વધી જાય છે. એ મારી તરફ જોઈને કેમ હસ્યો હશે? બધા મને જોઈને શું કરવા બળતા હશે? હું ક્યાં કોઈની પાસે કશું માંગવા જાઉં છું? અને ગામમાં એવી કોણ સતી છે? જરા મારી સામે તો આવે, જોઉં તો ખરી! આટલા સમયમાં નોહરા ગામનાં ગુપ્ત રહસ્યોથી વાકેફગાર થઈ ચૂકી હતી. આ જ લાલાએ

રાખી છે તો બાયણુ અને મારી મશ્કરી કરવા આવ્યા છે! એમને કોઈ કશું નથી કહેતું. મોટા માણસ ખરા ને! નોહરી તો બિચારી રહી ગરીબ, એની તો મથરાવટી જ હલકી, એટલે બધાય એની મશ્કરી કરે! અને જેવો બાપ છે, તેવો દીકરો છે; પણ આ એમનો જ રમેશરી તો સિલિયા પાછળ ગાંડો બન્યો છે. ચમારણો જોઈને તો એ ગીધની માફક તૂટી પડે છે અને પાછા ઉપરથી કહે છે કે અમે તો ઊંચી ન્યાતના!

એણે ત્યાં જ અટકી જઈને કહ્યું: "તમે રાજા કર્ણનો અવતાર ક્યારથી થઈ ગયા, લાલા! હાથમાં આવે તો બીજાની થાળી અને રોટલા બધુંય હજમ કરી જાઓ. આજે મોટા કેરીવાળા થયા છો! મારું જો નામ દીધું તો પરિણામ સારું નહિ આવે, કહી દઉં છું."

"ઓહો! આ ભરવાડણનો આટલો મિજાજ! નોબેરામને હાથમાં રાખ્યો છે, એટલે એમ જ માની બેઠી છું કે આખીય દુનિયા પર તારું જ રાજ ચાલે છે." લાલા બોલ્યા. "તું તો એવી ચસકે છે કે જાણે કોઈને ગામમાં જ રહેવા નહિ દે. જરા મોઢું ઠેકાણે રાખીને વાત કરતાં શીખ, એટલી વારમાં જ પોતાની જાતને ભૂલી ન જઈશ."

"તો શું ક્યારેય તમારે બારણે ભીખ માંગવા આવી છું?"

"નોબેરામે આશરો આપ્યો ન હોત, તો ભીખ જ માંગતી હોત."

નોહરીને આ ટોણો તીખું મરચું થઈ પડ્યો. એણે તો મોંમાં આવ્યું તેમ બકવા માંડ્યું: "દાઢીબળ્યા, લંપટ, મૂઆ, ઉચ્છેદિયા!" અને કોણ જાણે એવું બીજું શું શું બોલી ગઈ. પછી એવી જ ક્રોધભરી પોતાની ઓરડીએ આવીને ઘરમાંથી બધાં વાસણ કાઢી કાઢીને બહાર ઢગલો કરવા મંડી.

નોખેરામે સાંભળ્યું, એટલે ગભરાતા ગભરાતા આવી પહોંચ્યા અને પૂછવા લાગ્યા: "અરે, આ બધું શું કરે છે, નોહરી? આ વાસણ ને કપડાં ને એ બધું બહાર શું કરવા કાઢે છે? કોઈએ કશું કહ્યું છે કે શું?"

નોહરીને પુરુષને નચાવવાની કળા સાધ્ય હતી. પોતાના જીવનમાં તે માત્ર આ જ એક વિદ્યા ભણી હતી. નોખેરામ ભણેલા-ગણેલા માણસ હતા, કાયદાના પણ જાણકાર હતા. ધર્મનાં પુસ્તકો પણ ઘણાં વાંચ્યાં હતાં. મોટા મોટા વકીલો અને બેરિસ્ટરોને કાન પકડાવ્યા હતા, પરંતુ આ મૂર્ખ નોહરીના હાથમાં રમકડું બની ગયા હતા. ભવાં ચડાવીને નોહરી બોલી: "કિસ્મત વાંકાં હતાં એટલે અહીં આવવું પડયું, પરંતુ તેથી હું મારી આબરૂ પર પાણી ફેરવવા નથી માગતી."

બ્રાહ્મણ સતેજ થઈ ઊઠ્યો; મૂછોને વળ દેતો બોલી ઊઠ્યો: "અરે, તારા તરફ જો કોઈ ઊંચી આંખ કરી જુએ, તો એની આંખો ખેંચી કાઢું."

નોહરીએ લોઢાને ગરમ કરી ઉપર હથોડાનો ઘા કર્યો: "આ નહિ લાલા પટેસરી, જ્યારે જુઓ ત્યારે મને જોતાં જ મનમાં ફાવે તેમ બકવા માંડે છે. હું કાંઈ બજારની બેસનારી છું, તે મને એ પૈસા દેખાડે છે! ગામમાં બીજી ઘણીય સ્ત્રીઓ છે, એમનું કેમ કોઈ નામ નથી દેતું અને જ્યારે જુઓ ત્યારે મારી જ છેડતી કર્યા કરે છે!"

નોખેરામના શીર પર ભૂત સવાર થઈ ગયું. તેમણે તેમનો મોટો ડંડો હાથમાં લીધો અને આંધીની જેમ ધૂંવાપૂંવા થતા વાડીમાં પહોંચીને બૂમો પાડવા મંડયા: "આવી જા મોટો મરદનો દીકરો હોય તો, મૂંછો જ ખેંચી કાઢીશ. અહીં જ ખાડો ખોદીને દાટી દઈશ. આવ, મારી સામે તો એક વાર આવ. હવે જો ફરીથી કોઈ વાર નોહરીનું નામ દીધું, તો લોહી જ પી જઈશ. તારી બધીય પટવારી-

ગીરી કાઢી નાખીશ. જેવો પોતે છું એવા જ બીજાને માનતો હોઇશ. તું તારા મનમાં સમજે છે શું!"

લાલા પટેશ્વરી, માથું નીચું કરી, મૂંગે મોંએ જડવત્ ઊભા હતા. તેમણે જોયું કે આજે જગાક મોં ખોલ્યું નહિ કે જિંદગીના બધાય દહાડા પૂરા થઇ જશે. એમનું આવું અપમાન જીવનમાં ક્યારેય નહોતું થયું. એક વાર લોકોએ એમને તળાવને કિનારે ઘેરી લઇને ખૂબ ફટકાર્યા હતા, પરંતુ ગામમાં કોઇએ એ વાત જાણી નહોતી. કોઇની પાસે કશી સાબિતી ન હતી, પરંતુ આજે તો આખા ગામના દેખતાં એમની ઇજ્જત ધૂળ ભેગી થઇ ગઇ હતી. હજી ગઇ કાલે જે સ્ત્રી ગામમાં આશરો શોધતી આવી હતી, તે આજે આખા ગામને દબાવતી હતી. હવે કોની હિમ્મત છે કે જે એનું નામ લઇ શકે. જ્યારે પટેશ્વરી જેવા કશું ન કરી શક્યા, તો બીજા તો વિસાતમાં જ શાના!

હવે તો નોહરી ગામની રાણી હતી. તેને આવતી જોઇ ખેડૂતો માર્ગમાંથી ખસી જતા. એ તો એક ખુલ્લું રહસ્ય હતું કે એની થોડી શી પૂજા કરવાથી નોખેરામ પાસે ગમે તેવું કામ કરાવી શકાતું. કોઇને ચોકી મૂકવી હોય, મહેસૂલ માટે મુદત માંગવી હોય, મકાન બાંધવા માટે જમીનની જરૂર હોય, તો નોહરીની પૂજા કર્યા સિવાય એનું કામ નહોતું સિદ્ધ થઇ શકતું. ક્યારેય ક્યારેક તો એ ભલભલા ખાતેદારોને પાણીછલા કરી નાખતી. અરે, ખાતેદારો જ નહિ, પરંતુ તે તો હવે કારકુનસાહેબ પર પણ રોફ મારવા લાગી હતી.

ભોળો તેનો આશ્રિત થઇને રહેવા નહોતો માગતો. બૈરીની કમાઇ ખાવી એના કરતાં વધુ અધમ એની દૃષ્ટિએ બીજું કાંઇ ન હતું. એને મહિને કુલ ત્રણ રૂપિયા મળતા, પરંતુ તે પણ તેના હાથમાં નહોતા આવતા. નોહરી બારોબાર જ તફડાવી જતી. એને તમાકુ પીવા એક પૈસો પણ ન મળે અને નોહરી રોજ બે આનાનાં

પાન ખાઈ જતી. જે જુઓ તે, એના પર જ રોફ કરતું આવતું. પટાવાળા એની પાસે ચલમ ભરાવતા, લાકડાં ચિરાવતા. બિચારો આખા દહાડાનો થાકચોપાકચો સાંજે આવતો અને બારણે ઝાડ નીચે એક તૂટેલાફૂટેલા ખાટલામાં પડી રહેતો. કોઈ એક લોટો પાણી પાનાર પણ નહોતું. બપોરના વાસી રોટલા રાતે ખાવા પડતા અને તેય મીઠું ને પાણી કે મીઠા સાથે.

અંતે હારીને તેણે ઘેર જઈ કામતા સાથે રહેવાનો નિશ્ચય કર્યો. કશુંય નહિ તો છેવટે કકડો રોટલો તો મળશે જ, તોય પોતાનું ઘર છે ને!

નોહરી બોલી: "હું ત્યાં કોઈની ગુલામી કરવા નથી આવવાની."

ભોળાએ જીવ કડવો કરીને કહ્યું: "તને આવવાનું હું ક્યાં કહું છું. હું તો મારી જવાની વાત કરું છું."

"તો તમે મને શું અહીં એકલી મૂકીને ચાલ્યા જશો? બોલતાં લાજ નથી આવતી?"

"લાજ તો બધી ધોળીને પી ગયો."

"પરંતુ હું મારી લાજ નથી પી ગઈ. તમે મને અહીં એકલી મૂકીને નહિ જઈ શકો."

"તું તારા મનની માલિક છું. પછી મારે નાહકની તારી ગુલામી શા સારુ કરવી?"

"ન્યાત ભેગી કરીને ફજેતી કરીશ, એટલું ભૂલી ન જશો."

"તો હજી ફજેત થવામાં કાંઈ બાકી રહ્યું છે? શું હજીય તું મને બનાવ્યા જ કરવા માગે છે?"

"તમે તો જાણે એવો રોફ દાખવો છો કે જાણે રોજ મને ઘરેણાં જ ન ઘડાવી આપતા હો! તો અહીં નોહરી પણ એમ કોઈથી દબાય એમ નથી."

ભોળો ચિડાઈને ઊભો થયો અને ઓશીકા આગળથી લાકડી લઈને ચાલવા માંડ્યું કે નોહરીએ દોડીને તેનો હાથ પકડ્યો. એના બળવાન પંજામાંથી ભોળાને છૂટવું મુશ્કેલ હતું. ચૂપચાપ કેદીની જેમ બેસી પડ્યો. એક જમાનો એવો પણ હતો કે જ્યારે પોતે સ્ત્રીઓને હથેળીમાં નચાવતો. આજે પોતે જ એક સ્ત્રીના કરપાશમાં બંધાયેલો હતો અને કેમે કરીને નહોતો છૂટી શકતો. હાથ છોડાવવાની કોશિશ કરીને તે પોતાની બાંધી મૂઠી ખુલ્લી કરવા નહોતો માગતો. પોતાની શક્તિનું અનુમાન તેને થઈ ગયું હતું; પરંતુ શું કરવા એ નીડર થઈને એમ નહિ કહી દે કે તું હવે મારા કામની નથી રહી. હું તારો ત્યાગ કરું છું. ન્યાત ભેગી કરવાની ધમકી આપે છે, તે ન્યાત તે શું કોઈ હાઉબાઉ છે? જો તને ન્યાતનો ડર નથી, તો પછી મારે શું કરવા ડર રાખવો?

પરંતુ આ બધા વિચારો વાણીમાં આવવાની હિમ્મત નહોતા કરી શકતા—નોહરીએ જાણે કે એના પર વશીકરણ કર્યું હતું!

# પ્રકરણ ૯ મું

લાલા પટશ્વરી પટવારી–સમુદાયના સર્વે સદ્દગુણોથી અલંકૃત હતા. એક ખાતેદાર અન્ય ખાતેદારની એક તસુ પણ ભોંય દબાવે એ એમનાથી ન જોયું જતું; તેમ ખાતેદાર કોઈ વાણિયાના પૈસા ડુબાવે એ પણ એમનાથી જોયું ન જતું. ગામના બધાય માણસોના હિતોની રક્ષા કરવી એ એમનો પરમ ધર્મ હતો. સમજૂત યા પતાવટમાં એમને શ્રદ્ધા નહોતી. એ તો નિર્જીવતાનાં લક્ષણો હતાં. એ સંઘર્ષણના ઉપાસક હતા કે જે જીવનનું લક્ષણ હતું. રાતદહાડો એ જીવનને ઉત્તેજન આપવાના પ્રયાસોમાં મશગૂલ રહેતા. એક ને એક તુક્કો લગાવ્યા જ કરતા. મંગરુ શાહ પર આજકાલ એમની વિશેષ કૃપાદૃષ્ટિ હતી. મંગરુ શાહ ગામના સૌથી ધનવાન પુરુષ હતા, પરંતુ સ્થાનિક રાજકારણમાં જરા પણ ભાગ ન લેતા. રુઆબ યા અધિકારની એમને લાલસા ન હતી. એમનું મકાન પણ ગામ બહાર હતું, જ્યાં તેમણે એક બાગ, એક કૂવો અને એક નાનું શું શિવાલય બનાવરાવ્યાં હતાં. બાળબચ્ચાંની જંજાળમાંથી મુક્ત હતા, તેથી હવે ધીરધાર પણ ઓછી કરી નાખી હતી અને ઘણો ખરો સમય પૂજાપાઠમાં જ ગાળતા. કેટલાય ખાતેદારોએ એમના પૈસા ડૂલ કર્યા હતા, પરંતુ એમણે કોઈનાય પર દાવો કે ફરિયાદ નહોતાં કર્યાં. હોરી ઉપર પણ એમના વ્યાજ અને મૂડી સહિત લગભગ દોઢસો રૂપિયા નીકળતા હતા. પરંતુ ન તો હોરીને ઋણમાંથી મુક્ત થવાની ચિંતા થતી હતી,

કે ન તો મંગરુ શાહને એ વસૂલ કરવાની ચિંતા થતી હતી. બે ચાર વાર એમણે ઉઘરાણી કરી, ધાકધમકી પણ આપી, પરંતુ હોરીની દશા જોઈને ચૂપ થઈ ગયા હતા. આ વખતે કિસ્મતનું કરવું કે હોરીની શેરડી આખા ગામમાં સૌથી સરસ હતી. વધુ નહિ તો એના બસો અઢીસો આ વખતે ઓછા થઈ જશે, એવું લોકોનું અનુમાન હતું. પટેશ્વરીલાલે મંગરુ શાહને સમજાવ્યા કે જો અત્યારે હોરી પર એ દાવો કરી દો, તો એમનું બધુંય લેણું એકસામટું વસૂલ થઈ જાય એમ હતું. મંગરુ જેટલો આળસુ હતો, એટલો દયાળુ નહોતો. કશી તકલીફમાં ઊતરવું એને ન ગમતું, પરંતુ જ્યારે પટેશ્વરીએ બધીય જવાબદારી માથે રાખી કે તેને એક દહાડોય કચેરીમાં જવું નહિ પડે, તેમ બીજું પણ કાંઈ કષ્ટ વેઠવું નહિ પડે, ઘેર બેઠાં જ હુકમનામું થઈ જશે, ત્યારે એણે દાવો દાખલ કરવાની અનુમતિ આપી અને ખરચના પૈસા પણ સાથે જ આપી દીધા. હોરીને તો સ્વપ્નામાંય નહોતું કે અહીં શું રંધાતું હતું. ક્યારે દાવો દાખલ થયો, ક્યારે હુકમનામું થયું, એની એને કશીય ખબર ન પડી. જ્યારે બેલિફ એની શેરડી લિલામ કરવા આવ્યો, ત્યારે જ એને પહેલવહેલી ખબર પડી. આખું ગામ એના ખેતરે એકઠું થઈ ગયું. હોરી મંગરુ શાહ પાસે દોડ્યો અને ધનિયા પટેશ્વરીને ગાળો દેવા મંડી. તેની સહજ બુદ્ધિએ તેને જણાવ્યું હતું કે આ બધાં કારસ્તાન પટેશ્વરીના જ હતાં; પરંતુ મંગરુ શાહ પૂજામાં હતા, તેથી મુલાકાત થઈ ન શકી અને ધનિયા ગાળોનો વરસાદ વરસાવીને પણ પટેશ્વરીનું કશું ન બગાડી શકી. બીજી બાજુ શેરડી દોઢસો રૂપિયામાં હરરાજ થઈ ગઈ અને માલ પણ રખાયો મંગરુશાહના નામ પર. કોઈ બીજું વચ્ચે બોલી જ ન શક્યું. દાતાદીનમાં પણ ધનિયાની ગાળો સાંભળવાનું સાહસ ન હતું.

ધનિયાએ હોરીને ઉત્તેજિત કરીને કહ્યું: "બેસી શું રહ્યા છો? જઈને પટવારીને પૂછતા કેમ નથી કે ગામના–ઘરના માણસોની સાથે આવો જ તારો ધરમ છે?"

હોરીએ દીનતાથી કહ્યું: "પૂછવા જેવું તેં રહેવા દીધું હોય ત્યારે ને! તારી ગાળો એમણે શું નહિ સાંભળી હોય?

"જે ગાળો ખાવા જેવું કામ કરશે, એ ગાળો ખાશે જ!"

"તારે તો ગાળો પણ દેવી છે અને ભાઈચારો પણ નિભાવવો છે?"

"જોઉં છું, મારા ખેતરમાં કોણ પગ મૂકે છે?"

"કારખાનાવાળા આવીને વાઢી જશે અને તું અને હું બંનેય મોં તાકતા જોઈ રહીશું. હા, ગાળો દઈને તારી જીભની ચળ મટાડવી હશે, તો તે થઈ શકશે."

"મારા જીવતાં મારા ખેતરનો મોલ કોઈ શું વાઢી જતું હતું?"

"હા, હા, મારા અને તારાં જીવતાં મોલ વાઢી જશે. આખું ગામ એકઠું થશે તોય એને નહિ રોકી શકે. હવે એ મોલ મારો નથી, મંગરુ શાહનો છે,"

"મંગરુ શાહ મરી મરીને જેઠના ખરા તડકે પાણી સીંચવા અને શેરડી રોપવા આવ્યો હશે?"

"તું બધું કહી ચૂકી, પરંતુ હવે એ મોલ મંગરુ શાહનો થઈ ગયો. આપણે એના દેણદાર નથી?"

શેરડી તો ગઈ, પરંતુ તે સાથે જ એક નવી સમસ્યા ઊભી થઈ. દુલારી એ જ શેરડી પર રૂપિયા ધીરવા તૈયાર થઈ હતી. હવે એ કઈ જમાન પર નાણાં ધીરે? હજી એના આગલા બસો તો ઊભા જ હતા. તેણે ધાર્યું હતું કે આ શેરડીમાંથી જૂનો હિસાબ પતી જશે, એટલે વળી નવા નામે ચાલશે. એના હિસાબે હોરીની શાખ બસો સુધીની હતી. એથી વધારે આપવામાં જોખમ હતું. લગનગાળો તો નજીક આવી પહોંચ્યો હતો. મુહૂર્ત પણ નક્કી થઈ ગયું હતું. ગૌરી પટેલે તો બધીય તૈયારીઓ કરી નાખી હશે. હવે મુહૂર્ત ફેરવવું અશકય હતું. હોરીને એવો તો ક્રોધ આવતો હતો કે જાણે જઈને

દુલારીનું ગળું જ દબાવી દે. જેટલી આજીજી-કાલાવાલા થઈ શકે, તેટલું તે કરી ચૂક્યો હતો, પરંતુ એ પથ્થરની પૂતળી જરા પણ ન પીગળી. તેણે ઊઠતાં ઊઠતાં હાથ જોડીને પણ કહી જોયું: "દુલારી, હું તમારા પૈસા ઘાલીને નાસી નહિ જાઉં, તેમ ન તો એટલો વહેલો મરી જઈશ. ખેતર છે, ઝાડપાન છે, ઘર છે, જુવાન દીકરો છે. તમારા પૈસા ખોટા નહિ થાય અને અત્યારે મારી આબરૂ જાય છે, તેને બચાવી લો." પરંતુ દુલારીએ દયાને વ્યાપાર સાથે જોડવાની ના પાડી. જો એ વ્યાપારને દયાનું રૂપ આપી શકત, તો એને કશોય વાંધો ન આવત; પરંતુ દયાને વ્યાપારનું રૂપ આપતાં એ શીખી જ નહોતી.

હોરીએ ઘેર આવી ધનિયાને કહ્યું: "હવે?"

ધનિયાએ તો ઊલટો એના ઉપર જ દિલનો ઊભરો ઠાલવ્યો: એ તો તમે ઇચ્છતા જ હતા!"

હોરીએ દુ:ખી નેત્રોથી જોયું: "વાંક બધો મારો જ છે?"

"ગમે તેનો દોષ હોય! પણ થયું તો તમારું ધાર્યું જ!"

"તારી ઇચ્છા છે કે હું ખેતર ઘરેણે મૂકું?"

"ખેતર ઘરેણે મૂકશો, તો પછી કરશો શું?"

"મજૂરી!"

પરંતુ જમીન બન્નેને એક સરખી વહાલી હતી. એના પર તો એમની આબરૂ અને ઇજ્જત જે કહો તે અવલંબિત હતાં. જમીન નથી તે ગૃહસ્થ નથી, મજૂર છે.

હોરીએ કશો જવાબ ન મળતાં પૂછ્યું: "તો હવે શું કહે છે?"

ધનિયાએ આહત કંઠે કહ્યું: "શું કહેવાનું છે! ગૌરી પટેલ જાન લઈને આવશે. એક ટંક જમાડી દેજો. સવારના દીકરીને વિદાય કરી દેજો. દુનિયા હસશે, તો ભલે હસી લે. ભગવાનની એવી

જ ઇચ્છા હશે કે અમારું નાક કપાય, આબરૂ પર પાણી ફરી વળે, તો આપણે શું કરી શકવાનાં હતાં !"

સહસા નોહરા નવી ચૂંદડી ઓઢીને સામેથી જતી નજરે પડી. હોરીને જોતાં જ એણે જરા માથા પરનો છેડો આઘો ખેંચ્યો. એની સાથેનો સંબંધ એ વેવાણનો ગણતી હતી.

ધનિયા સાથે તેનો પરિચય થઈ ચૂકયો હતો. તેણે પૂછ્યું: "કયાં ચાલ્યાં, વેવાણ ? આવો, જરા બેસો તો ખરાં ?"

નોહરી દિગ્વિજય મેળવી ચૂકી હતી અને હવે લોકમતને પોતાના પક્ષમાં લેવાનો પ્રયાસ કરી રહી હતી. તે આવીને ઊભી રહી.

ધનિયાએ તેને પગથી માથા સુધી આલોચનાભરી આંખોથી જોઈને કહ્યું: "આજે આ બાજુ કયાંથી ભૂલાં પડયાં ?"

નોહરીએ કાતર સ્વરે જવાબ આપ્યો: "આ અમસ્તી જ ! તમને બધાને મળવા ચાલી આવી. દીકરીનાં લગન કયારનાં લીધાં ?"

ધનિયા સંદિગ્ધ ભાવે બોલી: "બધું ભગવાનના હાથમાં છે, જ્યારે થાય ત્યારે ખરાં !"

"મેં તો સાંભળ્યું છે કે આ જ લગનગાળામાં થવાનાં છે. મુહૂર્ત પણ નક્કી થઈ ગયું છે ?"

"હા, તિથિ તો નક્કી થઈ ગઈ છે."

"મનેય નોતરું દેજો."

"તમારી તો દીકરી છે, તમારે વળી નોતરું કેવું ?"

"પહેરામણીનો સામાન તો બધો મંગાવી લીધો હશે. જરા હુંય જોઉં તો ખરી !"

ધનિયા અસમંજસમાં પડી કે શું જવાબ આપવો. હોરી તેની

મદદે આવ્યો: "હજી તો કશું નથી મંગાવ્યું અને મંગાવવાનુંય શું છે, કંકુની કન્યા તો કરવાની છે!"

નોહરીએ અવિશ્વાસભરી આંખો વડે જોતાં કહ્યું: "કંકુની કન્યા શું કરવા? પહેલું પેટ છે, જરા મન મોકળું મૂકીને ટાણું કરો."

હોરી હસ્યો, જાણે કે એમ કહેતો હતો કે તને તો ચારે તરફ હરિયાળી દેખાય છે; પરંતુ અહીં તો બધે સૂકું જ પડયું છે.

"નાણાની તંગી છે, એમાં મન મોકળું કયાં કરું? તમે કયાં પારકાં છો?"

"દીકરો કમાય છે, તમે હજી કમાઓ છો, તોય હજી નાણાની તંગી કહો છો? કોણ માનશે?"

"દીકરો જો લાયક હોત, તો તો આ રોદણાં જ શું કરવા રોવાં પડત. જે એક કાગળ તો લખતો નથી, એ પૈસા શું મોકલે? આ બીજું વર્ષ છે, પરંતુ એક પણ કાગળ હજી ન મળે."

એટલામાં સોના, બળદને નીરવા ઘાસનો ભારો માથે મૂકી, યૌવનને પોતાના સાડલાથી છુપાવતી, બાલિકા શી સરળ, આવી અને ભારો ત્યાં જ નાખી દઈ અંદર ઘરમાં ચાલી ગઈ.

નોહરી બોલી: "દીકરી તો હવે ઉમ્મર લાયક થઈ ગઈ છે."

ધનિયાએ કહ્યું: "દીકરી અને ઉકરડો એને વધતાં કયાં વાર લાગે છે!"

"મુરતિયો તો પસંદ કરી રાખ્યો છે ને?"

"હા, મુરતિયો તો નક્કી થઈ ગયો છે. પૈસાની જોગવાઈ થઈ ગઈ, તો તો આ જ મહિનામાં લગન કરી નાખવાં છે."

નોહરી દિલથી ભોળી હતી. અહીં આવ્યા બાદ તેણે જે થોડા પૈસા એકઠા કર્યા હતા, તે એના પેટમાં ઊછળી રહ્યા હતા. પોતે જો સોનાનાં લગન માટે થોડાં નાણાં ધીરે, તો પોતાને કેટલો બધો યશ

મળશે! આખું ગામ એને વાહવાહ કહેશે. લોકો વિસ્મય પામશે કે નોહરીએ આટલા બધા પૈસા આપ્યા! ખરી દયાળુ છે! હોરી અને ધનિયા ઘેરઘેર જઈ પોતાનાં વખાણ કરશે! ગામમાં પોતાનું માન કેટલું બધું વધી જશે! પોતાના તરફ આંગળી કરનારનું એ મોં જ તોડી લેશે. પછી કોની મજાલ છે કે એના તરફ હસે યા તેનું નામ દે. અત્યારે તો ગામ આખું પોતાનું દુશ્મન છે. પછી તો એ જ આખું ગામ પોતાનું હિતૈષી થઈ જશે. એ કલ્પનાથી એનું મુખ ખીલી ઊઠ્યું.

"થોડા ઘણાથી ચાલતું હોય, તો મારી પાસેથી લઈ લો, જ્યારે હાથમાં પૈસા આવે, ત્યારે આપી દેજો."

હોરી અને ધનિયા બન્નેય એના તરફ જોઈ રહ્યાં. ના, નોહરી મશ્કરી તો નહોતી કરતી. બન્નેની આંખોમાં આશ્ચર્ય હતું, કૃતજ્ઞતા હતી, સંદેહ હતો અને લજ્જા પણ હતી. બન્નેને થયું કે લોકો માને છે, એટલી નોહરી ખરાબ નથી.

નોહરી પછી બોલી: "તમારી અને અમારી આબરૂ તો એક કહેવાય. તમારી મશ્કરી થાય, એ શું મારી મશ્કરી થઈ ન કહેવાય! ગમે તે રીતે થયું, પરંતુ હવે તો તમે અમારા વેવાઈ કહેવાઓ."

હોરીએ સંકોચ અનુભવતાં કહ્યું: "તમારા પૈસા તો ઘરમાં જ છે, જ્યારે જરૂર પડશે ત્યારે આવીને લઈ જઈશ. માણસ પોતાનાંનો જ ભરોસો ધરાવે છે, પરંતુ જો બહારથી જ પૈસાની વ્યવસ્થા થઈ જતી હોય, તો ઘરનાને અડકવાની જરૂર નથી."

ધનિયાએ અનુમોદન આપ્યું: "હા, બીજું શું?"

નોહરીએ પોતાપણું દાખવ્યું: "જો ઘરમાં જ પૈસા હોય, તો પછી બહાર શું કરવા હાથ લાંબો કરવો! એક તો વ્યાજ આપવું પડે, ઉપરથી કાગળનો ખરચ, સાક્ષીની મુસીબત, દસ્તૂરી આપો અને ખુશામદ કરો. હા, મારા રૂપિયાથી તમે અભડાઈ જતાં હો, તો વાત જુદી છે."

હોરીએ વાત ફેરવી: "ના, ના, નોહરા! જ્યાંસુધી ઘરના પૈસાથી કામ પાર પડતું હોય, ત્યાંસુધી બહાર શું કરવા હાથ લંબાવવો પડે, પરંતુ આ તો અંદરઅંદરનો મામલો કહેવાય. ખેતીવાડીનો કાંઈ ભરોંસો નહિ. તમારે ઓચિંતી જ પૈસાની જરૂર પડે અને અમે તરત રૂપિયા આપી ન શકીએ, તો તમનેય ખોટું લાગે અને અમારે પણ વિમાસણમાં આવી પડવું પડે. તેથી એમ કહેતો હતો, નહિ તો દીકરી તો તમારી જ છે ને!"

"મારે હમણાં પૈસાની એટલી બધી ઉતાવળ નથી."

"તો તમારી પાસેથી જ લઈશું. કન્યાદાનનું ફળ શું કરવા બહાર જવા દેવું!"

"કેટલા પૈસા જોઈશે?"

"તમે કેટલા આપી શકશો?"

"સોથી કામ ચાલશે?"

હોરી લલચાયો. ભગવાન જ્યારે છાપરું ફાડીને રૂપિયા આપતો હતો, તો પછી જેટલા લેવાય, એટલા શું કરવા ન લેવા!

"સોથીય ચાલે અને પાંચસોથીય ચાલે. એ તો જેવી સગવડ!"

"મારી પાસે કુલ બસો રૂપિયા છે, એ હું તમને આપીશ."

"તો તો એટલામાં ખૂબ આરામથી કામ પતી જશે. દાણા તો ઘરમાં છે; પરંતુ. વેવાણ, આજ તમને કહું છું, હું તમને આવાં લક્ષ્મી નહોતો માનતો. આ જમાનામાં કોણ કોને મદદ કરે છે, અને કોની પાસે હોય છે પણ! તમે મને ડૂબતો બચાવી લીધો."

દીવાબત્તીની વેળા થઈ ગઈ હતી. ટાઢ પડવા માંડી હતી. ધરતીએ નીલી ચાદર ઓઢી લીધી હતી. ધનિયા અંદર જઈને સગડી લઈ આવી. બધા તાપવા લાગ્યાં. પરાળના પ્રકાશમાં છબીલી, રંગીલી, કુલટા નોહરા તેમની સમક્ષ દેવીરૂપે બેઠી હતી. તે સમયે એમની

આંખોમાં કેટલી સહૃદયતા હતી, કપોલો પર કેટલી લજ્જા, ઓઠ પર કેટલી સત્પ્રેરણા !

થોડી વાર આડીઅવળી વાતો કર્યા બાદ નોહરી ઊઠીને ઊભી થઈ અને એમ કહેતી ઘેર જવા તૈયાર થઈ: "હવે મોડું થાય છે, કાલે તમે આવીને રૂપિયા લઈ જજો, પટેલ !"

"ચાલો, હું તમને મૂકી જાઉં."

"ના, ના, તમે બેસો, હું ચાલી જઈશ."

"મનમાં તો એવું થાય છે કે તમને ખભે બેસાડીને પહોંચાડી જાઉં."

નોખેરામની ખડકી ગામને સામે છેડે હતી અને ગામ બહારથી જવાનો રસ્તો સીધો ને સાફ હતો. બન્ને એ જ રસ્તે ચાલ્યાં. અત્યારે ચારે તરફ નિસ્તબ્ધતા છવાયેલી હતી.

નોહરી બોલી: "જરા તમારા વેવાઈને બે અક્ષર કેમ નથી કહેતા ? શું કરવા બધા સાથે લડતા ફરે છે ? જ્યારે એમની વચ્ચે જ રહેવાનું છે, તો પછી એવી રીતે રહેવું જોઈએ કે ચાર માણસ આપણાં થઈ જાય. અને આ તો ઊલટા બધા સાથે લડાઈ—ઝઘડા કરતા ફરે છે. તમે મને ઓઝલમાં તો રાખી શકતા નથી, મારે બધાની મજૂરી કરવી પડે છે, તો પછી હું કોઈની જોડે હસું નહિ કે બોલું નહિ, કોઈ મારી તરફ જુએ નહિ–હસે નહિ, એવું ક્યાંથી બની શકે? એ બધું તો ઓઝલમાં રહેતાં હોઈએ તો બને. તમે જ કહો, કોઈ મારી તરફ જુએ કે હસે, તો હું શું કરી શકું ? મારાથી કાંઈ એની આંખો ઓછી જ ફોડી નાખી શકાય છે ! તદુપરાંત બધા સાથે મીઠાશથી વર્તવાથી સો કામ કાઢી શકાય. એ તો સમય જોઈને વર્તવું જોઈએ. તમારે ઘેર હાથી ઝૂલતા, પરંતુ અત્યારે એ તમારે શા કામના ! હવે તો તમે ત્રણ રૂપિયાના મજૂર છો. મારે ઘેર પણ સો ભેંસો હતી, પરંતુ હવે હું પણ એક મજૂરણ છું; પરંતુ

એ તો કશું સમજતા જ નથી. ક્યારેક છોકરાઓ જોડે જઈને રહેવાનો વિચાર કરે છે, તો ક્યારેક વળી લખનૌ ચાલ્યા જવાના મનસૂબા બાંધે છે. હવે તો મારા નાકમાં દમ આવી ગયો છે."

હોરીએ જરા મસ્કો લગાવ્યો: "એ તો ભોળાની જ નાદાની કહેવાય. ઘરડા થયા. હવે એમણે સમજવું જોઈએ. હું એમને કહીશ."

"તો સવારે જરૂરથી આવી જજો અને પૈસા લઈ જજો."

"કાંઈક લખાણબખાણ . . ."

"તમે મારા રૂપિયા ઘાલી નહિ જાઓ, એટલો મને ભરોંસો છે."

નોહરાનું ઘર આવી ગયું. એ અંદર ચાલી ગઈ. હોરી ઘેર પાછો ફર્યો.

# પ્રકરણ ૧૦ મું

**શહેરમાં** પાછા ફર્યા બાદ ગોબરને માલૂમ પડ્યું કે જે સ્થાને પોતે ખૂમચો લઈને બેસતો હતો, ત્યાં એક બીજો ખૂમચાવાળો હવે બેસતો હતો અને બધા ગ્રાહકો પણ ગોબરને ભૂલી ગયા હતા. પોતાનું એ ઘર પણ હવે તેને પિંજરા જેવું લાગતું હતું. ઝુનિયા તેમાં એકલી બેઠી બેઠી રડ્યા કરતી. છોકરો આખો દહાડો આંગણામાં યા બારણામાં રમ્યા કરવાને ટેવાયેલો હતો; પરંતુ અહીં તો તેને રમવા માટે જગ્યા જ નહોતી. ક્યાં જાય? બારણા આગળ મહામુશ્કેલીએ એક ગજ જેટલો પહોળો રસ્તો હતો. ચોવીસે કલાક દુર્ગંધ ઊડ્યા કરતી. ઉનાળામાં બહાર ક્યાંય બેસાય યા આડા પડાય એવી જગ્યા નહોતી. પરિણામે બચ્ચુ ઝુનિયાથી એક ક્ષણ માટે પણ વેગળો થતો ન હતો. અને જ્યારે કશું રમવાનું જ ન હોય ત્યારે તે આખો દિવસ ખા ખા કરવા સિવાય અને દૂધ પીવા સિવાય બીજું શું કરે? ઘેર તો ક્યારેક ધનિયા રમાડતી, ક્યારેક રૂપા, ક્યારેક સોના, ક્યારેક હોરી, તો ક્યારેક પૂનિયા. અહીં તો એકલી ઝુનિયા જ હતી અને તેને પણ હવે ઘરનું બધુંય કામ કરવાનું હતું.

અને ગોબર જુવાનીના નશામાં મસ્ત હતો. તેની અતૃપ્ત લાલસાઓ વિષયભોગના સાગરમાં ડૂબી જવા માગતી હતી. કોઈ પણ કામમાં તેનું દિલ ચોંટતું નહોતું. ખૂમચો લઈને જતો, તો એકાદ કલાકમાં જ પાછો ચાલ્યો આવતો. મનોરંજનનું બીજું કોઈ સાધન

ન હતું. પાડોશના મજૂરો અને એક્કાવાળા આખી રાતની રાત જૂગાર ખેલ્યા કરતા. પહેલાં ગોબર પણ ખૂબ ખેલતો, પરંતુ હવે તેને માટે કેવળ એક જ મનોરંજનની વસ્તુ હતી અને તે ઝુનિયા સાથે હાસ્યવિલાસ. પરિણામે થોડા જ વખતમાં ઝુનિયા આ પ્રકારના જીવનથી કંટાળી ગઈ. એ ઇચ્છતી કે ક્યાંક એકાંતમાં જઈને બેસું, ખૂબ નિશ્ચિંત મને આડી પડું, સૂઈ જાઉં; પરંતુ એવું એકાંત ક્યાંય મળતું નહોતું. તેને હવે ગોબર પર ક્રોધ આવતો હતો. તેણે શહેરના જીવનનું એવું તો મોહક ચિત્ર દોર્યું હતું અને અહીં તો આ અંધાર કોટડી સિવાય બીજું કશુંય નહોતું. બચ્ચુ પર પણ હવે એ ખૂબ ચિડાતી. ક્યારેક ક્યારેક તો એ એને મારીને બહાર કાઢી મૂકતી અને અંદરથી બારણાં બંધ કરી દેતી. બાળક રોતાં રોતાં બેહોશ જેવું થઈ જતું.

તેની આ બધી આપત્તિનું કારણ એ હતું કે તે હવે પુનઃ સગર્ભા થઈ હતી. આગળ પાછળ કોઈ મળે નહિ. આખો દહાડો માથું દુઃખ્યા કરતું. ખાવા પ્રત્યે પણ અરુચિ થઈ ગઈ હતી. તંદ્રા તો એવી આવતી કે જઈને એક ખૂણામાં ચૂપચાપ પડી રહે. કોઈ પોતાની સાથે બોલે નહિ કે ચાલે નહિ, પરંતુ ગોબરનો નિષ્ઠુર પ્રેમ સ્વાગત માટે હંમેશાં દ્વાર ઠોકયા કરતો. સ્તનમાં દૂધનું નામ નહોતું રહ્યું, છતાં બચ્ચુ છાતીએથી છૂટતો જ નહિ. દેહ સાથે એનું મન પણ દુર્બળ થઈ ગયું હતું. એ જે નિશ્ચય કરતી, તે જરા આગ્રહ થતાં તોડી નાખતી. તે સૂઈ રહી હોય અને બચ્ચુ આવી જબરજસ્તીથી તેની છાતીએ વળગતો અને સ્તન મોંમાં લઈને ચૂસવા મંડતો. તે હવે બે વર્ષનો થઈ ગયો હતો. ખૂબ તીક્ષ્ણ દાંત ઊગ્યા હતા. મોંમાં દૂધ ન આવતું, એટલે એ ગુસ્સે થઈ સ્તનને દાંત વડે બચકાં ભરી લેતો. પરંતુ ઝુનિયામાં હવે એટલી પણ શક્તિ નહોતી રહી કે એને છાતીએથી દૂર કરે. તેને હંમેશાં મોત નજર સામે ઊભેલું દેખાતું. પતિ યા પુત્ર, કોઇનાય પ્રત્યે એને સ્નેહ ન હતો. બધાં સ્વાર્થનાં

સગાં હતાં. વર્ષાઋતુમાં જ્યારે બચુને ઝાડા થઈ ગયા અને તેણે ધાવવું છોડી દીધું, ત્યારે ઝુનિયાને જાણે એક આપત્તિ ઓછી થયાનો અનુભવ થયો; પરંતુ જ્યારે એક અઠવાડિયામાં જ બચુ ગુજરી ગયો, ત્યારે એની સ્મૃતિ પુત્રસ્નેહથી સજીવ થઈને પુનઃ તેને રડાવવા લાગી.

અને જ્યારે ગોબર બાળકના મરણના એક સપ્તાહ બાદ જ પુનઃ આગ્રહ કરવા મંડ્યો, ત્યારે તેણે ક્રોધથી સળગી જઈને કહ્યું: "તમે તે કેવા પશુ જેવા છો ?"

ઝુનિયાને હવે બાળકની સ્મૃતિ બાળક કરતાં પણ વધુ પ્રિય હતી. બાળક જ્યાંસુધી જીવતું હતું અને તે જેટલું એનાથી સુખ પામતી હતી, તેના કરતાં અનેકગણું કષ્ટ અત્યારે તે અનુભવતી હતી. હવે બાળક એના મનમાં ઘર કરી બેઠું હતું. શાંત, સ્થિર, સુશીલ, સુહાસ્ય! તેની કલ્પનામાં હવે વેદનામય આનંદ હતો કે જેમાં એક પણ કાળી છાયાની રેખા ન હતી. બહારવાળું બાળક અંદરવાળા બાળકનું પ્રતિબિંબ માત્ર હતું. પ્રતિબિંબ નજર સમક્ષ નહોતું કે જે અસત્ય હતું, અસ્થિર હતું. સત્ય રૂપ તો એની અંદર હતું, જે તેની આશાઓ અને શુભેચ્છાઓથી સજીવ હતું. દૂધને સ્થાને તે એને પોતાનું રક્ત પાઈને મોટું કરી રહી હતી, તેને હવે એ અંધારી કોટડી અને દુર્ગંધભરી હવા અને બેય વેળાએ તાપમાં શેકાવું, એ બધી વાતોનું જાણે જ્ઞાન જ નહોતું રહ્યું. એ સ્મૃતિ જાણે કે એની અંદર બેસીને એને શક્તિ પ્રદાન કરી રહી હતી. જીવતેજીવતાં જે એના જીવનને ભારરૂપ લાગ્યો હતો, તે હવે એના પ્રાણમાં સમાઈ ગયો હતો. તેની સારીય મમતા અંદર જઈને બહારથી ઉદાસ થઈ ગઈ હતી. ગોબર વહેલો આવતો યા મોડો, રુચિપૂર્વક ભોજન કરે છે યા નહિ, પ્રસન્ન છે કે ઉદાસ, તેની હવે તેને જરા પણ ચિંતા ન હતી. ગોબર શું કમાય છે અને શું વાપરે છે, તેની પણ હવે એને પરવા ન હતી. એનું જીવન જે કાંઈ હતું, તે અંદર હતું; બહાર તો એ કેવળ નિર્જીવ યંત્ર જ હતી.

તેના શોકમાં ભાગ લઈને, તેના આંતર્જીવનમાં દાખલ થઈને, ગોબર એની સમીપ જઈ શકત, તેના જીવનનું એક અંગ બની શકત, પરંતુ તે તો તેના બાહ્યજીવનના સૂકા તટ પર આવીને જ તરસ્યો પાછો ચાલ્યો જતો.

એક દિવસ તેણે રુક્ષ સ્વરે કહ્યું: "તો હવે બચુના નામને ક્યાં સુધી રોયા કરીશ? ચાર પાંચ મહિના તો થઈ ગયા!"

ઝુનિયાએ દીર્ઘ નિશ્વાસ મૂકતાં જવાબ આપ્યો: "તમે મારું દુઃખ નહિ સમજી શકો. તમે તમારું સંભાળો. હું જેવી છું, એવી જ મને પડી રહેવા દો."

"તો શું તું રોયા કરીશ તેથી બચુ પાછો આવશે?"

ઝુનિયા પાસે આનો કશો જવાબ ન હતો. તે ઊભી થઈ અને તપેલીમાં બટાટા મૂકી ચૂલે બાફવા બેઠી. ગોબર આવો પાષાણ હૃદયનો હશે એવું તેણે નહોતું માન્યું.

આ નિષ્ઠુરતાએ બચુને તેના મનમાં ઊલટો વધારે સજીવ કરી દીધો. બચુ પોતાનો એકલીનો જ હતો, એમાં કોઈનો હિસ્સો નથી— કોઈનોય હિસ્સો નથી. અત્યાર પર્યંત બચુ કંઈક અંશે તેના હૃદયની બહાર પણ હતો, ગોબરના હૃદયમાં પણ એની કાંઈક જ્યોત હતી; પરંતુ હવેથી સંપૂર્ણરૂપે તે તેનો એકલીનો જ હતો.

ગોબરે ખૂમચો ફેરવવો બંધ કરી, ખાંડના કારખાનામાં જવા માંડ્યું હતું. શ્રીયુત ખન્નાએ પહેલી મિલમાં સારો લાભ જોઈ, હાલમાં જ આ નવી મિલ ચાલુ કરી હતી. ગોબરને ત્યાં વહેલી સવારે જવું પડતું અને આખા દહાડાની સખ્ત મજૂરી બાદ જ્યારે સાંજે તે ઘેર પાછો ફરતો, ત્યારે તે લોથપોથ થઈ જતો. વાત કરવાના પણ તેનામાં હોશ ન રહેતા. ઘેર પણ તેને અહીં કરતાં ઓછી મહેનત નહોતી કરવી પડતી, પરંતુ ત્યાં તેને જરા પણ થાક લાગતો નહોતો. વચ્ચે વચ્ચે તે ઠઠ્ઠા મશ્કરી પણ કરી લેતો. તદુપરાંત એ ખુલ્લા મેદાનમાં, ઉન્મુક્ત આકાશ નીચે, જાણે કે બાકીની ક્ષતિ પૂરી થઈ

જતી. ત્યાં એનો દેહ ચાહે તેટલી મજૂરી કરે, પરંતુ એનું મન સ્વચ્છંદ રહેતું. અહીં એટલી શારીરિક મહેનત ન હોવા છતાં પણ જાણે એ કોલાહલ, એ ગતિ અને એ તોફાની અવાજોનો બોજો એના પર લાદેલો જ રહ્યા કરતો. મનમાં એ ભય પણ સદાકાળ રહ્યા કરતો કે કોણ જાણે ક્યારે અહીંથી રજા પણ મળી જાય. બધાય શ્રમજીવીઓની આવી જ દશા હતી. બધાય તાડી યા શરાબનો આશ્રય લઈ પોતાના શારીરિક થાક અને માનસિક અવસાદને ડુબાવી રાખતા. ગોબરને પણ ધીરે ધીરે શરાબનો ચસકો પડ્યો. ઘેર આવતો, ત્યારે નશામાં મસ્ત અને તે પણ પહોર રાત વીત્યે અને આવીને પણ કોઈને કોઈ બહાનું શોધીને ઝુનિયાને ગાળો દેતો, ઘરમાંથી કાઢી મૂકવા તત્પર થતો અને ક્યારેક ક્યારેક મારતો પણ ખરો.

ઝુનિયાને હવે એવી શંકા આવવા માંડી હતી કે પોતે પરિણીત પત્ની નહોતી, તેથી જ પોતાનું આવું અપમાન થતું હતું; નહિ તો ગોબરની મજાલ નહોતી કે તે પોતાની સાથે આ પ્રમાણે વર્તે. ન્યાત એનો દંડ કરત, હોકોપાણી બંધ કરી દેત. પોતે કેવડી મોટી ભૂલ કરી હતી કે આવા કપટી સાથે ઘેરથી નાસી નીકળી. આખી દુનિયામાં મશ્કરી પણ થઈ અને હાથમાં પણ કશું ન આવ્યું. તે હવે ગોબરને પોતાનો દુશ્મન માનવા લાગી. ન તો એના ખાધાપીધાની પરવા રાખતી, કે ન તો પોતાના ખાધાપીધાની. જ્યારે ગોબર એને મારતો ત્યારે તેના પર એને એવો તો ક્રોધ આવતો કે જાણે છરી લઈને એનું ગળું કાપી નાખે! પ્રસૂતિનો સમય જેમ જેમ નજદીક આવતો જતો હતો, તેમ તેમ તેની ચિંતા વધતી જતી હતી. આ ઘરમાં તો પોતે મરી જ જશે. કોણ એની દેખરેખ રાખશે, કોણ એની સારવાર કરશે? અને જો ગોબર આ પ્રમાણે રોજ મારપીટ ચાલુ રાખશે, તો તો પોતાનું જીવન નરક સમાન જ થઈ જશે.

એક દિવસ એ નળે પાણી ભરવા ગઈ, ત્યારે પાડોશની એક સ્ત્રીએ પૂછયું: "કેટલા મહિના થયા?"

ઝુનિયાએ લેવાઈ જતાં જણાવ્યું: "શી ખબર દીદી, મેં તો કશી ગણતરી રાખી નથી."

એ સ્ત્રી બેવડા બાંધાની, કાળીમેશ, મોટી, કુરૂપ અને મોટાં મોટાં સ્તનોવાળી હતી. એનો ધણી એક્કો હાંકતો હતો અને એ પોતે લાકડાંની દુકાન ચલાવતી હતી. ઝુનિયા કેટલીય વાર એની દુકાનેથી લાકડાં ખરીદી લાવી હતી. આટલો જ એમનો પરિચય હતો.

એ સ્ત્રીએ સ્મિત કરતાં કહ્યું: "મને તો લાગે છે કે પૂરા દહાડા થઈ ગયા છે. હવે તો સવારસાંજ જેવું છે. કોઈ દાઈબાઈને કહી રાખ્યું છે કે નહિ?"

ઝુનિયાએ ભયાતુર સ્વરે કહ્યું: "હું તો અહીં કોઈનેય ઓળખતી નથી."

"તે તારો ધણી એવો કેવો છે? એ શું કાનમાં પૂમડાં ઘાલીને બેઠો છે?"

"એમને મારી ક્યાં કશી પડી છે?"

"હા, દેખાય છે તો એવું જ! તું તો ખાટલામાં હોઈશ, પછી ઘરની સંભાળ રાખનાર તો કોક જોઈશેને! સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી, કોઈ છે કે નહિ? કોઈને બોલાવવાં હતાં ને!"

"મારે માટે તો બધાંય મરી ગયાં છે."

એ પાણી લઈને વાસણ માંજવા બેઠી, ત્યારે પ્રસવની શંકાથી તેનું હૃદય ધડકી રહ્યું હતું. તેને વિચાર આવ્યો: "કેવી રીતે બધું પાર પડશે? ભગવાન! ઉંહ! આ એટલું જ થશે કે હું મરી જઈશ. સારું, આ બધી ઉપાધિમાંથી તો છૂટી જઈશ."

સાંજે તેને પેટમાં દુ:ખાવો ઊપડ્યો. તે સમજી ગઈ કે વિપત્તિની ઘડી આવી પહોંચી. એક હાથે પેટ દબાવી, પસીનાથી તરબોળ અવસ્થામાં, તેણે ઊઠીને ચૂલો સળગાવ્યો, ખીચડી મૂકી અને દરદથી વ્યાકુળ થઈને ત્યાં જ ભોંય પર સૂઈ ગઈ. રાતના લગભગ દસેક વાગે

ગોબર ઘેર આવ્યો, તેય તાડીની દુર્ગંધ ઉડાડતો. લથડતી જીભે તે ઉરાંગઉટાંગ બકતો હતોઃ "હું કોઈની પરવા રાખતો નથી. જેને સો વાર ગરજ હોય તે રહે, નહિ તો ચાલવા માંડે. હું કોઈનોય દાબ નથી સહેવાનો. મેં મારા માબાપનો દાબ નથી સહ્યો, તો બીજાું તો કોણ હિસાબમાં! જમાદાર આંખો કાઢે છે. અહીં એવી કોઈનીય બીકથી ડરનારા નથી. લોકોએ પકડી ન લીધો હોત, તો આજે તો એનો ટોટો જ પીસી નાખત, ટોટો! કાલે બેટમજીને જોઈ લઈશ. આ બહુ કરશે તો ફાંસી દેશે, પણ એક વાર તો બતાવી દઈશ કે મરદના દીકરા કેવા હોય છે. હસતો, મૂછોને વળ દેતો, અક્કડ બની ફાંસીના તખતા પર ચઢું નહિ તો મારું નામ નહિ. રાંડની જાત કેટલી બેવફા હોય છે? ખીચડી બાફવા મૂકી દીધી અને આ ટાંટિયા પહોળા કરીને સૂઈ રહી. પછી ભલે કોઈ ખાય યા ન ખાય એની જાણે બલા! પોતે તો આરામથી ફૂલકા રોટલીઓ ઉડાવે છે અને મારે માટે ખીચડીનું બાફણું! ઠીક, તારાથી પણ સતાવાય એટલો સતાવી લે. આ બધું જોનારો ભગવાન તને જરૂર એનો બદલો દેશે."

તેણે ઝુનિયાને જગાડી નહિ તેમ કશું બોલ્યો પણ નહિ. ચૂપચાપ થાળીમાં ખીચડી ઠારી અને બે ચાર કોળિયા ખાઈ બહાર વરંડામાં જઈને સૂઈ રહ્યો. પાછલા પહોરે એને ટાઢ વાવા લાગી. તે ઊઠીને ઓરડીમાં કામળો લેવા ગયો, તો તેને કાને ઝુનિયાનો કાંસવાનો અવાજ પડ્યો.

તેનો નશો તો ઊતરી ગયો હતો. તેણે પૂછ્યુંઃ "કેમ છે, ઝુનિયા? કાંઈ દરદ થાય છે?"

"હા, પેટમાં સખત દુઃખાવો થાય છે."

"તો તેં પહેલેથી કેમ ન કહ્યું? હવે અત્યારે ક્યાં જાઉં?"

"કહુંય કોને?"

"હું શું મરી ગયો હતો?"

" તમને હું મરું કે જીવું એની ક્યાં પડી છે ? "

ગોબર ગભરાયો. અત્યારે દાઈને શોધવા ક્યાં જવું ? અને આટલી રાતે એ આવેય શાની ? ઘરમાં કશું છે પણ નહિ. ડાકણે પહેલેથી જણાવ્યું હોત, તો કોકની પાસેથી બે ચાર રૂપિયા પણ માગીને લાવી રાખત. આ જ હાથમાં સો પચાસ રૂપિયા પડી રહેતા, ચાર માણસો ઊલટાના મારી ખુશામદ કરતા. આ કુલક્ષણીનાં પગલાં થતાં જ જાણે લક્ષ્મી રિસાઈ ગઈ. પાઈપાઈ માટે મોહતાજ થઈ ગયો.

સહસા કોકે બહારથી બૂમ પાડીઃ " આ કોણ—તમારી ઘરવાળી પીડાય છે ? દુઃખાવો ઊપડ્યો છે કે શું ? "

ઝુનિયાને સવારમાં જે સ્ત્રી સાથે વાતચીત થઈ હતી, તે જ આ સ્ત્રી હતી. એ ઘોડાને દાણા મૂકવા ઊઠી હતી. ઝુનિયાનો કાંસવાનો અવાજ સાંભળીને ખબર કાઢવા આવી હતી.

ગોબરે બારણા આગળ જઈને કહ્યું: " પેટમાં દુઃખે છે. તરફડિયાં મારે છે. આટલામાં કોઈ દાઈ હશે ? "

" એ તો હું આજે એને જોતાં વેંત જ સમજી ગઈ હતી. દાઈ તો કચ્ચી સરાયમાં રહે છે. જાઓ, દોડતા જઈને બોલાવી લાવો. કહેજો કે જલ્દી ચાલ. ત્યાંસુધી હું અહીં બેઠી છું. "

" મેં તો કચ્ચી સરાય જોઈ નથી, ક્યાં આવી ? "

" વારું, તમે એને પંખો નાખજો, હું જ જઈને બોલાવી લાવું છું. આટલા જ સારુ લોકોમાં કહેવત પડી છે કે અનાડી માણસ કશા કામનો નહિ. પૂરા દહાડા અને તોય દાઈના ઠેકાણાની ખબર નહિ ! "

એમ કહેતી એ ચાલી નીકળી. એને મોઢે તો લોકો એને ચુહિયા ( ઉંદરડી ) કહેતા. એનું નામ પણ એ જ હતું; પરંતુ એની પીઠ પાછળ બધાં એને 'ભાદરવાની ભેંશ' કહેતાં. પણ જો કોઈને એ નામ દેતાં સાંભળી જતી, તો એની સાત પેઢી યાદ કરાવતી.

ગોબરને બેઠે દસ મિનિટ પણ નહિ વીતી હોય કે એ પાછી ફરી અને બોલી: "હવે સંસારમાં ગરીબોને માટે આશરો જ નથી રહ્યો. રાંડ કહે છે કે પાંચ રૂપિયા લઈશ, હા પાડતાં હો તો આવું અને પછી રોજના આઠ આના. બારમે દહાડે એક સાડલો. મેં કહ્યું: 'બાળ તારું મોં અને પડ જઈને ચૂલામાં! અરે, હું બધુંય પાર પાડીશ. બાર છોકરાંની મા એમ ને એમ નથી થઈ. તમે બહાર આવો ગોબરધન, એ તો હું બધું કરી લઈશ. જરૂર પડ્યે માણસ જ માણસના કામ આવે છે. ચાર છોકરાં જણાવ્યાં તેમાં મોટી દાયણ થઈ બેઠી!"

એ અંદર જઈ ઝુનિયા પાસે બેઠી અને માથું પોતાની જાંઘ પર મૂકી, તેના પેટ પર હાથ ફેરવતી બોલી: "હું તો તને જોતાં જ સમજી ગઈ હતી. ખરું પૂછ, તો એ ચિંતામાં તો મને આજે ઊંઘ પણ નહોતી આવી. અહીં તારું કોણ સગું છે?"

ઝુનિયાએ દાંત દબાવી દરદના માર્યાં મોંએથી 'સી' કહેતાં કહ્યું: "હવે હું નહિ બચું, દીદી. હાય! હું તો ભગવાન પાસે માગવા-ય નહોતી ગઈ. એકને પાળીપોષીને મોટો કર્યો. એને તેં છીનવી લીધો, તો પછી આનું શું કામ હતું? હું જો મરી જાઉં મારી મા, તો તમે મારા બાળકની સંભાળ લેજો અને એને મોટો કરજો. ભગવાન તમારું ભલું કરશે."

ચુહિયા મમતાપૂર્વક તેના કેશ સમારતી બોલી: "ધીરજ રાખ બેટા, ધીરજ રાખ. હમણાં જોતજોતામાં દરદ ઓછું થઈ જશે. તેંય જાણે કે મોંઢે થીગડું જ સીવી લીધું હતું. આમાં વળી શરમાવાની કઈ વાત હતી! મને કહ્યું હોત તો હું મૌલવી સાહેબ પાસેથી તાવીજ લાવી આપત. આ નહિ પેલા મિરજાજી, જે આજ ડહેલામાં રહે છે!"

ત્યારબાદ ઝુનિયાને કશા હોશ ન રહ્યા. નવ વાગે સવારે તે હોશમાં આવી અને જોયું તો ચુહિયા બાળકને લઈને બેઠી હતી

અને પોતે ચોખ્ખો સાડલો પહેરીને સૂતી હતી. તે એટલી બધી અશક્ત થઈ ગઈ હતી કે જાણે દેહમાં લોહી જ નહોતું રહ્યું.

ચુહિયા રોજ સવારમાં આવી ઝુનિયા માટે ઉકાળો અને શીરો તૈયાર કરી જતી, અને દહાડામાં કેટલીય વાર આવી બાળકને માલીશ કરી જતી અને દૂધ પાઈ જતી. આજે ઝુનિયાને ચોથો વાસો હતો, પરંતુ હજી સ્તનોમાં ધાવણ ઊતર્યું ન હતું. બાળક રોઈ રોઈને મહોલ્લો ગજવતું હતું, કારણકે બહારનું દૂધ તેને પચતું નહોતું. એક સેંકડ પણ રોતાં અટકતું નહોતું. ચુહિયા પોતાનું સ્તન તેનાં મોંમાં આપતી કે બાળક તરત ધાવવા મંડી પડતું, પરંતુ બીજી જ ક્ષણે ધાવણ ન મળતાં, પુનઃ રાડો નાખવા મંડી પડતું. જ્યારે ચોથા દહાડાની સાંજ પડી અને ઝુનિયાના સ્તનોમાં ધાવણ ન આવ્યું, ત્યારે ચુહિયા ગભરાઈ. બાળક સુકાતું જતું હતું. મહોલ્લાના નાકે એક પેન્શનર ડૉક્ટર રહેતા હતા. ચુહિયા એમને બોલાવી લાવી. ડૉક્ટરે રોગીને તપાસીને જણાવ્યું. "આના શરીરમાં લોહી તો રહ્યું જ નથી, પછી ધાવણ ક્યાંથી આવે?" સમસ્યા જટિલ થઈ ગઈ. શરીરમાં લોહી લાવવા માટે મહિનાઓ સુધી પુષ્ટકારક દવાઓ ખાવી પડશે, ત્યારે જતાં ક્યાંક ધાવણ દેખા દેશે. ત્યાંસુધીમાં તો આ માંસનો લોચો ખલાસ થઈ જાય!

પહોર રાત વીતી ચૂકી હતી. ગોબર તાડી પીને ઓસરીમાં પડ્યો હતો. ચુહિયાએ બાળકને શાંત પાડવા તેને પોતાની છાતીએ વળગાડ્યું હતું કે સહસા તેને લાગ્યું કે તેનાં સ્તનોમાં ધાવણ ઊભરાઈ આવ્યું છે. તે આનંદમાં આવી જઈ બોલીઃ "લે ઝુનિયા, હવે તારા બાળકને કશો વાંધો નહિ આવે, મારે ધાવણ આવ્યું."

ઝુનિયાએ ચકિત થઈને પૂછ્યું: "તમારે ધાવણ આવ્યું?"

"હા, હા!"

"હું તો નથી માનતી."

"લે જો." એમ કહી તેણે સ્તનની દીંટડી દાબી ધાવણ કાઢીને બતાવ્યું. ધાવણની ધારા વછૂટતી હતી.

ઝુનિયાએ પૂછ્યું: "તમારી સૌથી નાની છોડી તો આઠ વર્ષની છે!"

"હા, આઠમું જાય છે, પરંતુ મારે ધાવણ બહુ આવતું."

"તે પછી તો તમારે એકેય સુવાવડ નહોતી આવી?"

"એ છોડી જ મારે છેલ્લી હતી. એના વખતે તો ધાવણ સાવ સુકાઈ ગયું હતું; પરંતુ ભગવાનની માયા છે, બીજું શું?"

આ પછી ચુહિયા દિવસમાં ચાર પાંચ વાર આવી બાળકને ધવડાવી જતી. બાળક જન્મ્યું ત્યારથી જ દુર્બળ તો હતું, પરંતુ ચુહિયાના સ્વસ્થ ધાવણથી તે દહાડે દહાડે રૂષ્ટપુષ્ટ થતું જતું હતું. એક દિવસ ચુહિયા નદીએ સ્નાન કરવા ગઈ. બાળક ભૂખનું માર્યું ચીસો પાડવા મંડયું. ચુહિયા દસેક વાગે પાછી ફરી, ત્યારે ઝુનિયા બાળકને ખભે નાખીને ફેરવતી હતી અને બાળક રાડો પર રાડો નાખતું હતું. ચુહિયાએ બાળકને તેની પાસેથી લઈને ધવડાવવા હાથ લાંબા કર્યા પરંતુ ઝુનિયાએ તેને છણકો કરીને કહ્યું: "રહેવા દો. અભાગિયો મરી જાય, એ જ સારું છે. કોઈનો અહેસાન તો ન વેઠવો પડે!"

ચુહિયા વિનવણી કરવા મંડી. ઝુનિયાએ ખૂબ કાલાવાલા કરાવ્યા બાદ બાળકને તેની ગોદમાં સોંપ્યું.

પરંતુ ઝુનિયા અને ગોબરને હજી પણ મનમેળો નહોતો થયો. ઝુનિયાના મનમાં વસી ગયું હતું કે આ પાકો સ્વાર્થી અને નિષ્ઠુર હૃદયનો માણસ છે. મને કેવળ ભોગની વસ્તુ માને છે, પછી હું મરું કે જીવું. એની એ ઇચ્છા પૂરી કર્યે જાઉં, તોય એને કશો ગમ નથી. એ માનતો હશે કે જો આ મરી જશે, તો બીજી લાવીશ, પરંતુ તો તો મોં ધોઈને જ બેસે! એ તો હું એવી અક્કલ વગરની

હતી કે તેના પંજામાં ફસાઈ ગઈ. ત્યારે તો પગે પડતા હતા, પરંતુ અહીં આવતાં જ કોણ જાણે કેમ એમનો સ્વભાવ જ બદલાઈ ગયો છે. શરદીની મોસમ બેસી ચૂકી હતી, પણ ન મળે ઓઢવાનું ઠેકાણું કે ન મળે બિછાનાનું. રોટલા ખાતાં જે બેચાર રૂપિયા બચતા, તે તાડી પીવામાં ઊડી જતા. એક જૂની કામળ હતી. બન્ને એ જ ઓઢીને સૂતાં, તોપણ એ બન્ને વચ્ચે સો ગાઉનું અંતર હતું. બન્ને જુદાં જુદાં પડખે જ રાત વિતાવતાં.

ગોબરનો જીવ બાળકને ગોદમાં લઈને રમાડવા માટે તડપી તડપીને રહી જતો. ક્યારેક ક્યારેક તો એ રાતમાં ઊઠીને એનું પ્યારું મુખડું જોઈ લેતો, પરંતુ ઝુનિયા તરફ એનું મન સંકોચાતું હતું. ઝુનિયા પણ એની જોડે બોલતી નહોતી, તેમ ન તો એની કશી ખબર રાખતી અને બન્નેની વચ્ચે આ માલિન્ય સમયના વહેવા સાથે લોખંડની દીવાલની જેમ કઠણ, દૃઢ અને કઠોર થતું જતું હતું. બન્ને એકબીજાની વાતોનો ઊલટો જ અર્થ ગ્રહણ કરતાં, એવા જ પ્રકારનો કે જેથી બન્ને વચ્ચેનો દ્વેષનો અગ્નિ વધુ ને વધુ ભડકે. અને કેટલાય દિવસો સુધી બન્ને એક એક વાક્યને પકડી રાખતાં અને તેને પોતાનું રક્ત પાઈ પાઈને એક બીજા પર તૂટી પડવા માટે તૈયાર કરી રાખતાં—જાણે બન્ને કોઈ શિકારી કૂતરા ન હોય!

આ બાજુ ગોબરવાળા કારખાનામાં રોજ ને રોજ કાંઈક ને કાંઈક બખેડો ચાલ્યા કરતો. આ વખતના સરકારી અંદાજપત્રમાં ખાંડ પર જકાત નાખવામાં આવી હતી, એટલે કારખાનાના માલિકોને મજૂરીના દર ઘટાડવાનું સરસ બહાનું હાથ લાગી ગયું હતું. જકાત નાખવાથી જો પાંચની ખોટ જતી હતી, તો મજૂરી ઘટાડવાથી દસનો લાભ થતો હતો. આ બાજુ આ કારખાનામાં પણ આ જ પ્રશ્ન ઉગ્ર બનતો જતો હતો. મજૂર મહાજન હડતાલ પાડવા માટે તત્પર થઈને બેઠું હતું. આ બાજુ મજૂરી ઘટી નહિ, કે પણે

હડતાલ શરૂ થઈ. મજૂર મહાજન એક પાઈનો પણ ઘટાડો સ્વીકારવા તૈયાર નહોતું. જ્યારે ભાવ ઊંચા હતા, ત્યારે તો મજૂરીના દરમાં એક પૈસો વધારવાનો નહોતો મળ્યો, તો પછી આ ઘટાડામાં શા માટે સાથ આપે! મિરઝા ખુરશેદ મજૂર મહાજનના પ્રમુખ હતા અને 'વીજળી'ના સંપાદક પંડિત ઓંકારનાથ એના મંત્રી હતા. બન્નેએ એવી તો સખ્ત હડતાલ પડાવવા કમર કસી હતી કે મિલમાલિકો પણ યાદ કરે. મજૂરોને પણ હડતાલથી નુકસાન થશે, એટલે સુધી કે હજારો માણસોને રોટલાના સાંસા પડશે, એ વસ્તુસ્થિતિ તરફ તો એમની નજર જ નહોતી જતી, અને ગોબર હડતાલની તરફેણ કરનારા પક્ષનો આગેવાન હતો. એ ઉદ્દંડ સ્વભાવનો તો મૂળથી જ હતો, માત્ર એક હાકલની રાહ જોતો હતો. પછી એ મારવા કે મરવાથી જરા પણ નહોતો ડરતો. એક દિવસ ઝુનિયાએ જીવ કડવો કરીને એને સમજાવ્યો પણ ખરો: "તમે રહ્યા છોકરાંછૈયાંવાળા માણસ, તમારા જેવાને આમ આગમાં કૂદી પડવું ન પાલવે." એથી તો ગોબર ઊલટો વધારે ક્રોધે ભરાયો: "મારી વાતમાં વચ્ચે પડનારી તું કોણ છું? હું તારી સલાહ નથી માગતો." વાત વધી ગઈ અને ગોબરે ઝુનિયાને ખૂબ મારી. ચુહિયાએ આવીને ઝુનિયાને છોડાવી અને ગોબરને ધમકાવવા માંડી. ગોબરના મગજમાં ભૂત ભરાયેલું હતું. લાલ લાલ આંખો ફાડીને તે બોલ્યો: "તું મારા ઘરમાં પગ ન મૂકીશ, ચુહા! તારે અહીં આવીને માથું મારવાની કશી જરૂર નથી."

ચુહિયાએ વ્યંગસહ જવાબ આપ્યો: "તમારે ત્યાં નહિ આવું, તો મારા રોટલા કોણ પૂરા પાડશે? આ અહીંતહીંથી માગીતાગીને લાવું છું, ત્યારે વળી ક્યાંક ચૂલો સળગે છે. તમે ન હોત તો લાલા, આ બિચારી આજે તમારી લાતો ખાવા અહીં ન બેઠી હોત."

ગોબર હાથ ઉગામીને બોલ્યો: "મેં એક વાર કહી દીધું કે મારા ઘરમાં પગ ન મૂકવો. તેં જ આ ડાકણનો મિજાજ સાતમે આસમાને ચડાવી મૂક્યો છે."

ચુહિયા તો હતી ત્યાં જ નિ:શંક ઊભી રહી અને બોલી: “ બસ, હવે બહુ થયું, ગોબર ! બિચારી અધમૂઈ સુવાવડી સ્ત્રીને મારીને તેં કાંઈ મોટો ઈડરિયો ગઢ નથી જીત્યો. તેં એને માટે કયું સોનું પાથરી દીધું છે કે એ બિચારી તારો માર સહન કરે ! બે વાર રોટલા આપે છે, એટલા માટે ? તારા નસીબને વખાણ કે આવી ગરીબ ગાય જેવી બૈરી મળી છે. બીજી કોઈ હોત ને, તો ક્યારનીય તારા મોંએ ઝાડુ મારીને રવાના થઈ ગઈ હોત.”

મહોલ્લાના માણસો એકત્ર થઈ ગયા અને ચારે બાજુએથી ગોબર પર ફિટકાર વરસવો શરૂ થયો. જે લોકો પોતાના ઘરમાં પોતાની સ્ત્રીઓને રોજ મારતા હતા, તેઓ જ અત્યારે ન્યાય અને દયાના પૂતળાં બની બેઠા હતા. ચુહિયા આથી તો વધુ શેર થઈ ગઈ અને ફરિયાદ કરવા માંડી: “ દાઢીબળ્યો કહે છે કે મારે ઘેર કેમ આવે છે ? મોટો બૈરી છોકરાંવાળો ન જોયો હોય તો ! એટલી તો ખબર નથી કે છોકરાં ને બૈરાંનું પાલન કરવું એ કાંઈ ખેલાડીના ખેલ નથી. એને પોતાને જ પૂછી જુઓ કે જો હું ન હોત તો આજે આ બાળક જે વાછડાની માફક હિલોળા લઈ રહ્યું છે, તે ક્યાં હોત ! બૈરી પર હાથ ઉગામીને જુવાની બતાવે છે. હું નથી તારી બૈરી, નહિ તો તારું જ ખાસડું અને તારું જ મોં, એવું તો તડાતડ જમાવત ! ઓરડીમાં ધકેલીને બહારથી બારણાં જ બંધ કરી દેત, પછી ભૂખ્યો અને તરસ્યો જ અંદર મરી જાત. ”

ગોબર મનમાં ને મનમાં જ બળતો કામે ચાલ્યો ગયો. જો ચુહિયા સ્ત્રી હોવાને બદલે પુરુષ હોત તો પોતે એને પોતાનું પાણી દેખાડી દેત. બૈરાં માણસ જોડે કોણ માથાફોડ કરે !

કારખાનામાં અસંતોષનાં વાદળ ઘેરાં થતાં જતાં હતાં. મજૂરો ‘ વીજળી ’ની નકલો ખીસામાં રાખીને ફરતા અને જરા પણ નવરાશ મળતાં બે ત્રણ જણા એકત્ર થઈ તે વાંચવા મંડતા. પત્રનું વેચાણ ખૂબ વધી ગયું હતું. મજૂરોના આગેવાનો

'વીજળી' કાર્યાલયમાં અડધી રાત સુધી બેસી હડતાલની યોજનાઓ ઘડતા અને સવારમાં જ્યારે આ સમાચાર મોટાં મોટાં હેડીંગો સાથે છપાતા, ત્યારે જનતા તે વાંચવા તૂટી પડતી અને એની નકલો બમણા અને ત્રણગણા ભાવથી વેચાતી. પેલી બાજુ કંપનીના ડાયરેક્ટરો પણ પોતાના મોકાની રાહ જોતા હતા. હડતાલ પડે એમાં જ એમને લાભ હતો. મજૂરોની તો ખોટ હતી જ નહિ. બેકારી ચારે તરફ ફેલાયલી હતી. અત્યારના કરતાં અડધા પગારે એવા જ બીજા મજૂરો સહેલાઈથી મળતા હતા, એટલે ઉત્પન્નના ખરચમાં અડધોઅડધનો લાભ થતો હતો. પાંચ દસ દહાડા જરા કામને વાંધો આવશે, એની કાંઈ પરવા નહિ. અંતે એવો નિર્ણય થયો કે મજૂરોના પગારમાં ઘટાડો જાહેર કરવાની નોટીસ મૂકી દેવી. તે માટેનો દિવસ અને સમય પણ નિયત થઈ ગયો. પોલીસને પણ ખબર મોકલી આપવામાં આવી. મજૂરો આ વાતથી બેવાકેફ હતા. એ બધા પોતાની તક સાધવા માગતા હતા કે જ્યારે માલની ખપત તેજ હોય અને કારખાનામાં તૈયાર માલ ઓછો હોય!

એકાએક એક દિવસ જ્યારે મજૂરો સાંજના કારખાનામાંથી ઘેર જતા હતા, ત્યારે ડાયરેક્ટરોની આ નોટીસ તેમને સંભળાવવામાં આવી. તે જ વખતે પોલીસ પણ આવીને હાજર થઈ ગઈ. કદાચ માલની ખપત બહુ વધી જાય તોપણ છ મહિના સુધી વાંધો ન આવે એટલો માલ કારખાનામાં તૈયાર પડેલો હતો; આથી મજૂરોને પોતાની ઇચ્છા વિરુદ્ધ તે જ વખતે હડતાલ જાહેર કરવી પડી.

મિરજા ખુરશેદે જ્યારે આ ખબર સાંભળ્યા, ત્યારે જરા હસ્યા–જાણે કે પોતાના શત્રુના રણકૌશલ્ય પર એ મુગ્ધ થઈ ગયા હતા. એક ક્ષણ વિચારોમાં ડૂબકાં ખાધા બાદ તે બોલ્યા: "સારી વાત છે. જો ડાયરેક્ટરોની એવી જ ઇચ્છા છે તો ભલે એમ જ. પરિસ્થિતિ એમની તરફેણમાં છે, પરંતુ આપણા પક્ષે ન્યાયનું બળ છે. એ લોકો નવા માણસો લાવીને પોતાનું કામ ચાલુ રાખવાની ઇચ્છા

ધરાવે છે. આપણે હવે એવા પ્રયત્નો કરવા જોઈએ કે એમને એક પણ નવો માણસ ન મળે. એમાં જ આપણો વિજય છે."

'વીજળી' કાર્યાલયમાં તે જ વખતે તાબડતોબની સભા થઈ, કારોબારી સભાનું સંગઠન થયું. કાર્યવાહકોની ચૂંટણી થઈ અને રાતના આઠ વાગે મજૂરોનું મોટું લાંબુ સરઘસ નીકળ્યું. દસ વાગે રાતના બીજા આખા દિવસનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો અને બધાને ચેતવણી આપવામાં આવી કે કોઈ પણ પ્રકારનો તોફાન–ઝઘડો થવા ન પામે.

પરંતુ બધાય પ્રયત્નો નિષ્ફળ ગયા. હડતાલિયાઓએ નવા મજૂરોરૂપી તીડોનું ટોળું કારખાના સમક્ષ એકત્ર થયેલું જોયું, એટલે એમની હિંસાવૃતિ કાબૂમાં ન રહી. એમણે તો એમ જ ધાર્યું હતું કે પાંચ પચાસ માણસો ભરતી થવા આવશે, તેમને સમજાવી પટાવીને યા છેવટે ધમકાવીને નસાડી મૂકીશું. હડતાલિયાઓની સંખ્યા જોઈ ને નવા આવનારાઓ આપોઆપ જ ભયભીત થઈ ને નાસી જશે, પરંતુ અહીં તો મામલો સાવ જુદો જ નીકળ્યો. જો આ બધાય માણસો દાખલ થઈ ગયા, તો હડતાલિયાઓ માટે પતાવટની કોઈ આશા જ રહેતી નહોતી. નિર્ણય કર્યો કે નવા માણસોને કારખાનામાં જવા જ ન દેવા. બળપ્રયોગ સિવાય એનો કોઈ ઉપાય જ નહોતો. નવા નવા માણસો પણ લડવા–મરવા માટે તયાર હતા. એમનો મોટો ભાગ તો એવા ભૂખમરાથી પીડાતો હતો કે આવો સરસ અવસર કોઈ પણ પ્રકારે જતો કરવા તૈયાર ન હતા. ભૂખે મરી જવું યા તો પોતાનાં બાળબચ્ચાંઓને ભૂખે મરતાં જોવાં, એ કરતાં તો આ પરિસ્થિતિ સામે લડીને મરી જવું, એ હજાર દરજ્જે બહેતર હતું. બન્ને ટોળાં વચ્ચે મારામારી થઈ ગઈ. 'વીજળી'ના સંપાદક તો નાસી છૂટયા, મિરજાજી બિચારા ઝડપાઈ ગયા અને એમને એવો માર પડ્યો કે એમની રક્ષા કરવા જતાં ગોબર પણ સખત ઘાયલ થયો. મિરજાજી પહેલવાન માણસ હતા અને દાવપેચના જાણકાર હતા, એટલે

પોતાના પર એક પણ સખત ઘા ન પડવા દીધો. ગોબર ગમાર હતો. મોટો લઠ્ઠ ફેરવતાં આવડતું હતું, પણ પોતાનું રક્ષણ કેમ કરવું એ તેને નહોતું આવડતું, કે જે મારામારીમાં મારવા કરતાં પણ વધુ મહત્ત્વનું હતું. તેના એક હાથનું હાડકું તૂટી ગયું, માથું પણ ફૂટયું અને અંતે ત્યાં જ ઢગલો થઈને ઢળી પડયો. એની ખાંધ અને પીઠ પર લાઠીઓના અગણિત પ્રહાર પડયા હતા, જેના પરિણામે તેના દેહનો એકેએક ભાગ ખોખરો થઈ ગયો હતો. હડતાલિયાઓએ તેને પડતાં જોયો, એટલે બધા નાસી નાસી છૂટયા. માત્ર દસબાર ખાસ માણસો જ મિરઝાજીને ઘેરીને ઊભા રહ્યા. નવા માણસો વિજયપતાકા ઉડાવતા કારખાનામાં દાખલ થયા અને પરાજિત હડતાલિયાઓ પોતાના ઘાયલ થયેલા માણસોને ઉઠાવી ઉઠાવીને ઇસ્પિતાલ ભેગા કરવા લાગ્યા. પરંતુ ઇસ્પિતાલમાં એટલા બધા માણસો માટે જગા નહોતી. મિરઝાજીને તો દાખલ કરવામાં આવ્યા, પરંતુ ગોબરને તો પાટાપીંડી કરી ઘેર પહોંચાડવામાં આવ્યો.

ઝુનિયાએ ગોબરનો ચેતનાહીન દેહ જોયો, એટલે એનું નારીત્વ જાગૃત થઈ ઊઠયું. આજપર્યંત એને એણે સબળના રૂપમાં જોયો હતો, કે જે એના પર શાસન કરતો હતો, તેને ધમકીઓ આપતો હતો અને મારતો હતો. આજે એ અપંગ હતો, નિસ્સહાય હતો, દયનીય હતો. ઝુનિયાએ ખાટલા પર વાંકા વળી આંસુભરી આંખો વડે એને નિહાળ્યો અને ઘરની સ્થિતિનો ખ્યાલ આવતાં એને ગોબર પર એક પ્રકારનો ઈર્ષ્યામય ક્રોધ આવ્યો. ગોબર જાણતો હતો કે ઘરમાં ફૂટી બદામ પણ નહોતી. તે એ પણ જાણતો હતો કે ક્યાં-યથી એક પૈસો મળે એવી આશા પણ નહોતી. એવું બધું જાણવા છતાં પણ, ઝુનિયાએ વારંવાર તેને સમજાવવા છતાં પણ, તેણે આ આફત માથે વહોરી લીધી હતી. તેણે એને કેટલીય વાર કહ્યું હતું કે તમે આ ઝઘડામાં ન પડશો. પલીતો મૂકનારા તો પલીતો મૂકીને આઘા ખસી જશે અને આવી પડશે બધું ગરીબોને માથે, પરંતુ

એ ક્યારેય એની કશીય વાત સાંભળતો ક્યાં હતો! એ તો જાણે એને મન એની વેરી હતી. મિત્રો તો એ લોકો હતા કે જે અત્યારે આનંદથી મોટરોમાં ફરતા હતા. એ ક્રોધમાં એક પ્રકારની તુષ્ટિ હતી—જેમ એક બાળકને વારંવાર મના કરવા છતાં એને ખુરસી પરથી ગબડી જતાં જોઈ, આપણે બૂમો પાડી ઊઠીએ છીએ કે, "સારું થયું, બહુ સારું થયું, માથું જ કેમ ન ભાગી ગયું!"

પરંતુ બીજી જ ક્ષણે ગોબરનું કરુણ ક્રંદન સાંભળીને તે કંપી ઊઠી. તેના મોંમાંથી વ્યથાથી ભરપૂર એવા આટલા શબ્દો નીકળી પડ્યાઃ "હાય! હાય! આખો દેહ ભાંગીને ચૂરો થઈ ગયો છે ને! કોઈને લગારે દયા પણ ન આવી!"

અને તે એ જ સ્થિતિમાં ક્યાંય સુધી ગોબરનું મુખ જોતી ત્યાં ઊભી રહી. તે ક્ષીણ થતી આશાથી જીવનનું એકાદ લક્ષણ પણ જોઈ લેવા ઇચ્છતી હતી. પ્રતિક્ષણ તેનું ધૈર્ય અસ્ત થતા સૂર્યની જેમ ડૂબતું જતું હતું અને ભવિષ્યનો અંધકાર તેને પોતાનામાં સમેટી લેતો હતો.

સહસા ચુહિયાએ આવીને બૂમ પાડીઃ "ગોબરને કેમ છે, વહુ? મને તો હમણાં જ ખબર પડી. સાંભળીને દુકાનેથી દોડતી આવી."

હવે ઝુનિયાનાં રોકી રાખેલાં આંસુ પૂર્ણ વેગ સાથે ઊભરાઈ નીકળ્યાં. તે કશું જ ન બોલી શકી. તેણે ભયભીત નેત્રોએ ચુહિયા તરફ જોયું.

ચુહિયાએ ગોબરનું મોં જોયું, તેની છાતી પર હાથ મૂકી જોયો અને આશ્વાસનભર્યા સ્વરે કહેવા લાગીઃ "અરે, હમણાં ચાર દહાડામાં સાજો થઈને ઊઠશે. ગભરાઈશ નહિ. સારું થયું, તારું સૌભાગ્ય બળવાન હતું; નહિ તો એ જ મારામારીમાં કેટલાય મરી ગયા. ઘરમાં કાંઈ પૈસાબૈસા છે?"

ઝુનિયાએ લજ્જાથી માથું હલાવ્યું.

"હું લાવું છું. થોડું દૂધ ગરમ કરીને એને પા."

ઝુનિયાએ તેના પગ પકડીને કહ્યું: "દીદી, તમે જ હવે તો મારાં મા છો. તમારા સિવાય મારે જગતમાં બીજું કોઈ નથી"

શિયાળાની ઉદાસ સંધ્યા આજે વધુ ઉદાસ માલૂમ પડતી હતી. ઝુનિયાએ ચૂલો સળગાવ્યો અને દૂધ ગરમ કરવા બેઠી. ચુહિયા બારણા આગળ બેસીને બાળક રમાડતી હતી.

સહસા ઝુનિયા ભારે અવાજે બોલી: "હું મહાઅભાગિણી છું, દીદી. મને તો મનમાં એમ જ થયા કરે છે કે મારે જ કારણે એમની આવી દશા થઈ. જીવને ઠીક ન હોય, ત્યારે ચિત્ત અશાંત હોય છે, પછી ગાળો પણ દેવાઈ જાય છે અને શ્રાપ પણ દેવાઈ જાય છે. કોણ જાણે મારી જ ગાળો જાણે . . ."

એથી વધુ એ ન બોલી શકી. અવાજ આંસુઓના રેલા-ઓમાં ડૂબી ગયો.

ચુહિયાએ સાડલાના છેડા વતી આંસુ લૂછતાં કહ્યું: "આવું શું બોલે છે, બેટા! એ તો તારાં ચૂડી ને ચાંલ્લાના પ્રતાપ કે એ બચી ગયો. પરંતુ હા, એટલી વાત હોવી જોઈએ કે અંદરઅંદર ઝઘડો થાય તો મોંએ ગમે તેટલું બોલવું, પરંતુ પેટમાં કશું પાપ રાખવું નહિ. બીજ અંદર પડ્યું, તો એનાં અંકૂર ફૂટયાં વિના નથી રહેતાં."

ઝુનિયાએ કંપતા સ્વરે કહ્યું: "હવે હું શું કરું, દીદી?"

ચુહિયાએ તેને દિલાસો દીધો: "કશુંય નથી કરવાનું, બેટા! ભગવાનનું નામ લે. એ જ ગરીબોની રક્ષા કરે છે."

તે જ ક્ષણે ગોબરે આંખો ઉઘાડી અને ઝુનિયાને સામે ઊભેલી જોઈને, યાચનાભાવે ક્ષીણ સ્વરે બોલ્યો: "આજે બહુ વાગ્યું, ઝુનિયા! હું તો કશુંય નહોતો બોલ્યો. બધાયે એકઠા થઈને અનાયાસે જ

મને ફૂટી ધાલ્યો. બોલ્યુંચાલ્યું માફ કરજે. તને સતાવતો હતો, તેનું જ મને આ ફળ મળ્યું. હવે થોડી વારનો મહેમાન છું. હવે હું નથી બચવાનો, દરદનું માર્યું આખું શરીર તૂટી પડે છે."

ચુહિયાએ અંદર આવીને કહ્યું: "છાનામાના સૂઈ રહો. કશું બોલશો ચાલશો નહિ. તમને કશુંય થવાનું નથી, એની જવાબદારી હું લઉં છું."

ગોબરના મુખ પર આશાની રેખાઓ ઝળકવા લાગી. તે બોલ્યો: "સાચું કહો છો, મને કશુંય નહિ થાય?"

"હા, કશુંય નહિ થાય. તમને શું થયું છે? આ જરા માથામાં વાગ્યું છે અને હાથનું હાડકું ઊતરી ગયું છે. એવું તો પુરુષોને રોજ વાગ્યા કરે. એટલાથી કોઈ ન મરી જાય."

"હવે હું ઝુનિયાને ક્યારેય નહિ મારું."

"બીક લાગતી હશે કે ક્યાંક ઝુનિયા મને ન મારે!"

"એ મારશે તોપણ હવે હું કશું નહિ બોલું."

"સાજા થતાં પાછા તમે જ એ ભૂલી જશો."

"ના દીદી, હવે હું ક્યારેય નહિ ભૂલું."

ગોબર અત્યારે બાળકો જેવી વાતો કર્યા કરતો, તો વચ્ચે વચ્ચે પાંચ દસ મિનિટ અચેત શો પડ્યો રહેતો. તેનું મન કોણ જાણે ક્યાં ક્યાં ઊડ્યા કરતું. ક્યારેક જોતો કે પોતે નદીમાં ડૂબી જાય છે અને ઝુનિયા તેને બચાવવા માટે આવી રહી છે. તો ક્યારેક વળી જોતો કે કોક દૈત્ય તેની છાતી પર ચડી બેઠો છે અને ઝુનિયા જેવા ચહેરાવાળી કોક દેવી તેની રક્ષા કરી રહી છે. અને એ વારે વારે ચમકીને પૂછતો: "હું મરી તો નહિ જાઉંને, ઝુનિયા?"

ત્રણ દિવસ તેની આ દશા રહી અને ઝુનિયાએ આખી રાતના ઉજાગરા કરીને અને દહાડે ખડેપગે ઊભા રહીને જાણે કે એની મોતના

મોંમાંથી રક્ષા કરી. બાળકને તો ચુહિયા જ રાખતી. ચોથે દહાડે ઝુનિયા એક એક્કો લઈ આવી અને બધાએ એકઠા થઈ ગોબરને એમાં બેસાડી ઇસ્પિતાલ ભેગો કર્યો. ત્યાંથી પાછા ફર્યા બાદ ગોબરને વિશ્વાસ બેઠો કે હવે પોતે સાચે જ બચી જશે. તેણે આંખોમાં આંસુ ભરીને કહ્યું: "મને માફ કર, ઝુના!"

આ ત્રણ ચાર દહાડામાં ચુહિયાના ત્રણ ચાર રૂપિયા ખરચાઈ ગયા હતા અને હવે ઝુનિયાને તેની પાસે માગતાં શરમ આવતી હતી. ચુહિયા પણ કાંઈ શ્રીમંત નહોતી. લાકડાના વકરાના જે પૈસા આવતા, તેમાંથી તે ઝુનિયાને આપતી. અંતે ઝુનિયાએ કાંઈક કામ કરવાનો વિચાર કર્યો. હજી તો ગોબરને સાજો થતાં મહિનાઓની વાર હતી. તે દરમ્યાન ખાવાપીવા પણ જોઈએ અને દવાદારૂ પણ જોઈએ. પોતે કાંઈક કામ કરીને ખાવાનું તો મેળવી લેશે. બાળપણથી જ તે ઢોર ચરાવતાં અને ઘાસ વાઢતાં શીખી હતી. અહીં ઢોર તો નહોતાં, પરંતુ ઘાસ વાઢવા જઈ શકતી હતી. મહોલ્લામાંથી કેટલાય માણસો શહેર બહાર ઘાસ વાઢવા જતા અને એ રીતે રોજના આઠ દસ આના કમાઈ લેતા. તે સવારમાં જ ગોબરને હાથમોં ધોવરાવી, બાળકને તેને સોંપી, ઘાસ વાઢવા ચાલી જતી અને ત્રીજા પહોર સુધી ભૂખી અને તરસી ઘાસ વાઢતી. પછી એને બજારમાં જઈને વેચતી અને સંધ્યાકાળે ઘેર પાછી ફરતી. રાતના પણ એ ગોબરની ઊંઘે ઊંઘતી અને ગોબરની ઊંઘે ઊઠતી. પરંતુ આટલો કઠોર શ્રમ કરવા છતાંય એનું ચિત્ત એટલું તો પ્રસન્ન રહેતું હતું કે જાણે હિંડોળાખાટે ચડીને ગીતો ગાતી હતી. આખે રસ્તે સાથેનાં સ્ત્રીપુરુષો સાથે આનંદ અને મજાકો કરતી. ઘાસ વાઢતાં પણ બધાં સાથે હસીમશ્કરી ઉડાવતી. ન તો કિસ્મતને રોવું કે ન મુસીબતનાં રોદણાં. જીવનની સાર્થકતામાં, પોતાના પ્રિયજનો માટેના કઠિનમાં કઠિન ત્યાગમાં અને સ્વાધીન સેવામાં જે ઉલ્લાસ છે, તેની જ્યોતિ તેના એક એકે અંગ પર ચમકયા કરતી. બાળક જેમ

પોતાના પગે ઊભું રહેતાં શીખે છે, ત્યારે આનંદથી તાળીઓ પાડે છે અને આનંદ માને છે, તેવા જ આનંદનો તે અનુભવ કરતી હતી—જાણે કે એના પ્રાણમાં આનંદનો એક સ્રોત જ ખૂલી ગયો હતો. અને જ્યાં મન સ્વસ્થ હોય પછી દેહ તો અસ્વસ્થ રહે જ ક્યાંથી ! આ એક જ મહિનામાં એની કાયા જ જાણે ફરી ગઈ. એનાં અંગોમાં હવે શિથિલતા તો શોધી પણ જડતી નહોતી. સર્વત્ર ચપળતા, સુકુમારતા અને લચક જણાતી હતી. મુખની ફીકાશ પણ ઊડી ગઈ હતી અને તેને સ્થાને નીરોગી લોહીની ગુલાબી ચમકતી હતી. તેનું યૌવન જે આ અંધાર કોટડીમાં પડ્યું પડ્યું અપમાન અને કલહ વેઠી વેઠીને કુંઠિત થઈ ગયું હતું, એ જાણે કે ચોખ્ખી હવા અને પ્રકાશ પામીને હિલોળા લેતું હતું. તેને હવે કોઈ વાત પર ક્રોધ નહોતો આવતો. પહેલાં તો બાળકને જરાક રોતું સાંભળીને તે ક્રોધે ભરાઈ ઊઠતી; હવે જાણે કે એની ધીરજ અને પ્રેમનો અંત જ નહોતો.

આની વિરુદ્ધ ગોબર સાજો થતો જતો હોવા છતાં ઉદાસ રહ્યા કરતો હતો. જ્યારે આપણે આપણા કોઈ પ્રિયજન પર અત્યાચાર આદરીએ છીએ અને પછી જ્યારે કોઈ વિપત્તિ આવી પડતાં આપણામાં એવી શક્તિ આવે છે કે જેથી તેની તીવ્ર વ્યથાનો અનુભવ કરી શકીએ છીએ, ત્યારે આપણા આત્મામાં જાગૃતિનો ઉદય થાય છે અને આપણા એ અનુચિત વ્યવહારનું પ્રાયશ્ચિત્ત કરવા આપણે તત્પર થઈ જઈએ છીએ. ગોબર પણ એવા જ પ્રાયશ્ચિત્ત માટે વ્યાકુળ થઈ રહ્યો હતો. હવે પોતાના જીવનનું સ્વરૂપ સાવ જુદું જ હશે, કે જ્યાં કટુતાને સ્થાને મૃદુતા હશે, અભિમાનને સ્થાને નમ્રતા હશે. તેને હવે માલૂમ પડ્યું હતું કે સેવા કરવાનો અવસર જેનું સૌભાગ્ય હોય તેને જ મળે છે અને પોતે આ અવસર હવે ક્યારેય નહિ ભૂલી જાય.

# પ્રકરણ ૧૧ મું

શ્રીયુત ખન્નાને મજૂરોની આ હડતાલ સાવ અનુચિત ભાસતી હતી. પોતે હંમેશાં જનતાની સાથે મળીને રહેવાની કોશિશ કરતા. તેઓ પોતાને જનતાના જ માણસ સમજતા હતા. ગયા કોમી રમખાણ વખતે તેમણે ખૂબ જોશ બતાવ્યો હતો. જિલ્લાના આગેવાન નેતા બન્યા હતા, બે વાર જેલવાસ પણ કર્યો હતો અને કેટલાય હજારનું નુકસાન વેઠ્યું હતું. અત્યારે પણ એ મજૂરોની ફરિયાદો સાંભળવા રોજ તૈયાર રહેતા; પરંતુ એમ તો ન જ બને કે એ કારખાનાના શેરહોલ્ડરોના હિતનો વિચાર જ ન કરે. પોતાના સ્વાર્થનો ત્યાગ કરવા એ તૈયાર થઈ જતા, જો એમની ઉચ્ચ મનોવૃત્તિઓને સ્પર્શ કરવામાં આવે તો. પરંતુ શેરહોલ્ડરોના હિતનું રક્ષણ ન કરવું, એ તો અધર્મ હતો, આ તો વહેવાર હતો; સદાવ્રત નહોતું કે બધુંય મજૂરોને વહેંચી દેવામાં આવે. શેરહોલ્ડરોને એવી ખાતરી આપીને રૂપિયા લીધા હતા કે પંદર વીસ ટકા જેટલો લાભ હતો; એટલે એમને જો દસ ટકા પણ ન મળે તો એ લોકો ડાયરેક્ટરોને અને ખાસ કરીને શ્રીયુત ખન્નાને ફરેબી જ માને. તદુપરાંત એ પોતાનો પગાર પણ શી રીતે ઓછો કરી શકે? બીજી કંપનીઓના હિસાબે તેમણે પોતાનો પગાર બહુ ઓછો મૂક્યો હતો—મહિને માત્ર એક હજાર જ લેતા હતા. થોડુંક કમિશન પણ મળતું, પરંતુ એ એટલું લેતા હતા તો સાથે જ મિલનો વહિવટ પણ કરતા હતા ને!

મજૂરો તો કેવળ હાથથી કામ કરે છે; ડાયરેક્ટર પોતાની બુદ્ધિથી વિદ્યાથી, પ્રતિભાથી અને પ્રભાવથી કામ કરે છે. બન્ને શક્તિઓની સરખામણી એક સરખી તો ન જ થઈ શકે. મજૂરોને એમ સંતોષ કેમ નહોતો થતો કે આ મંદીનો સમય છે અને ચારે તરફ બેકારી ફેલાવાથી માણસો સસ્તાં થઈ ગયાં છે; એટલે એમણે તો એકની જગાએ પોણો મળતો હોય, તો સંતોષ માનવો જોઈએ. અને સાચું પૂછો તો એમને તો સંતોષ જ છે, એમનો કશોય વાંક નથી. એ લોકો તો મૂર્ખ છે, માત્ર કહેવાના જ મોટાભા! આ બધું તોફાન કરનારા તો પંડિત ઓંકારનાથ અને મિરજા ખુરશેદ જ છે. એ લોકો જ આ બિચારાઓને કાઠની પૂતળીઓની જેમ નચાવે છે—કેવળ થોડા પૈસા અને યશના લોભમાં પડીને. એટલો વિચાર નથી કરતા કે એમની દિલ્લગીમાં કેટલાંયના ઘર ધૂળ ભેગાં મળી જશે! ઓંકારનાથનું પત્ર નથી ચાલતું, એમાં બિચારા ખન્ના શું કરે! અને આજે એમના પત્રના એક લાખ ગ્રાહક થઈ જાય અને એમાંથી એમને પાંચ લાખનો નફો મળવા લાગે, તો શું એ કેવળ પોતાના ગુજરાન જેટલું લઈને બાકીનું બધું નોકરોને વહેંચી દે ખરા કે? અરે, રામરામ કરો! અને આ ત્યાગી મિરજા ખુરશેદ પણ એક દહાડો લખપતિ હતા. હજારો મજૂર એમના નોકર હતા. તો શું એ પોતાના ગુજરાન જેટલું લઈને બાકીનું બધુંય નોકરોને વહેંચી દેતા હતા કે? શું એ ગુજરાનની રકમમાંથી જ આંગ્લ કન્યાઓ સાથે વિહાર કરતા હતા, મોટા મોટા અમલદારોની સાથે મિજલસો માણતા હતા, મહિને હજારો રૂપિયાનો શરાબ પી જતા હતા અને દર વર્ષે ફ્રાંસ અને સ્વીટ્ઝરલેન્ડની સફરો માણતા હતા? આજે હવે મજૂરોની દશા જોઈ એમનું કાળજું બળવા લાગ્યું છે!

એ બન્ને નેતાઓની તો ખન્નાને બહુ પરવા નહોતી. એમની દાનતની પ્રમાણિકતા વિષે એમને ખૂબ શંકા હતી. એમને ન તો રાયસાહેબોની પરવા હતી કે જેઓ હંમેશાં ખન્નાની હામાં હા

મિલાવતા અને એમના એકેએક કામનું સમર્થન કરતા. પોતાના પરિચિતોમાં કેવળ એક જ માણસ એવો હતો કે જેના નિષ્પક્ષ વિચારો પર ખન્નાને પૂરો વિશ્વાસ હતો અને એ માણસ ડૉક્ટર મહેતા હતા. પરંતુ જ્યારથી મહેતાએ માલતી સાથે ઘનિષ્ટતા વધારવા માંડી હતી, ત્યારથી એ પણ ખન્નાની દૃષ્ટિમાં બહુ હલકા પડી ગયા હતા. માલતી વર્ષો સુધી ખન્નાની હૃદયેશ્વરી રહી ચૂકી હતી, પરંતુ એમણે તો સદૈવ એને એક રમકડું જ ગણી હતી. એમાં તો શંકા નહોતી કે એ રમકડું એમને અત્યંત પ્રિય હતું. એ ખોવાઈ જતાં, ટૂટી જતાં યા ઝૂંટવાઈ જતાં એ ખૂબ રોતા અને ખૂબ રોયા પણ હતા, પરંતુ છેવટે એ હતી તો રમકડું જ! એમને ક્યારેય માલતી પર વિશ્વાસ નહોતો બેઠો. એ ક્યારેય એમના બાહ્ય વિલાસી આવરણને ભેદીને એમના અંતઃકરણ સુધી નહોતી પહોંચી શકી. એ જો પોતે ખન્ના સાથે લગ્ન કરવાનો પ્રસ્તાવ મૂકત, તો ખન્ના એનો કદાપિ પણ સ્વીકાર ન કરત, ગમે તે બહાનું કાઢીને એ વાતને ખન્ના ઉડાવી દેત. જગતનાં અન્ય કેટલાંય માનવીઓની જેમ ખન્નાનું જીવન પણ દોરંગી હતું. એક તરફ એ ત્યાગ અને જનસેવા તેમજ ઉપકારના ભક્ત હતા, તો બીજી તરફ એ સ્વાર્થ, વિલાસ અને પ્રભુતાના પૂજારી હતા. એમનું સાચું સ્વરૂપ કયું હતું, તે કહેવું કઠિન હતું. કદાચ એમ પણ હોય કે એમના આત્માનો અરધો ભાગ સેવા અને સહૃદયતાથી ભરેલો હતો અને બીજો અરધો ભાગ સ્વાર્થ અને વિલાસથી. પરંતુ આ બન્ને વિભાગો વચ્ચે સદૈવ સંઘર્ષણ ચાલ્યા કરતું અને વિલાસી ભાગ જ પોતાની ઉદ્દંડતા અને હઠને લઈને સૌમ્ય અને શાંત વિભાગ પર જોર કરી જતો. એમનો વિલાસી ભાગ માલતી તરફ ઢળતો, શાંત વિભાગ મહેતા તરફ; પરંતુ હવે તો એ બન્ને ભાગ એક થઈ ગયા હતા. એમની સમજમાં એ વાત જ નહોતી આવતી કે મહેતા જેવો એક આદર્શવાદી પુરુષ માલતી જેવી ચંચળ અને વિલાસિની રમણી પર શાથી આસક્ત બની ગયો હતો. એ

બહુ મહેનત કરવા છતાં મહેતાને વાસનાઓના શિકાર તરીકે કબૂલ કરી શકતા ન હતા, અને કોઈ કોઈ વાર એમને એવો સંદેહ પણ થઈ આવતો કે માલતીનું કોઈ બીજું સ્વરૂપ પણ હતું કે જેને પોતે કાં તો જોઈ શક્યા નહોતા, યા જોવાની પોતાનામાં ક્ષમતા ન હતી.

તરફેણની અને વિરુદ્ધની બધીય દલીલોનો વિચાર કર્યા બાદ ખન્ના એવા નિર્ણય પર આવ્યા હતા કે આવી પરિસ્થિતિમાં માત્ર મહેતા જ એમને પ્રકાશ દાખવી શકે એમ હતા.

ડૉકટર મહેતાને કામ કરવાની હોંશ હતી. અડધી રાતે સૂતા અને પરોઢિયે ચાર વાગે તો જાગૃત થઈ જતા. કામ ગમે તેવું હોય, છતાં કોઈ પણ પ્રકારે એને માટે સમય ફાજલ પાડી શકતા. હોકી રમવી હોય યા યુનિવર્સિટીમાં વાદવિવાદ કરવો હોય, ગ્રામ્ય. સંગઠન હોય યા કોઈનાં લગ્નમાં હાજરી આપવાની હોય, બધાંય કામોમાં એમને રસ હતો અને સમય પણ હતો. એ વર્તમાનપત્રોમાં લેખો પણ લખતા અને આજે કેટલાંય વર્ષો થયાં દર્શનશાસ્ત્ર પર એક મહાભારત ગ્રંથ પણ લખવા માંડ્યો હતો, જે હવે પૂર્ણ થવાની અણી પર હતો. અત્યારે પણ એ એક વૈજ્ઞાનિક પ્રયોગ જ અજમાવી રહ્યા હતા. પોતાના બગીચામાં બેસીને એ છોડવાઓ પર વિદ્યુત-સંચારક્રિયાની પરીક્ષા કરતા હતા. તેમણે હમણાં જ એક વિદ્યુત-પરિષદમાં એવું પુરવાર કરી બતાવ્યું હતું કે વીજળીના બળની મદદથી મોસમો બહુ વહેલી મેળવી શકાય છે, તેમની પેદાશમાં વધારો કરી શકાય છે અને બિનમોસમી વસ્તુઓ પણ પેદા કરી શકાય છે. આજકાલ રોજ સવારમાં બે ત્રણ કલાક એ આવા પ્રયોગોમાં જ વિતાવતા.

શ્રીયુત ખન્નાની વાત સાંભળીને એમણે કઠોર મુદ્રા ધારણ કરી, એમના તરફ જોયું અને બોલ્યા: “એ શું જરૂરનું હતું કે જકાત વધવાથી મજૂરોના પગારોમાં કાપ મૂકવો ? એ માટે તમારે સરકારને ફરિયાદ કરવી જોઈતી હતી. જો સરકાર ન સાંભળે, તો એનો દંડ

મજૂરોએ શા માટે વેઠવો જોઈએ ? તમે શું એમ માનો છો કે હાલના પગારના ધોરણમાં પચીસ ટકાનો કાપ મૂકવાથી મજૂરોને કાંઈ વેઠવું નહિ પડે ? તમારા મજૂરો એવી ગંદી અને બદબોથી ગંધાતી ચાલીઓમાં રહે છે કે જ્યાં તમે તો એક મિનિટ પણ ઊભા ન રહી શકો. અને જો કદાચ ઊભા રહેવાનો અવસર આવ્યો, તો જરૂર વમન કરવું પડે. એ લોકો જે જાતનાં કપડાં પહેરે છે, તે વડે તો તમે તમારા જોડા પણ ન લૂછો. એ લોકો જે પ્રકારનો ખોરાક ખાય છે, તે ખોરાક તમારો તો કૂતરો પણ ન ખાય. મને એમના જીવનનો અનુભવ છે. તમે એમના મુખમાંથી રોટલો પડાવી લઈ, તમારા શેરહોલ્ડરોનાં ખીસ્સાં તાજાં કરવા માગો છો."

ખન્નાએ અધીર બની કહ્યું: "પરંતુ અમારા બધાય શેરહોલ્ડરો કાંઈ શ્રીમંત માણસો નથી. કેટલાયે તો પોતાનું સર્વસ્વ આ કારખાનામાં રોકયું છે અને એમાંથી મળતા વ્યાજ સિવાય એમને જીવનનો બીજો કશો જ આધાર નથી."

જાણે કે આ દલીલનું એમને મન કાંઈ મૂલ્ય જ નહોતું, એવા ભાવથી મહેતાએ જવાબ આપ્યો: "જે માણસ કોઈક વ્યાપારમાં જોડાય છે, તે એટલો બધો દરિદ્ર નથી હોતો કે એમાંથી મળતા નફાને પોતાના જીવનનો આધાર માને. એમ બની શકે કે તેમાંથી ઓછો નફો મળતાં તેને એકાદ નોકર ઓછો કરવો પડે યા તો એનાં માખણ અને ફળફળાદિનું બિલ ઘટી જાય, પરંતુ એ નાગો યા ભૂખ્યો તો નહિ જ રહે. જે લોકો પોતાના પ્રાણ હોમી દે છે એમનો હક, એ લોકો કે જેઓ માત્ર નાણાં જ રોકે છે, તેમના કરતાં વધારે છે."

આ જ વાત પંડિત ઓંકારનાથે પણ કહી હતી, મિરજા ખુરશેદે પણ આવી જ સલાહ આપી હતી; એટલે સુધી કે ગોવિંદીએ પણ મજૂરોનો પક્ષ લીધો હતો, તોપણ ખન્નાએ એમની કોઈની પરવા નહોતી કરી. પરંતુ મહેતાના મોઢેથી એ જ વાત સાંભળીને એ

અંજાઈ ગયા. ઓંકારનાથને એ સ્વાર્થી ગણતા હતા, મિરઝા ખુરશેદને બેજવાબદાર અને ગોવિંદીને અયોગ્ય. મહેતાની વાતમાં ચારિત્ર્ય, અધ્યયન અને સદ્‌ભાવનાની શક્તિ હતી.

સહસા મહેતાએ પૂછ્યું: "તમે તમારાં પત્નીની આ વિષયમાં સલાહ લીધી છે કે નહિ?"

ખન્નાએ સંકોચ અનુભવતાં જણાવ્યું: "હા, પૂછ્યું હતું."

"એમણે શી સલાહ આપી?"

"તમે જે આપી તે જ!"

"હું પણ એવી જ આશા રાખતો હતો. અને તમે એ વિદુષીને અયોગ્ય માનો છો!"

તે જ વખતે માલતી ત્યાં આવી પહોંચી અને ખન્નાને ત્યાં બેઠેલો જોઈ બોલી: "ઠીક, તમે પણ અહીં જ છો ને? મેં મહેતાજીને આજે મારે ત્યાં આમંત્રણ આપ્યું છે. બધી વસ્તુઓ મેં મારા સ્વહસ્તે તૈયાર કરી છે. તમને પણ નોતરું દઉં છું. ગોવિંદીદેવી પાસે તમારો આ અપરાધ માફ કરાવી દઈશ."

ખન્નાને કુતૂહલ થયું. માલતી તો હવે પોતાના હાથે રાંધતાં શીખી છે ને! માલતી! એ જ માલતી કે જે ક્યારેય પોતાના હાથે બૂટ પણ પહેરતી નહોતી, જે પોતે ક્યારેય વીજળીનું બટન સુધ્ધાં નહોતી દબાવતી—માત્ર વિલાસ અને વિનોદ જ જેનું જીવન હતું!

તેમણે સ્મિત કરી કહ્યું: "તમે જ સ્વહસ્તે રાંધ્યું છે, તો તો હું જરૂર જમીશ. હું તો એવો સ્વપ્નેય ખ્યાલ નહોતો કરી શકતો કે તમે પાકશાસ્ત્રમાં પણ પ્રવીણ હશો."

માલતી નિઃસંકોચ ભાવે બોલી: "આ નહિ, આમણે મને મારીઠોકીને વૈદ્ય બનાવી. એમની આજ્ઞા હું કેવી રીતે ઉથાપી શકું, પુરુષ તો દેવ ગણાય ને!"

ખન્નાએ આ વ્યંગ્યનો આનંદ માણતાં મહેતા તરફ આંખ મિચકારી કહ્યું: "પુરુષ તો ક્યારેય તમારે માટે આટલા સન્માનની વસ્તુ ન હતી!"

માલતી ખસિયાણી ન પડી ગઈ. ખન્નાના કહેવાનો ભાવાર્થ સમજી જઈ; જોશભર્યા અવાજે બોલી: "પરંતુ હવે એ છે, એટલા જ માટે કે પુરુષનું જે રૂપ મેં મારા પરિચિતોના વર્તુળમાં જોયું હતું,તેના કરતાં આ ક્યાંય સુંદર છે! પુરુષ આટલો સુંદર, આટલો કોમળ હૃદય . . ."

મહેતાએ માલતી પ્રતિ દીનભાવે જોયું અને બોલ્યા: "ના, ના માલતી મારા પર દયા કરો, નહિ તો હું અહીંથી નાસી જઈશ."

હમણાં હમણાંથી જે કોઈ માલતીને મળતું, તે તેના મોંએથી મહેતાના જ ભારોભાર વખાણ સાંભળતું—જેમ કોઈ નવદીક્ષિત પોતાના નવા વિચારોનો બધે ઢંઢેરો પીટતો ફરે! સુરુચિનું ધ્યાન પણ એને ન રહેતું, અને મહેતા બિચારા દિલમાં જ ફફડીને રહી જતા. મહેતા પોતાની કટુ અને કઠોર આલોચના તો બહુ રસપૂર્વક સાંભળી શકતા, પરંતુ વખાણ સાંભળીને તો જાણે બેવકૂફ જેવા બની જતા અને મોં પડી જતું. જાણે કોઈએ વ્યંગ્ય કર્યો ન હોય! અને માલતી મનના ભાવ મનમાં જ સમાવી રાખે, એવી સ્ત્રી નહોતી. તે તો પહેલાં હતી તેમ અત્યારે પણ, વ્યવહારમાં પણ અને વિચારોમાં પણ જે પોતાને ઠીક લાગતું, તે જ પ્રમાણે ખુલ્લી રીતે વર્તતી યા સ્પષ્ટ મત દર્શાવતી. તે કશું મનમાં રાખતાં તો શીખી જ નહોતી. જેમ એક સુંદર સાડી આવતાં તેને પહેરવા માટે તે જેવી અધીરી થઈ જતી, તે જ પ્રમાણે મનમાં કોઈ સુંદર ભાવ પ્રગટ થયો કે તરત જ તેને તે જાહેરમાં મૂક્યા વિના તેને ચેન ન પડતું.

માલતીએ વધુ નજીક આવી, તેમની રક્ષા કરતી હોય તેવી રીતે તેમની પીઠ પર હાથ મૂકતાં કહ્યું: "ઠીક, નાસી ન જશો,

હવે હું કશું નહિ બોલું. મને લાગે છે કે તમને તમારી નિંદા વધુ પસંદ છે. તો લ્યો, નિંદા જ સાંભળો ! ખન્નાજી, આ મહાશય મારા પર પોતાના પ્રેમની જાળ . . ."

ખાંડના કારખાનાનું ભૂંગળું અહીંથી સ્પષ્ટ જોઈ શકાતું હતું. ખન્નાએ એ તરફ જોયું. એ ભૂંગળું ખન્નાના કીર્તિસ્તંભની જેમ આકાશમાં માથું ઊંચું કરીને ઊભું હતું. ખન્નાની આંખોમાં અભિમાન ઝળકી ઊઠ્યું. તે જ વખતે તેમને કારખાનાના કાર્યાલયમાં પહોંચવાનું મન થઈ આવ્યું—ત્યાં જઈને ડાયરેક્ટરોની એક તાકીદની મીટીંગ બોલાવવી અને વર્તમાન પરિસ્થિતિથી તેમને વાકેફ કરવા અને આ સમસ્યાનો ઉકેલ લાવવાના ઉપાયો પણ બતાવવા.

અરે, પણ એ ભૂંગળા પાસે આ ધુમાડો શાનો નીકળે છે, જોતજોતામાં તો સારુંય આકાશ આંધીની જેમ ધુમાડાથી છવાઈ ગયું. બધાએ શંકાશીલ બની તે તરફ જોયું. ક્યાંક આગ તો નથી લાગી ? જરૂર આગ જ લાગી છે !

સહસા સામેથી હજારો માણસો કારખાના તરફ દોડતાં નજરે પડ્યાં. ખન્નાએ ઊભા થઈને જોરથી પૂછ્યું: " તમે બધા ક્યાં દોડતા જાઓ છો ? "

એક આદમીએ જરા અટકીને જવાબ આપ્યો: " અરે, પેલા ખાંડના કારખાનામાં આગ લાગી છે ! તમે નથી જોઈ શકતા ?"

એ સાંભળી ખન્નાએ મહેતા તરફ અને મહેતાએ ખન્ના તરફ જોયું. માલતી દોડતી બંગલામાં જઈ બૂટ પહેરી આવી. અફસોસ યા ફરિયાદ કરવાનો અત્યારે અવસર નહોતો. કોઈના મોંમાંથી એક પણ વાત ન નીકળી. જોખમ વખતે આપણી ચેતના અંતર્યામી થઈ જાય છે. ખન્નાની મોટર બહાર ઊભી હતી. ત્રણે જણાં ગભરાયેલાં તેમાં આવીને બેઠાં અને કારખાના તરફ ઊપડ્યાં. ચાર રસ્તે પહોંચ્યાં, તો આખું શહેર કારખાના તરફ દોડતું જતું દેખાયું. આગમાં

માણસોને આકર્ષવાનું જાદુ છે. મોટર ગિરદીને લઈને આગળ વધી ન શકી.

મહેતાએ પૂછ્યું: "આગનો વીમો ઉતરાવ્યો હતો ને?"

ખન્નાએ દીર્ઘ નિશ્વાસ મૂકીને જવાબ આપ્યો: "ક્યાંથી ઉતરાવું ભાઈ, હજી તો પત્રવહેવાર ચાલતો હતો. મને શી ખબર કે આ આફત આવવાની હશે?"

મોટરને ત્યાં જ પડતી મૂકવામાં આવી અને ત્રણે જણાં ભીડમાં માર્ગ કરતાં કારખાના નજીક જઈ પહોંચ્યાં; જોયું તો અગ્નિનો સાગર આકાશમાં ઊભરાઈ રહ્યો હતો. અગ્નિના ઉન્મત્ત ભડકા, એક પર એક, જાણે કે આકાશને પણ ગળી જવા માગતા હોય તેમ દાંત કચકચાવતા હતા અને જીભના લપકારા મારતા હતા. એ અગ્નિસમુદ્રની નીચે ધુમાડાનો એવો તો થર બાઝ્યો હતો કે જાણે શ્રાવણની ઘટા કાળા રંગે સ્નાન કરીને નીચે ઊતરી આવી હતી. તેની ઉપર જાણે આગનો થરથરતો, ઊકળતો, હિમાચળ ઊભો હતો. કંપાઉન્ડમાં લાખો માણસોની ગિરદી જામી હતી, પોલીસ પણ આવી પહોંચી હતી, અગ્નિ શાંત કરનારાઓ અને સેવાસમિતિના સ્વયંસેવકો પણ આવી પહોંચ્યા હતા, પરંતુ બધાય આગની ભીષણતા જોઈ જાણે કે ઠરી ગયા હતા. બંબાઓની ધારાઓ એ અગ્નિસાગરમાં જઈને જાણે કે સોસવાઈ જતી હતી. ઈંટો સળગતી હતી, લોઢાના પાટડાઓ સળગતા હતા અને પીગળી ગયેલી ખાંડની તો નીકો ચારે તરફ વહેવા માંડી હતી. એ તો ઠીક, પણ જમીનમાંથીય અગ્નિની જ્વાળાઓ નીકળતી હતી.

દૂરથી તો મહેતા અને ખન્નાને એ આશ્ચર્ય થતું હતું કે આટલા બધા માણસો એકત્ર થઈને તમાશો કેમ જોઈ રહ્યા છે, આગ હોલવવામાં મદદ કેમ કરતા નથી; પરંતુ હવે એમને પણ સમજાયું કે તમાશો જોવા સિવાય બીજું કાંઈ પણ કરવાનું એમની શક્તિની

બહાર હતું. કારખાનાની દીવાલોથી પચાસ વારની અંદર જવું જોખમભર્યું હતું. ઈંટ અને પથ્થરના ટુકડા કડાક કડાક કરતા ઊછળતા હતા. ક્યારેક જો એકાદ ઝપાટો આ બાજુનો આવી જતો, તો નાસાનાસ થઈ રહેતી હતી.

આ ત્રણે જણાં ગિરદીની પાછળ ઊભાં હતાં. કાંઈ સમજ નહોતી પડતી કે હવે શું કરવું? વળી આ આગ શી રીતે લાગી અને આટલી જલદી કેવી રીતે ફેલાઈ ગઈ? શું પહેલેથી કોઈને ખબર જ ન પડી કે જોઈને હોલવવાનો પણ પ્રયાસ નહોતો કર્યો? આ પ્રકારના પ્રશ્નો બધાના મનમાં ઊઠતા હતા, પરંતુ પૂછે પણ કોને? કારખાનના નોકરો ત્યાં હશે જરૂર, પરંતુ આટલી ગિરદીમાં તેમનો પત્તો લાગવો મુશ્કેલ હતો.

સહસા પવનનો એટલા જોરથી ઝપાટો આવ્યો કે અગ્નિની જ્વાળાઓ નીચી થઈને આ બાજુ વળી—જાણે સમુદ્રમાં ભરતી આવી. લોકો ઊભી પૂંછડીએ નાઠા, એકબીજા પર પડતા આખડતા—જાણે કોક વાઘ આવતો ન હોય! અગ્નિની જ્વાળાઓ જાણે કે સજીવ થઈ ગઈ હતી, સચેષ્ટ પણ—જાણે કોઈ શેષનાગ પોતાનાં સહસ્ર મુખોમાંથી આગ વરસાવતો હતો! કેટલાય માણસો એ નાસાનાસમાં કચડાઈ ગયા. ખન્ના ઊંધે માથે ગબડી પડ્યા અને માલતીને તો મહેતાએ બે હાથો વડે પકડી રાખી હતી, નહિ તો એ પણ જરૂર કચરાઈ જાત. ત્રણે માણસો નજીકની એક ભીંત પાસે આમલીના ઝાડ નીચે આવીને ઊભાં રહ્યાં. ખન્ના એક પ્રકારની ચેતનાશૂન્ય તન્મયતાથી કારખાનાના ભૂંગળાને એકીટસે જોતા ઊભા હતા.

મહેતાએ પૂછ્યું: "તમને બહુ વાગ્યું તો નથી ને?"

ખન્નાએ કશો જવાબ ન આપ્યો. એ તો ભૂંગળા તરફ જ જોઈ રહ્યા. એમની આંખોમાં એ શૂન્યતા હતી કે જે વિક્ષિપ્તતાનું લક્ષણ છે.

મહેતાએ એમનો હાથ પકડીને પુનઃ પૂછ્યું : "આપણે અહીં નાહકના ઊભા છીએ. મને લાગે છે કે તમને બહુ વાગ્યું છે. ચાલો, આપણે પાછા ફરીએ."

ખન્નાએ તેમની તરફ જોયું અને જાણે આવેશમાં આવી ગયા હોય, એ પ્રકારે બોલ્યાઃ "જેમણે આ કામ કર્યું છે, એમને હું બરાબર ઓળખું છું. જો એમને આથી જ સંતોષ મળતો હોય, તો ભગવાન એમનું ભલું કરે. મને જરાય પરવા નથી—જરાય નહિ. જરાય પરવા નથી. હું ચાહું તો આજે જ આવું નવું કારખાનું ઊભું કરી શકું તેમ છું. જી હા, સાવ નવું કારખાનું ઊભું કરી શકું તેમ છું. એ બધા મને શું સમજતા હશે? કારખાનાએ મને નથી બનાવ્યો, મેં કારખાનું બનાવ્યું હતું અને હું પુનઃ પણ તેવું બનાવી શકું તેમ છું; પરંતુ જેમણે આ કામ કર્યું છે, તેમને તો હું જરૂર બતાવી આપીશ. હું બધું જાણું છું, રતીએ રતી જાણું છું!"

મહેતાએ એનો ચહેરો તથા ચેષ્ટા જોઈ એટલે ગભરાઈને બોલ્યાઃ "ચાલો, હું તમને તમારે ઘેર પહોંચાડી દઉં. તમારી તબિયત અત્યારે ઠીક નથી લાગતી."

ખન્નાએ ખડખડાટ હાસ્ય કરતાં કહ્યું: "મારી તબિયત સારી નથી? એટલા માટે કે આ એક કારખાનું બળી ગયું! અરે, આવાં કારખાનાં તો હું આંગળીની ચપટી વગાડતામાં બીજાં ઊભાં કરી શકું તેમ છું. મારું નામ શું! ખન્ના, ચંદ્રપ્રકાશ ખન્ના! મેં મારું બધું આ કારખાનામાં નાખ્યું હતું. પહેલા કારખાનામાં અમને વીસ ટકાનું વળતર મળ્યું હતું. મેં પ્રોત્સાહિત થઈને આ નવું કારખાનું ઊભું કર્યું હતું. હું એક કલાક પહેલાં નહિ, અડધા કલાક પહેલાં, દસ લાખનો માણસ હતો. જી હા, પૂરા દસ લાખ; પરંતુ અત્યારે સાવ નિર્ધન છું. અરે નિર્ધન નહિ, સાવ દેવાળિયો છું. મારે હજી બેંકના બે લાખ દેવા છે. જે મકાનમાં હું રહું છું, તે પણ હવે

મારું નથી. જે વાસણોમાં હું ખાઉં છું, તે પણ હવે મારાં નથી. બેંકમાંથી મને રજા મળશે. જે ખન્નાને જોતાં લોકોને ઈર્ષ્યા આવતી, તે ખન્ના હવે ધૂળ ભેગો થઈ ગયો છે. સમાજમાં હવે મારું કાંઈ સ્થાન નથી. મારા મિત્રો મને હવે વિશ્વાસને યોગ્ય નહિ ગણે—દયાને યોગ્ય ગણશે. મારા શત્રુ મારા પર બળશે નહિ—મારા પર હસશે. તમે જાણતા નથી શ્રીયુત મહેતા કે, મારા સિદ્ધાંતોનું મેં કેટલું ખૂન કર્યું છે! કેટલીય લાંચો આપી છે, કેટલીય લાંચો ખાધી છે! ખેડૂતોની શેરડી તોળવા માટે, કઈ જાતના માણસો રાખ્યા હતા, કેવાં ખોટાં ત્રાજવાં રાખ્યાં હતાં! એ બધું સાંભળીને હવે શું કામ છે; પરંતુ પોતાની આવી દુર્દશા કરાવવા માટે ખન્ના શા માટે જીવતો જ રહે! જે કાંઈ થવાનું હોય તે થાય, દુનિયાને જેટલું હસવું હોય તેટલું હસે, મિત્રોને જેટલો અફસોસ કરવો હોય તેટલો કરે, લોકોને જેટલી ગાળો દેવી હોય તેટલી દે! એ બધું પોતાની આંખોએ જોવા માટે અને કાનોએ સાંભળવા માટે, ખન્ના હવે જીવતો નહિ રહે. એ હૃદયહીન નથી કે એ લાજશરમ વગરનો નથી."

એમ કહેતાં ખન્ના બે હાથ વડે માથું પટકતાં જોરજોરથી રોવા લાગ્યા.

મહેતાએ એમને છાતી સરસા ચાંપી, દુઃખી સ્વરે કહ્યું: "ખન્નાજી, જરા ધીરજ ધરો. તમે સમજુ થઈને દિલ કેમ આટલું સાંકડું કરી નાખો છો! દોલતથી માનવીને જે સન્માન મળે છે, તે એનું સન્માન નથી હોતું, એ એની દોલતનું સન્માન હોય છે. તમે નિર્ધન રહીને પણ મિત્રોના વિશ્વાસપાત્ર બની શકો છો, અને શત્રુઓના પણ; બલ્કે તે વખતે તો તમારો કોઈ શત્રુ જ રહેશે નહિ. આવો, ઘેર જઈએ, જરા આરામ કરવાથી તમારા ચિત્તને શાંતિ મળશે."

ખન્નાએ કશો જવાબ ન આપ્યો. ત્રણે માણસો ચાર રસ્તા પર આવ્યાં. મોટર ત્યાં ઊભી હતી. દસ મિનિટમાં બધાં ખન્નાના મકાને આવી પહોંચ્યાં.

ખન્નાએ મોટરમાંથી ઊતરીને શાંત સ્વરે કહ્યું: "મોટર તમે લઈ જાઓ. હવે મારે એની જરૂર નથી."

માલતી અને મહેતા પણ ઊતરી પડ્યાં. માલતી બોલી: "તમે જઈને શાંતિથી સૂઈ જાઓ, અમે ત્યાં સુધી બેઠાં બેઠાં ગપ્પાં મારીશું. અમારે ઘેર જવાની જરાય ઉતાવળ નથી."

ખન્નાએ કૃતજ્ઞતાભરી આંખોએ તેના પ્રતિ જોયું અને કરુણ કંઠે બોલ્યો: "મારાથી જે કાંઈ અપરાધ થયા છે, તેની હું ક્ષમા માગું છું. માલતી! તમે અને મહેતા, બસ જગતમાં તમારા બે સિવાય મારું કોઈ નથી. મને આશા છે કે તમે તો મને તમારી દૃષ્ટિમાં હલકો નહિ જ ગણો. કદાચ પાંચ દસ દિવસમાં મારે આ મકાનનો પણ ત્યાગ કરવો પડે. કિસ્મતે કેવો દગો દીધો!"

મહેતાએ કહ્યું: "હું તમને સાચું જ કહું છું ખન્નાજી, આજે મારી દૃષ્ટિમાં તમારી જેટલી કિમ્મત છે, તેટલી પહેલાં પણ ક્યારેય ન હતી."

ત્રણે માણસો ઘરમાં દાખલ થયાં. બારણું ખોલવાનો અવાજ સાંભળી, તરત જ ગોવિંદી અંદરથી બહાર આવી અને બોલી: "તમે બધા શું ત્યાંથી જ આવો છો? મહારાજ તો બહુ ખરાબ સમાચાર લાવ્યો છે!"

ખન્નાના મનમાં એક એવો પ્રબળ, ન રોકાય એવો, તોફાની આવેશ જાગૃત થયો કે પોતે ગોવિંદીના ચરણોમાં પડે અને તેને આંસુઓથી ધોઈ નાખે; ભારે અવાજે એ બોલ્યા: "હા પ્રિયે, આપણો સર્વનાશ થઈ ગયો."

તેમનો નિર્જીવ, નિરાશ, આહત આત્મા સાંત્વના માટે વિકળ થઈ રહ્યો હતો: સાચી, સ્નેહમાં ડૂબેલી સાંત્વના માટે—એક રોગીની જેમ કે જે જીવનસૂત્ર ક્ષીણ થઈ જવા છતાં વૈદ્યના મુખ પ્રતિ આશાભરી આંખોએ તાકી રહેતો હોય! એ જ ગોવિંદી જેના પર એણે

હંમેશા જુલમ જ આદર્યો હતો, જેનું હંમેશાં અપમાન જ કર્યું હતું, જેના પ્રતિ હંમેશા બેવફાઈ કરી હતી, જેને સદૈવ જીવનનો બોજો માની હતી, જેના મૃત્યુની જ સદૈવ ઇચ્છા કરી હતી, તે જ આ સમયે જાણે છેડામાં આશીર્વાદ અને મંગળ અને અભયને લઈને તેનું રક્ષણ કરી રહી હતી—જાણે કે એના ચરણોમાં જ એના જીવનનું સ્વર્ગ હતું, જાણે એ જ એના અભાગી મસ્તક પર હાથ મૂકીને પુનઃ એની પ્રાણહીન નસોમાં રક્તસંચાર કરી દેશે. મનની દુર્બળ દશામાં, આ ઘોર વિપત્તિમાં, જાણે કે એ એને કંઈ વળગાડવા માટે ઊભી હતી. નૌકા પર બેઠા પછી જલવિહાર કરતી વેળાએ આપણે માર્ગમાં આવતા ખડકોને ઘાતક માનીએ છીએ અને ઇચ્છીએ છીએ કે કોઈ એ બધાને ત્યાંથી ખોદીને ફેંકી દે; પરંતુ નૌકા તૂટી જતાં એના ઉપર જ આપણે આશરો લઈએ છીએ.

ગોવિંદીએ એમને એક સોફા પર બેસાડ્યા અને પછી સ્નેહ-કોમળ સ્વરે બોલી: “ તેમાં તમે શું કરવા આટલું બધું પોચું દિલ કરી નાખો છો ? એ ધન માટે કે જે બધાં પાપોનું મૂળ છે ? એ ધન હતું ત્યારે આપણને શું સુખ મળતું હતું ? સવારથી તે અડધી રાત સુધી એક ને એક ધમાલ—આત્માનો સર્વનાશ ! છોકરાં તમારી સાથે વાતો કરવા તલસ્યાં કરતાં, તમને સગાંવહાલાંને એક કાગળ લખવાની પણ ફુરસદ ન મળતી. એમાં શી મોટી આબરૂ હતી ? હા હતી, કેમકે જગત આજકાલ ધનની પૂજા કરે છે અને એવી પૂજા તો એ પરા-પૂર્વથી કરતું આવ્યું છે. એની સાથે તમારે કશું પ્રયોજન નથી. જ્યાં સુધી તમારી પાસે લક્ષ્મી હશે, ત્યાંસુધી જગત તમારી સમક્ષ પૂંછડું પટપટાવશે અને આવતી કાલે એ એટલી જ ભક્તિથી બીજાના બારણે જઈ દંડવત્ કરવા માંડશે. તમારી તરફ ઊંચી આંખ કરીને પણ નહિ જુએ. સત્પુરુષો ધન આગળ માથું નથી નમાવતા, એ તો જુએ છે કે તમે શું છો. જો તમારામાં સત્ય હશે, ન્યાય હશે, પુરુષાર્થ હશે, તો એ તમારી પૂજા કરશે; નહિ તો તમને સમાજના લૂંટારા માનીને

તમારી તરફ પીઠ ફેરવીને ઊભા રહેશે, બલ્કે તમારા દુશ્મન બની બેસશે. કહો મહેતાજી, હું ખોટું તો નથી કહેતી ને?"

મહેતાએ જાણે કે સ્વર્ગસ્વપ્નમાંથી ચમકીને કહ્યું: "ખોટું? તમે તો એ જ કહી રહ્યાં છો કે જે જગતના મહાન પુરુષોએ જીવનના તાત્ત્વિક અનુભવ કર્યા બાદ કહ્યું છે. જીવનનો સાચો આધાર જ એ છે."

ગોવિંદીએ મહેતાને સંબોધીને કહ્યું: "ધનવાન કોણ હોય છે, એનો કોઈ વિચાર નથી કરતું. એ જ જે પોતાની આવડતથી બીજાને બેવકૂફ બનાવી શકે છે..."

ખન્નાએ વાતને અધવચ્ચે જ કાપી નાખતાં કહ્યું: "ના ગોવિંદી, ધન કમાવા માટે માણસમાં સંસ્કાર હોવા જોઈએ. માત્ર આવડતથી જ ધન નથી મળતું. એને માટે પણ ત્યાગ, તપસ્યા કરવાં પડે છે. કદાચ એટલી સાધનાથી તો ઈશ્વરપ્રાપ્તિ પણ થાય. આપણી બધીય આત્મિક, બૌદ્ધિક અને શારીરિક શક્તિઓના સામંજસ્યનું નામ જ ધન છે."

ગોવિંદીએ વિરોધ ન કરતાં મધ્યસ્થના ભાવથી કહ્યું: "હું માનું છું કે ધન માટે પણ કાંઈ થોડી તપસ્યા નથી કરવી પડતી, તોપણ આપણે એને જીવનમાં જેટલી મહત્ત્વની વસ્તુ માની લીધી છે, તેટલું મહત્ત્વ તેમાં નથી. હું તો ખુશ થઈ છું કે તમારે માથેથી એટલો ભાર ઓછો થયો. હવે તમારાં છોકરાં સાચાં મનુષ્ય બનશે, સ્વાર્થ અને અભિમાનનાં પૂતળાં નહિ બને. જીવનનું સુખ બીજાઓને સુખી કરવામાં છે, એમને લૂંટવામાં નહિ. ખોટું ન લગાડશો, અત્યારપર્યંત તમારા જીવનનો અર્થ હતો આત્મસેવા, ભોગ અને વિલાસ. ઈશ્વરે તમને એ સાધનોથી વંચિત કરીને તમારે માટે વધુ ઊંચા અને પવિત્ર જીવનનો માર્ગ ખોલી આપ્યો છે. એ સિદ્ધિ પ્રાપ્ત કરતાં કદાચ કાંઈ કષ્ટ પણ વેઠવું પડે, તો એનું સ્વાગત કરો. તમે એને વિપત્તિ જ શું

કરવા માનો છો? એમ કેમ નથી માનતા કે તમને અન્યાય સામે લડવાનો આ અવસર મળ્યો છે? મારા મત મુજબ તો પીડક થવા કરતાં પીડિત થવું હજાર દરજ્જે શ્રેષ્ઠ છે. ધન ખોઈને જો આપણે આત્મા પાછો મેળવી શકીએ, તો એ કાંઈ મોંઘો સોદો નથી. ન્યાયના સૈનિક બનીને લડવામાં જે ગૌરવ છે, જે ઉલ્લાસ છે, તેને તમે શું એટલી વારમાં જ ભૂલી ગયા?"

ગોવિંદીના પીળા, રુક્ષ મુખ પર તેજની એવી તો ચમક હતી કે તેની સારીય મૂક સાધના પ્રગલ્ભા થઈ ઊઠી હતી!

મહેતા તેના પ્રતિ ભક્તિપૂર્ણ નેત્રો વડે જોઈ રહ્યા હતા, ખન્ના માથું નમાવી એના શબ્દોને દૈવી પ્રેરણા માનવાની કોશિશ કરી રહ્યા હતા અને માલતી મનમાં ને મનમાં શરમાતી હતી. ગોવિંદીના વિચારો આટલા ઊંચા, એનું હૃદય આવું વિશાળ અને તેનું જીવન આટલું ઉજ્જવળ હશે, એવો એને પહેલાં ક્યારેય ખ્યાલ પણ નહોતો આવ્યો.

# પ્રકરણ ૧૨ મું

**નોહરી** એવી સ્ત્રી નહોતી કે જે માત્ર કરવાને ખાતર જ સત્કૃત્ય કરે છે. પોતે જે સદ્કૃત્ય કર્યું હતું, તેનો પોતે ગામ આખામાં ઢંઢેરો પિટાવશે અને એમાંથી જેટલો યશ મળશે, તેથી પણ કાંઇક વધારે યશ મેળવવાના પોતે ધમપછાડા કરશે; પરંતુ એવા માણસોને તો યશ ને બદલે અપયશ અને બદનામી જ અંતે મળે છે. સત્કૃત્ય ન કરો તો એમાં બદનામી નથી, તેમાં તો માત્ર ઇચ્છા યા સામર્થ્યનો જ અભાવ હોય છે. એ ન કરવા માટે આપણને કોઇ ખરાબ નથી કહેતું, પરંતુ જ્યારે આપણે એક સત્કૃત્ય કરીને એનો અહેસાન ચડાવવા જઇએ છીએ, ત્યારે એ જ માણસ જેના પ્રતિ આપણે સત્કૃત્ય કર્યું હોય છે, તે આપણો દુશ્મન બની જાય છે અને આપણા અહેસાનને મિટાવી દેવાના પ્રયાસો કરે છે. એ જ સત્કૃત્ય જો એના કરનારના અંતરમાં જ સમાઇ રહે તો એ સત્કૃત્ય છે, બહાર જાહેર થઇ જાય તો એ અપકૃત્ય થઇ જાય છે. નોહરી ચારે તરફ કહેતી ફરતી હતી કે, "બિચારો હોરી મહામુસીબતમાં હતો, દીકરીનાં લગન કરવા સારુ જમીન ઘરેણે મૂકવા તૈયાર થયો હતો. મેં તેની આવી હાલત જોઇ, ત્યારે મને દયા આવી ગઇ. ધનિયા પ્રતિ તો મારું જરા પણ મન ખેંચાતું નહોતું. એ રાંડને તો એટલો બધો ઘમંડ છે કે જમીન પર પગ પણ નથી મૂકતી; પરંતુ વચ્ચે બિચારો હોરી ચિંતાનો માર્યો સુકાઇ જતો હતો. મેં વિચાર

કર્યો, કે તેના આ સંકટમાં મારે મદદ કરવી. છેવટે માણસ જ માણસના કામમાં આવે છે અને હોરી તો હવે કોઈ પરાયો માણસ ન હતો. તમે માનો યા ન માનો, પણ એ હવે મારો સંબંધી થઈ ચૂક્યો કહેવાય. રૂપિયા કાઢીને ગણી આપ્યા; નહિ તો દીકરી હજી કુંવારી જ બેઠી હોત."

ધનિયાથી ભલા આ લવારો શે સાંભળ્યો જાય! રૂપિયાનું શું દાન કર્યું હતું? ના જોઈ હોય તો મોટી દાન કરનારી! વ્યાજ વાણિયો પણ લે છે અને તું પણ લઈશ, એમાં વળી ઉપકાર શાનો? બાજાને ધીર્યા હોત તો વ્યાજ તો શું પણ મૂળ મૂડી પણ ગડપ થઈ જાત; પણ અમે લીધાં છે એટલે હાથમાં નાણાં આવતાં જ પહેલું તારું ઋણ ચૂકવી દઈશું. એ તો અમે જ હતાં કે તારા ઘરનું વિષ મૂંગે મોંએ પી ગયાં, નહિ તો એના સામું વળી જુએ પણ કોણ? આહીં કોઈ બારણે પણ ઊભું રહેવા દેતું નહોતું. અમે તમારી આબરૂ સાચવી લીધી, તમારાં મોં કાળાં થતાં બચાવી લીધાં.

રાતના દસ વાગી ગયા હતા. શ્રાવણની અંધારી ઘટા છવાઈ ગઈ હતી. ગામ આખામાં અંધકાર ફેલાઈ ગયો હતો. હોરીએ રોટલા ખાઈ, હોકો પીધો અને સૂવા જવાની તૈયારી કરતો હતો, એટલામાં ભોળો ત્યાં આવી પહોંચ્યો.

હોરીએ પૂછ્યું: "અહો, અત્યારે આમ ઓચિંતા ક્યાંથી, ભોળાપટેલ? હવે આ જ ગામમાં રહેવાનો નિર્ણય કર્યો છે, તો જુદું મકાન કેમ નથી રાખી લેતા? ગામમાં માણસો કેવી કેવી વાતો ઉડાવે છે! તમને એ બધું શું સારું લાગે છે? ખોટું ન લગાડશો. તમે તો હવે મારા સંબંધી કહેવાઓ, એટલે તમારી બદનામી અમારાથી નથી સાંભળી જતી; નહિ તો મારે કોઈનેય કશું શું કરવા કહેવું પડે!"

ધનિયા તે જ વખતે પાણીનો લોટો ભરી હોરીને ઓશીકે

મૂકવા આવી. આ સાંભળીને તે બોલી: “ બીજો કોઈ ભાયડો હોત, તો આવી સ્ત્રીને ક્યારનીય ભોંયચાટતી કરી દીધી હોત.”

હોરીએ તેને ધમકાવી: “ કેવી વાહિયાત જેવી વાતો તું બકે છે ? પાણી મૂક અને જા, જઈને સૂઈ જા. આજે તું જ કુમાર્ગે જવા લાગે, તો હું શું તને ભોંયચાટતી કરી દઉં ? તું કરવા દે ખરી કે ?”

ધનિયા તેના પર પાણીના છાંટા નાખતી બોલી: “ કુમાર્ગે જાય તમારી બહેન, હું શું કરવા કુમાર્ગે જાઉં ! હું તો દુનિયા જે કહે છે તે કહું છું, એમાં તમે શું કરવા ગુસ્સે થઈ જાઓ છો ? હવે તો તમારું મોં ગળ્યું થઈ ગયું હશે. સ્ત્રી ચાહે તે રસ્તે જાય, મરદો તો એને તાકી તાકીને નિહાળવાના ! એવા મરદોને હું મરદ નથી ગણતી.”

હોરી મનમાં ને મનમાં સમસમી રહ્યો. ભોળો બિચારો અત્યારે પોતાનાં દુઃખનાં રોદણાં રડવા આવ્યો હશે અને આ ઊલટી તેના ઉપર જ તૂટી પડી. એ જરા ગરમ થઈને બોલ્યો: “ આ તું રોજ તારા મનનું ધાર્યું કરે છે, તો હું તને ક્યાં આડા હાથ દેવા આવું છું ? કાંઈક બે શબ્દો કહેવા જાઉં છું, ત્યાં તો ઊલટી તું મને જ કરડવા દોડે છે. તું જ જરા વિચાર કરી જો ને !”

ધનિયાને હૈયે કાંઈક અને મોંઢે કાંઈક એવું કહેતાં નહોતું આવડતું. તે બોલી: “ સ્ત્રી ઘરમાં ઘીનો ઘાડવો ઢોળી દે, ઘરમાં આગ સળગાવી દે, તો એ બધુંય મરદ સહન કરી લેશે, પરંતુ એને કુમાર્ગે જતી તો એ કદાપિ સહન નહિ કરી શકે.”

ભોળો દુઃખી સ્વરે બોલ્યો: “ તમે બરાબર કહો છો, ધનિયા. બેશક મારે એને ભોંયચાટતી કરી દેવી જોઈતી હતી; પરંતુ હવે એટલી શક્તિ નથી રહી. હવે તો તમે આવીને જરા સમજાવો; જો માને તો ઠીક, નહિ તો હું બધુંય કહીને હારી ગયો છું.”

“ જ્યારે બૈરીને વશમાં રાખવાની શક્તિ નહોતી, તો પછી

ફરીથી ઘર માંડ્યું શું કરવા? આ રાંડને માટે? તમે તો એમ માની બેઠા હશો કે એ આવીને તમારા પગ ચાંપશે, તમને હોકો ભરીને આપશે અને જ્યારે તમે સાજામાંદા હશો, ત્યારે એ તમારી ચાકરી કરશે? એવું તો એ જ બૈરી કરી શકે કે જેણે તમારી સાથે જુવાનીનું સુખ માણ્યું હોય. મારી તો સમજમાં જ એ નથી આવતું કે તમે એનામાં એવું તે શું જોયું કે જોતાં વેંત જ લટ્ટુ થઈ ગયા! જરા પહેલેથી તપાસ કરવી હતી કે એનો સ્વભાવ કેવો છે, એના રંગઢંગ કેવા છે! તમે તો ભૂખ્યા શિયાળની જેમ તૂટી પડ્યા! હવે તો તમારો ધરમ એટલો જ છે કે દાતરડા વતી એનું માથું વાઢી નાખવું. બહુ થશે તો ફાંસી મળશે, એ જ ને! ફાંસી આવી બદનામી કરતાં તો સારી!"

ભોળાના રક્તમાં કાંઈક ચેતન આવ્યું. તે બોલ્યો: "તો તમારી શું આ જ સલાહ છે?"

ધનિયા બોલી: "હા, મારી એ જ સલાહ છે. હવે કાંઈ બીજાં પાંચ પચાસ વરસ તો જીવવાના છો નહિ. માનજો કે આટલી જ ઉંમર હતી."

હોરીએ આ વખતે ધનિયાને બરોબરની સંભળાવી: "ચૂપ રહે, ન જોઈ હોય તો મોટી સતવંતીની બેટી! અરે, એક પંખી સરખું તો જબરજસ્તીથી પીંજરામાં રહેતું નથી, તો પછી માણસ તો ક્યાંથી રહે! તમે એને જતી કરો. ભોળા, માનજો કે એ મરી ગઈ અને જઈને તમારા છોકરાઓ સાથે આરામથી રહો. બે વેળા રોટલા ખાઈને રામનું નામ લો. જુવાનીનું સુખ હવે ગયું. એ સ્ત્રી ચંચળ છે. એની પાસેથી બદનામી અને હૈયાની બળતરા સિવાય તમને બીજું કશુંય સુખ નહિ મળે."

ભોળો નોહરીને જતી કરે? અસંભવ! નોહરી અત્યારે પણ તેના પ્રતિ રોષભરી આંખોથી જોતી માલૂમ પડતી હતી; પરંતુ નહિ,

ભોળો હવે તેનો ત્યાગ જ કરશે. જેવું કરી રહી છે તેનાં ફળ ભલે એ ભોગવે !

ભોળાની આંખોમાં આંસુ આવી ગયાં. તે બોલ્યો: "હોરી-ભાઈ, આ સ્ત્રી પાછળ હું કેટલું વેઠી રહ્યો છું, તે માત્ર હું જ જાણું છું. એને જ લીધે મારે અને કામતાને ઝઘડવું પડ્યું. વૃદ્ધાવસ્થામાં આ બદનામી થવાની લખી હતી, તે પણ થઈ. મને રોજ મેણાં મારે છે કે તમારી તો છોડી નાસી ગઈ છે. મારી દીકરી ભલે નાસી ગઈ કે કોકને લઈને જતી રહી; પરંતુ એ જ્યાં છે ત્યાં પોતાના ભાયડા સાથે છે, એ એના સુખદુ:ખની ભાગિયણ તો છે! આના જેવી તો મેં બીજી કોઈ સ્ત્રી ન જોઈ. બીજાઓ સાથે હસે છે, બોલે છે અને મને જોતાં જ મોં ફુલાવી દે છે. હું તો ગરીબ માણસ રહ્યો, રોજ ત્રણ ચાર આના મજૂરી કરીને કમાઉં છું. એમાંથી દૂધ-દહીં, માંસ-માછલી, બાસૂદી-મલાઈ ક્યાંથી લાવું!"

ભોળો અહીંથી પ્રતિજ્ઞા કરીને પોતાને ઘેર ગયો. હવે બસ દીકરાઓની સાથે જઈને રહીશ, હવે બહુ ધક્કા ખાઈ ચૂક્યો; પરંતુ બીજે જ દિવસે સવારમાં હોરીએ જોયું તો ભોળો દુલારી વાણિયણની દુકાને તમાકુ લેવા જતો હતો.

હોરીએ તેને અત્યારે બોલાવવાનું ઉચિત ન માન્યું. આસક્તિમાં માણસ પોતાના વશમાં નથી હોતો. ત્યાંથી આવીને તેણે ધનિયાને કહ્યું: "ભોળો તો હજી અહીં જ છે. નોહરીએ ખરેખર એના પર કાંઈક વશીકરણ જ કર્યું છે."

ધનિયાએ નાક મચકોડી જણાવ્યું: "જેવી પથ્થર જેવી એ છે, તેવો જ પથ્થર જેવો આ છે. આવા પુરુષે તો ચાંગળું પાણી લઈને ડૂબી મરવું જોઈએ. હવે એ શેખી કોણ જાણે ક્યાંય જતી રહી. ઝુનિયા જ્યારે અહીં આવી હતી, ત્યારે તો પાછળ ડંડો લઈને આવી પહોંચ્યા હતા. તે વખતે આબરૂનું પાણી થઈ જતું હતું,

હવે આબરૂનું પાણી નથી થઈ જતું!"

હોરીને ભોળા પર દયા આવતી હતી. બિચારો આ કુલટાના પાલે પડીને જિંદગી બરબાદ કરી રહ્યો છે. હવે એને છોડીને જાય પણ શી રીતે? સ્ત્રીને આમ છોડીને ચાલ્યા જવું એ શું રમત વાત હતી? એ ચુડેલ એને ત્યાં પણ સુખે નહિ બેસવા દે! ક્યાંક ન્યાત ભેગી કરશે. ક્યાંક વળી ખોરાકીપોશાકીનો દાવો માંડશે. અત્યારે તો હજી આ ગામના લોકો જ જાણે છે. કોઈને હજી મોંએ કહેતાં સંકોચ થાય છે, એકબીજાના કાનમાં વાતો કરીને જ અટકી જાય છે; ત્યારે તો દુનિયા આખીય ભોળાને ખરાબ કહેવા લાગશે. લોકો તો એમ જ કહેશે કે ભાયડાએ જ એનો ત્યાગ કર્યો, તો પછી અબળા બિચારી શું કરે? ભાયડો ખરાબ હોય તો સ્ત્રીનું માથું વાઢી નાખે. સ્ત્રી ખરાબ હોય તો ભાયડાની આબરૂ વેચી ખાય.

આ પછી બે મહિને એક દહાડો આખા ગામમાં વાયુવેગે સમાચાર ફરી વળ્યા કે નોહરીએ ખાસડાં વતી ભોળાની ખૂબ પૂજા કરી.

વર્ષા પૂરી થઈ ગઈ હતી અને શિયાળુ પાક વાવવાની તૈયારીઓ ચાલતી હતી. હોરીની શેરડી તો લિલામ થઈ ગઈ હતી. નવી શેરડીના બીજ માટે એને પૈસા ન મળ્યા, એટલે હવે શેરડી ન વવાઈ. બીજી બાજુ એક બળદ પણ માંદો પડી ગયો હતો અને નવા બળદ વિના કામ ચાલી શકે એમ ન હતું. પુનિયાનો એક બળદ ગરનાળામાં પડીને મરી ગયો હતો, ત્યારથી તો ઊલટી મુસ્કેલી વધી ગઈ હતી એક દિવસ પુનિયાના ખેતરમાં હળ જોડાતું, તો એક દિવસ હોરીનાં ખેતરમાં. ખેતરોમાં વાવણી જે રીતે થવી જોઈએ, એ રીતે નહોતી થઈ શકતી.

હોરી હળ લઈને ખેતરે ગયો, પરંતુ મન ભોળાની ચિંતાથી મુક્ત ન હતું. તેણે પોતાના સારાય જીવનમાં એવું તો ક્યારેય નહોતું સાંભળ્યું કે એક સ્ત્રીએ પોતાના પતિને ખાસડાંથી માર્યો હોય!

ખાસડાં તો શું, પરંતુ થપ્પડ યા ડંસાથી માર્યાનો પ્રસંગ પણ તેને યાદ આવતો ન હતો અને આજે આ નોહરીએ ભોળાને ખાસડે ખાસડે માર્યો અને લોકો બધા તમાશો જોતા હોય એમ અદબ વાળીને ઊભા રહ્યા! હવે એ સ્ત્રીના પંજામાંથી એ અભાગિયો શી રીતે છૂટે! હવે તો ભોળાએ ક્યાંક ડૂબીને મરી જવું જોઈએ. જીવનમાં બદનામી અને દુર્દશા સિવાય બીજું કાંઈ જ ન હોય, તો પછી માણસ મરી જાય એ જ બહેતર હતું. પાછળ કોણ ભોળાનું નામ દઈને રોનાર બેઠું હતું! દીકરાઓને ફાવે તો પાછળ ક્રિયાકરમ કરે, તેય લોકલાજમાંથી બચવા ખાતર—બાકી આંસુ તો કોઈનીય આંખોમાંથી નહિ પડે. તૃષ્ણાને વશ થઈ માનવી પોતાનું જીવન ધૂળધાણી કરી નાખે છે. જો પાછળ કોઈ રોનાર જ નથી, તો પછી જીવવાનો આટલો બધો મોહ શો, મરવાનો ડર શું કામ?

એક છે આ નોહરી અને એક છે પેલી ચમારણ સિલિયા! જોવા સાંભળવામાં તો એના કરતાં હજાર દરજ્જે સારી. ધારે તો બે જણને ખવડાવીને ખાય અને રાધા બનીને ઘૂમ્યા કરે, છતાં મજૂરી કરે છે, ભૂખે મરે છે અને મતઈ એકલાને જ વળગી રહી છે અને એ નિર્દયી એના સામું પણ નથી જોતો. શું કહેવાય, આજ જો ધનિયા મરી ગઈ હોત, તો હોરીની પણ એવી જ દશા હોત! તેની મોતની કલ્પનાથી જ હોરીનાં રોમાંચ કંપી ઊઠયાં. ધનિયાની મૂર્તિ તેનાં માનસિક નેત્રો સમક્ષ આવીને ઊભી થઈ ગઈ—સેવા અને ત્યાગની દેવી બનીને; જીભની તેજ, પરંતુ હૃદય મીણ જેવું પોચું; પાઈ પાઈ સારુ પ્રાણ દેનારી, પરંતુ કુળરક્ષા માટે પોતાનું સર્વસ્વ હોમી દેનારી. યુવાવસ્થામાં એ પણ કાંઈ ઓછી રૂપાળી નહોતી! નોહરી તો એની આગળ શું છે? ચાલતી ત્યારે તો રાણી જેવી લાગતી. જે જોતું, તે મોં વકાસીને રહી જતું. આ ઝિંગુરી અને પટેશ્વરી ત્યારે જુવાન હતા. બન્ને ધનિયાને જોઈને

નિસાસા નાખવા મચી પડતા; બારણે સો સો વખત આંટા મારી જતા. હોરી એમની શોધમાં જ રહેતો, પરંતુ છેડતી કરવાનું કોઈ બહાનું નહોતું મળતું, એ દિવસોમાં ઘરમાં ખાવાપીવાની ખૂબ તંગી હતી. હિમ પડ્યું હતું અને ખેતરોમાં ભૂસું સુધ્ધાં નહોતું થયું. લોકો પાંદડાં, ઘાસ અને જંગલી બોર ઇત્યાદિ ખાઈ ખાઈને દહાડા કાપતા હતા. હોરીને દુષ્કાળનિવારણ મંડળ તરફથી ઉઘાડેલાં રાહતના કામોમાં મજૂરીએ જવું પડતું. રોજના છ પૈસા મળતા. ધનિયા ઘરમાં એકલી જ રહેતી, પરંતુ ક્યારેય એને કોઈ એ કોઈ છેલબટાઉ તરફ ઊંચી નજરે જોતાં પણ નહોતી જોઈ. પટેશ્વરીએ એક વાર કાંઈક છેડતી કરી હતી, તેનો ધનિયાએ એવો મોંતોડ જવાબ આપ્યો હતો કે હજી એ નથી ભૂલી શક્યા.

સહસા તેણે માતાદીનને પોતાની તરફ આવતાં જોયો. કસાઈ ક્યાંકનો, કેવું તિલક તાણ્યું છે, જાણે ભગવાનનો અડંગ ભગત. સિંહના વેશમાં શિયાળ! એવા બ્રાહ્મણને તે વળી કોણ પગે પડતું હશે!

માતાદીને સમીપ આવીને કહ્યું: "તમારો એક બળદ તો હવે નકામો થઈ ગયો હોરી, આ વખતે પિયાવામાં એ કામ નહિ આવે. એને લાવ્યે લગભગ પાંચેક વર્ષ થયાં હશે, નહિ?"

હોરીએ બળદની પીઠ પર હાથ ફેરવતાં જણાવ્યું: "પાંચ કેમ, આ તો આઠમું વર્ષ જાય છે, ભાઈ! મનમાં તો થાય છે કે એને પેન્શન આપી દઉં, પરંતુ ખેડૂત અને ખેડૂતના બળદ એમને તો જમરાજ જ પેન્શન આપે તો મળે. એની ખાંધે ધૂંસરી મૂકતાં મારો જીવ કપાઈ જાય છે. બિચારો મનમાં કહેતો હશે કે હવેય મને આરામ નહિ, હજીય મારાં હાડકાંને શું ધૂંસરીએ જોડશો? પરંતુ શું કરું, હું પણ લાચાર છું. મારે એને જોડ્યા સિવાય બીજો કોઈ આરો જ નથી. ક્યાં ચાલ્યા? હવે તો ઠીક છે ને?"

માતાદીન છેલ્લો એક મહિનો થયાં મેલેરિયાથી પીડાતો હતો.

એક દિવસ તો નાડી પણ છૂટી ગઈ હતી. ખાટલા પરથી હેઠે કામળા પર પણ ઉતારી લેવામાં આવ્યો હતો. ત્યારથી એના મનમાં એમ થઈ આવ્યું હતું કે સિલિયા સાથે મેં જે ગેરવર્તણૂક ચલાવી, તેનો મને આ દંડ મળ્યો હતો. જ્યારે એણે સિલિયાને ઘર બહાર હાંકી મૂકી, ત્યારે સિલિયા ગર્ભવતી હતી. તેની તેને જરા પણ દયા નહોતી આવી. છેલ્લા દહાડા સુધી તે મજૂરી કરતી હતી. જો ધનિયાએ તેના પર દયા દર્શાવી નહોત, તો એ ક્યારનીય મરી ગઈ હોત. કેવી કેવી મુસીબતોનો સામનો કરીને એ જીવન વિતાવી રહી છે! આ સ્થિતિમાં તો એ મજૂરી પણ ન કરી શકે. તેથી હવે શરમાઈને અને પીગળી જઈને હોરી મારફતે સિલિયાને એ રૂપિયા આપવા આવ્યો હતો. જો હોરી એને એ રૂપિયા પહોંચાડશે, તો પોતે એનો મોટો ઉપકાર માનશે.

હોરીએ કહ્યું: “ તમે જ જઈને કેમ નથી આપી આવતા ? ”

માતાદીન દીન સ્વરે બોલ્યો: “ મને એની પાસે ન મોકલશો, હોરી પટેલ ! કયું મોઢું લઈને એની સમક્ષ જઉં ? સાથે ડર પણ લાગે છે કે મને જોતાં જ એ ગુસ્સે થઈને કડવા વેણ સંભળાવવા માંડશે. તમે મારા પર આટલી દયા કરો. હજી મારાથી બરાબર ચલાતું પણ નથી, છતાં આ પૈસા સારુ તો એક યજમાન પાસે એ ગાઉ દોડતો ગયો હતો. મારી કરણીનાં ફળ બહુ ભોગવ્યાં. આ બ્રાહ્મણત્વનો બોજો હવે નથી ઊંચકાતો. છાનાંછપનાં ગમે તેટલાં કુકર્મ કરો, કોઈ કશું નથી કહેતું. પ્રત્યક્ષ કશું ન થાય, નહિ તો તરત કુળમાં ડાઘ લાગી જાય. તમે એને સમજાવજો દાદા કે, મારા અપરાધ ક્ષમા કરે. આ ધર્મનું બંધન બહુ કઠોર હોય છે. જે સમાજમાં જન્મ્યા અને મોટા થયા, તેનાં બંધનોનું તો પાલન કરવું જ પડે ને ! બીજી કોઈ જાતિ જો ધર્મભ્રષ્ટ થઈ જાય, તો બહુ વાંધો આવતો નથી; પરંતુ બ્રાહ્મણ જો ભ્રષ્ટ થઈ જાય, તો એ ક્યાંયનોય નથી રહેતો. એનો ધરમ જ એના પૂર્વજોની કમાઈ છે. એના જ એ રોટલા રળી

ખાતો હોય છે. આ પ્રાયશ્ચિત્ત પાછળ અમારા ત્રણસો રૂપિયાનું પાણી થઈ ગયું, છતાંય કશોય દહાડો ન વળ્યો; તો હવે જ્યારે ધર્મભ્રષ્ટ બનીને જ રહેવાનું છે, તો પછી જે કરવું હશે તે પ્રત્યક્ષ જ કરીશ. સમાજના સંબંધે જેને માણસનો કાંઈક ધરમ છે, તો માનવી માનવીના સંબંધે પણ એનો કાંઈક ધરમ હોય છે. સમાજધર્મ પાળવાથી સમાજ આદર કરે છે, પરંતુ મનુષ્યધર્મ પાળવાથી તો ઈશ્વર રાજી થાય છે.”

સંધ્યાવેળાએ જ્યારે હીરીએ ડરતાં ડરતાં સિલિયાને પૈસા આપ્યા, ત્યારે એને તો એમ જ થયું કે જાણે મારી તપસ્યાનું મને આજે વરદાન મળ્યું. દુઃખનો બોજો તો એકલી પણ વહી શકતી હતી, સુખનો બોજો એકલાથી નથી વહી શકાતો. કોને જઈને આ ખુશ-ખબર સંભળાવવા? ધનિયા આગળ તો એ દિલ ખોલીને વાતો નહોતી કરી શકતી. ગામમાં બીજું એવું કોઈ નહોતું કે જેની સાથે તેને ઘનિષ્ટતા હોય. તેના પેટમાં ઉંદરડા દોડાદોડ કરતા હતા. માત્ર એક સોના જ એની સખી હતી. સિલિયા તેને મળવા જવા માટે આતુર થઈ ગઈ. રાત શી રીતે વિતાવવી? મનમાં તો જાણે એક આંધી જાગૃત થઈ હતી. હવે પોતે અનાથ નથી. માતાદીને પોતાનો હાથ પુનઃ પકડ્યો હતો. જીવનપથમાં તેની સામે હવે અંધારી, વિકરાળ સુખવાળી ખાઈ નહોતી; હિલોળા લેતું હરિયાળીથી ભરપૂર મેદાન હતું કે જેમાં ઝરણાં ગાન કરતાં હતાં અને હરણો કૂદાકૂદ કરી રહ્યાં હતાં. એનો રૂઠેલો પ્રેમ આજે ઉન્મત્ત થઈ ગયો હતો. માતાદીનને એણે મનમાં ને મનમાં કેટલાય શ્રાપ દીધા હતા, હવે તે એની ક્ષમા યાચશે. સાચે જ એ પોતાની મોટી ભૂલ હતી કે પોતે તેનું આખા ગામ આગળ અપમાન કર્યું. પોતે તો ચમારણ હતી, જાતની હલકી, પોતાનું શું બગડી ગયું હતું. પોતે જો આજે દસવીસ આપીને ન્યાતને જમાડે, તો ન્યાત એને તરત જ પાછી લઈ લે; પરંતુ એ બિચારાનો તો સદાને માટે ધરમ નાશ થઈ ગયો. એ માન તો હવે

તેને પુનઃ ક્યારેય નહિ મળી શકે. પોતે ક્રોધમાં કેવી આંધળી થઈ ગઈ હતી કે બધા આગળ એના પ્રેમનો ઢંઢેરો પીટતી ફરી! એનો તો ધરમ ભ્રષ્ટ થઈ ગયો હતો. એને તો ક્રોધ હતો જ, પરંતુ પોતાના શીર પર ભૂત શાથી સવાર થઈ ગયું? એ પોતાને જ ઘેર ચાલી ગઈ હોત, તો શું ખાટું મોળું થઈ જવાનું હતું? ઘરમાં એને કોઈ બાંધી મારવાનું તો હતું નહિ! દુનિયા માતાદીનની પૂજા એટલા માટે જ કરે છે કે તે નિયમધરમ પાળે છે. હવે જો એ જ નિયમ-ધરમ નષ્ટ થઈ ગયાં, તો પછી એ શું કરવા એના ખૂનનો તરસ્યો ન થઈ જાય?

થોડી વાર પહેલાં એની નજરમાં બધોય દોષ માતાદીનનો હતો. હવે બધોય દોષ પોતાનો જ હતો. સહૃદયતાએ સહૃદયતાને પેદા કરી હતી. તેણે બાળકને છાતી સરસું ચાંપીને ખૂબ વહાલ કર્યું. હવે તેને જોતાં એને લજ્જા અને ગ્લાનિ નહોતી થતી. તે હવે કેવળ તેની દયાને પાત્ર નહોતું, તે તેના સંપૂર્ણ માતૃસ્નેહ અને ગર્વનું અધિકારી હતું.

કારતકની રૂપેરી ચાંદની પ્રકૃતિ પર મધુર સંગીતની ભાંતિ છવાઈ ગઈ હતી. સિલિયા ઘરમાંથી નીકળી. પોતે સોના પાસે જઈને આ સુખસંવાદ કહી સંભળાવશે. હવે પોતાનાથી નહોતું રહ્યું જવાતું. હજી તો સાંજ પડી છે, મછવો મળશે. તે ઝડપથી પગલાં ભરતી ચાલવા લાગી. નદીતટે આવીને તેણે જોયું તો મછવો સામે કિનારે હતો અને માઝીનો ક્યાંય પત્તો જ ન મળે. ચંદ્રમા ઓગળી જઈને જાણે કે નદીમાં વહી રહ્યો હતો. તે એક ક્ષણ ત્યાં વિચાર કરતી ઊભી રહી. પછી તે નદીમાં ઊતરી. નદીમાં એવું વધારે પાણી પણ ક્યાં હતું? તેના ઉલ્લાસના સાગર સમક્ષ આ નદી તે શા હિસાબમાં હતી? પાણી પહેલાં તો ઘૂંટણો સુધી આવ્યું, પછી કમ્મર સુધી આવ્યું અને અંતે ગળા સુધી પહોંચ્યું. સિલિયાને ડર લાગ્યો કે ક્યાંક ડૂબી ન જાઉં. ક્યાંક માર્ગમાં ખાડો ન હોય; પરંતુ તેણે તો

જીવને હથેળીમાં રાખી આગળ વધવા માંડયું. હવે તે મધ્ય વહેણમાં આવી પહોંચી હતી. મોત એના સામે નાચી રહ્યું હતું, પરંતુ એ જરા પણ ગભરાતી નહોતી. તેને તરતાં આવડતું હતું. બાલ્યાવસ્થામાં તેણે કેટલીય વાર આ નદી તરીને પાર કરી હતી. અરે, ઊભાં ઊભાં જ પોતે નદી પાર કરી છે, તોપણ એનું કાળજું ધડકી રહ્યું હતું. પરંતુ હવે પાણી ઓછું થવા માંડયું હતું. હવે કોઈ ભય રહ્યો નહોતો. તેણે ઝડપભેર નદી પાર કરી અને કિનારે પહોંચીને કપડાં નિચોવી નાખ્યાં અને ઠંડીથી કંપતી આગળ વધી. ચારે તરફ નિસ્તબ્ધતા પ્રસરેલી હતી. શિયાળિયાંઓનો અવાજ પણ કાને પડતો ન હતો, અને સોનાને મળવાની મધુર કલ્પના જાણે કે તેને ઉડાડતી લઈ જતી હતી.

પરંતુ ગામમાં પહોંચતાં તેને સોનાને ઘેર જતાં સંકોચ થવા લાગ્યો. મથુર શું કહેશે? તેના ઘરનાં બીજાં માણસો શું કહેશે? સોના પણ ક્રોધે ભરાશે કે આટલી રાતે શું કરવા આવી! ગામડાં-ઓમાં આખા દહાડાના થાકયાપાકયા ખેડૂતો ખાટલામાં પડતાં જ સંધ્યાકાળથી જ ઘસઘસાટ ઊંઘી જતા હોય છે. આખા ગામમાં સોપો પડી ગયો હતો. મથુરના ઘરનાં બારણાં બંધ હતાં. સિલિયા કમાડ ન ઉઘડાવી શકી. લોકો પોતાને આવા વેશમાં જોઈને શું કહેશે! ત્યાં જ બારણા આગળ ડેલીમાં હજી તાપણીમાં અગ્નિ સળ-ગતો હતો. સિલિયા ત્યાં જઈ કપડાં સુકવવા લાગી. સહસા બારણું ઊઘડયું અને મથુરે બહાર આવી બૂમ પાડી: "અરે! કોણ બેઠું છે ત્યાં તાપણી આગળ?"

સિલિયાએ એકદમ માથા પર સાડલાનો છેડો ખેંચ્યો અને નજીક આવીને બોલી: "હું છું, સિલિયા!"

"સિલિયા! આટલી રાતે! ત્યાં તો બધા કુશળ છે ને?"

"હા, ત્યાં બધાં કુશળ છે. જીવ ગભરાતો હતો, એટલે વિચાર

થયો કે લાવ, જરા બધાંને મળી આવું. દહાડે તો જરાય નવરાશ જ નથી મળતી."

"તો શું નદી પાર કરીને આવી?"

"એ સિવાય બીજે કયે રસ્તે આવું? પાણી બહુ નહોતું."

મથુર એને અંદર લઈ ગયો. ઓશરીમાં અંધારું હતું. તેણે સિલિયાનો હાથ પકડીને પોતાના તરફ ખેંચી. સિલિયાએ ઝાટકો મારી હાથ પાછો ખેંચી લીધો અને રોષભર્યા સ્વરે બોલી: "જુઓ મથુર, મને છેડશો, તો સોનાને કહી દઈશ. તમે મારા બનેવી થાઓ છો, એટલું ભૂલી ન જશો. લાગે છે કે સોના સાથે મન નથી મળ્યું."

મથુરે તેની કમર પર હાથ નાખતાં કહ્યું: "તું તો બહુ નિષ્ઠુર છું, સિલ્લો! અત્યારે કોણ જોવા બેઠું છે?"

"તો હું શું સોના કરતાં વધારે રૂપાળી છું? ભાગ્યને વખાણો કે આવી ઇંદ્રની પરી પામ્યા છો. હવે પાછું ભમરા બનવાનું મન થયું લાગે છે. હમણાં જો એને કહી દઈશ, તો ફરી એ તમારું મોં પણ નહિ જુએ."

મથુર લંપટ નહોતો. સોનાને એ ચાહતો હતો. પરંતુ અત્યારે અંધારું અને એકાંત તથા સિલિયાનું યૌવન જોઈને એનું મન ચંચળ થઈ ઊઠયું હતું. આ ચેતવણી મળતાં એ ઠંડો પડી ગયો. સિલિયાને મૂકી દેતાં એ બોલ્યો: "તારે પગે પડું છું સિલ્લો, એને ન કહેતી. તારે જે સજા કરવી હોય, તે મને કર."

સિલ્લોને તેના પર દયા આવી ગઈ. ધીરેથી તેના મોં પર એક થપ્પડ મારીને બોલી: "એની સજા એટલી જ છે કે આજ પછી મારી સાથે આવા ચેનચાળા ન કરશો, તેમ ન કોઈ બીજી સાથે પણ! નહિ તો સોના તમારા હાથમાં નહિ રહે."

"હું સોગંદ ખાઈને કહું છું સિલ્લો, કે હવે પછી આવું ક્યારેય નહિ બને."

તેના કંઠમાં યાચના હતી. સિલ્લોનું મન આંદોલિત થવા લાગ્યું.

"અને જો બન્યું તો?"

"તો તારી ઇચ્છામાં આવે તેમ કરજે."

સિલ્લોનું મુખ તેના મુખની પાસે આવી ગયું હતું અને બન્નેનો શ્વાસોશ્વાસ તથા સ્વર તથા દેહમાં કંપ હતો. સહસા સોનાએ બૂમ પાડી: "કોની સાથે વાતો કરો છો ત્યાં?"

સિલ્લો પાછળ હટી ગઈ. મથુર આગળ વધીને આંગણામાં આવી ગયો અને બોલ્યો: "તારે ગામથી સિલ્લો આવી છે."

સિલ્લો પણ પાછળ પાછળ આવીને આંગણામાં ઊભી રહી. તેણે જોયું કે સોના અહીં ખૂબ આરામથી રહેતી હતી. ઓશરીમાં ખાટલો હતો. તે પર મલમલનું નરમ ગદેલું બિછાવેલું હતું—બરાબર માતાદીનને ત્યાં બિછાવાતું તેવું જ. તકિયો પણ હતો, ચાદર પણ હતી. ખાટલા નીચે લોટામાં પાણી મૂકેલું હતું. આંગણામાં જ્યોત્સનાએ જાણે આયનો બિછાવ્યો હતો. એક ખૂણામાં તુળસીક્યારો હતો અને બીજા ખૂણામાં જુવારનો ગંજ કરેલો હતો. વચમાં પરાળની ગાંસડીઓ પડી હતી. નજીકમાં જ ખાંડણિયો હતો કે જેની પાસે ખાંડેલું ધાન પડ્યું હતું. છાપરા પર દૂધીનો વેલો હતો અને તે પર કેટલીય દૂધીઓ ચમકતી હતી. બીજી બાજુની ઓસરીમાં એક ગાય બાંધેલી હતી. આ ખંડમાં સોના અને મથુર સૂતાં હતાં. બીજાં માણસો બીજા ખંડમાં હશે. સિલિયા વિચારતી હતી કે સોનાનું જીવન કેટલું સુખી છે! સોના ઊઠીને આંગણામાં આવી હતી, પરંતુ તે એકદમ દોડીને સિલ્લોને ગળે ન વળગી પડી. સિલ્લોએ માન્યું કે કદાચ મથુર ઊભો હતો એટલે એ સંકોચાતી હશે કે પછી કોણ જાણે, એને અભિમાન પણ આવી ગયું હોય—સિલ્લો ચમારણને ગળે બાઝી પડતાં તેને પોતાનું અપમાન લાગતું હોય! તેનો સારોય ઉત્સાહ ઠંડો પડી ગયો. આ મિલનથી તેને હર્ષને બદલે ઈર્ષ્યા થઈ. સોનાનો વર્ણ

કેટલો ખીલી ઊઠયો હતો અને દેહ પણ કેવો કંચન જેવો દીપતો હતો! શરીરનો બાંધો પણ સુડોળ બની ગયો હતો. મુખ પર ગૃહિણીત્વની ગરિમા સાથે યુવતીની સહાસ છબી પણ હતી. સિલ્લો એક ક્ષણ માટે તો જાણે મંત્રમુગ્ધ બની એકીટસે તેને જોઈ જ રહી. આ શું એ જ સોના હતી, કે જે પોતાનો સૂકો દેહ લઈ, વિખરાયેલા વાળ સાથે આમતેમ રઝળતી હતી! મહિનાઓ સુધી માથામાં તેલ ન પડતું, ફાટેલાં ચીથરાં પહેરી બધે ફર્યા કરતી! આજે તો એ પોતાના ઘરની રાણી હતી. ગળામાં હાંસડી અને માળા હતી, કાનોમાં કર્ણ-ફૂલ અને સોનાની વાળીઓ, હાથમાં ચાંદીના સાંકળાં ને કંકણ, આંખોમાં કાજળ અને સેંથીમાં સિંદૂર હતું. સિલિયાના જીવનનું સ્વર્ગ અહીં જ હતું અને સોનાને ત્યાં જોઈને એ પ્રસન્ન ન થઈ. તેને કેટલો બધો ઘમંડ આવી ગયો છે! કયાં એ સિલિયાના ગળામાં હાથ નાખીને ચાર વાઢવા જતી સોના કે જે આજે સીધી નજરે જોતી પણ નથી! સિલિયાએ તો માન્યું હતું કે સોના પોતાના ગળે વળગીને થોડુંક રોશે, પોતાને આદરસહ બેસાડશે, પોતાને ખવડાવશે અને ગામ અને ઘરની સેંકડો વાતો પૂછશે અને તેના નવા જીવનના અનુભવોનું બયાન કરશે, સોહાગ રાત અને મધુર મિલનની વાતો થશે અને સોના તો મોં ચઢાવીને ઊભી હતી! પોતે તો અહીં આવીને પસ્તાઈ!

અંતે સોનાએ રુક્ષ સ્વરે પૂછયું: "આટલી રાતે કેમ આવવું પડયું, સિલ્લો?"

સિલ્લોએ આંસુઓને રોકવાની ચેષ્ટા કરતાં કહ્યું: "તને મળ-વાનું બહુ મન થયું હતું. બહુ દહાડા થઈ ગયા હતા, એટલે મળવાને બહાને આવી પહોંચી."

સોનાનો સ્વર વધુ કઠોર થયો: "પરંતુ માણસ કોકને ઘેર જતું હશે તે દહાડાની વેળાએ કે આટલી રાત વીત્યે!"

વાસ્તવમાં સોનાને સિલિયાનું અત્યારે આવવું જરા પણ નહોતું

ગમ્યું. આ સમય તેનો પ્રેમક્રીડા અને હાસ્યવિલાસનો હતો અને સિલ્લોએ તેમાં આડખીલીરૂપ બનીને જાણે તેની સમક્ષની પીરસેલી થાળી ખેંચી લીધી હતી.

સિલ્લો સંજ્ઞાહીન જેવી બનીને નીચું જોઈ રહી હતી. તેને એમ થતું હતું કે જો અત્યારે ધરતીમાતા જગ્યા આપે તો પોતે એમાં સમાઈ જાય. આવું અપમાન! તેણે પોતાના ટૂંકા જીવનમાં ઘણાં ઘણાં અપમાન સહ્યાં હતાં, ઘણી દુર્દશા જોઈ હતી; પરંતુ આજે જે રીતે આ ડંખ તેના હૃદયને ચોંટી ગયો હતો, એવો તો ક્યારેય નહોતો લાગ્યો. ગોળ ઘરમાં માટલામાં બંધ રાખ્યો હોય, પછી પાણી ગમે તેટલું મુશળધાર વરસે તોપણ એને નુકસાન નથી પહોંચતું, પરંતુ જ્યારે એને સૂકવવા માટે બહાર તડકામાં નાખ્યો હોય, તે સમયે પાણીનું એક બુંદ પણ એનો સર્વનાશ કરી નાંખે છે. સિલિયાના અંતઃકરણની સારીય કોમળ ભાવનાઓ અત્યારે મોં ખોલીને બેઠી હતી કે આકાશમાંથી હમણાં અમૃતનો વરસાદ વરસશે. વરસાદ તો શું, અમૃતને બદલે વિષ સિલિયાના રોમેરોમમાં પ્રસરી ગયું હતું. સર્પદંશ સમાન તેનામાં લહેરો આવી ગઈ હતી. ઘરમાં ઉપવાસ કરીને સૂઈ રહેવું એ એક વાત છે, પરંતુ ભરી પંગતમાંથી ઉઠાડી મૂકવામાં આવે તો તો ડૂબી જ મરવું પડે. સિલિયાને અહીં હવે એક ક્ષણ માટે પણ વધુ થોભવું અસહ્ય થઈ પડયું—જાણે કે કોઈએ એનું ગળું જ દબાવી દીધું હતું. તે કશું જ ન પૂછી શકી. સોનાના મનમાં શું હતું એ સિલ્લો કાંઈક સમજી ગઈ હતી. દરમાંથી સાપ બહાર નીકળે તે પહેલાં તે ત્યાંથી નાસી જવા માગતી હતી; પરંતુ કેવી રીતે નાસી જવું, બહાનું શું બતાવવું! કોણ જાણે આ પ્રાણ કેમ નીકળી જતા નથી?

મથુરે કોઠારની ચાવી હાથમાં લીધી કે જઈને અંદરથી સિલિયા માટે કાંઈક ખાવાનું લઈ આવું, પરંતુ એ પણ કર્તવ્યવિમૂઢ જેવો

થઈને ઊભો હતો. આ બાજુ સિલ્લોના પ્રાણ અધ્ધર લટકતા હતા—જાણે કે એને માથે તલવાર લટકતી હતી.

સોનાની દૃષ્ટિમાં સૌથી મોટું પાપ કોઈ પુરુષ પારકી સ્ત્રી તરફ અને સ્ત્રી પારકા પુરુષ તરફ જુએ એ હતું. એ અપરાધ માટે એની પાસે કોઈ ક્ષમા નહોતી. ચોરી, હત્યા, દગો, બીજો એક પણ અપરાધ એવો ભયંકર નહોતો. હાસ્યમશ્કરીને તે એટલાં બધાં ખરાબ નહોતી માનતી, જો તે ખુલ્લા રૂપે હોય તો; પરંતુ છાનીછપની હસીમશ્કરીને પણ એ અક્ષમ્ય અપરાધ લેખતી હતી. નાનપણમાંથી જ તે ઘણીય વાતો જાણતાં અને સમજતાં શીખી હતી. હોરીને જ્યારે ખેતરેથી આવતાં કોક દહાડો મોડું થઈ જતું અને ધનિયાને ખબર પડી જતી કે તે દુલારી વાણિયણને ત્યાં ગયો હતો, પછી ભલેને એ તમાકુ લેવા ગયો હોય, તો એ દહાડાના દહાડા સુધી હોરી સાથે અબોલા લેતી અને ઘરનું કશું કામકાજ ન કરતી. એક વાર આવા જ કારણસર તે પોતાને પિયર નાસી ગઈ હતી. એ ભાવના સોનામાં પણ વધુ તીવ્ર થઈ ગઈ હતી. જ્યાંસુધી એનાં લગ્ન નહોતાં થયાં, ત્યાંસુધી એ ભાવના એટલી બળવાન નહોતી થઈ ગઈ, પરંતુ લગ્ન થઈ ગયા બાદ તો એ ભાવનાએ ધાર્મિક વ્રતનું રૂપ ધારણ કર્યું હતું. એવાં સ્ત્રી પુરુષોની જો જીવતાં ચામડી પણ ઉતારી લેવામાં આવે, તો એને જરા પણ દયા ન આવે. પ્રેમને માટે દાંપત્યની બહાર તેની દૃષ્ટિમાં કોઈ સ્થાન ન હતું. સ્ત્રીપુરુષનો એકબીજા પ્રત્યે જે જે ધર્મ છે, એને જ એ પ્રેમ માનતી હતી, અને સિલ્લો સાથે તો એને બહેનનો સંબંધ હતો. સિલ્લોને તે ચાહતી હતી, તેનામાં બધીય જાતનો વિશ્વાસ ધરાવતી હતી; એ જ સિલ્લો આજે પોતાની સાથે વિશ્વાસઘાત કરી રહી હતી! મથુર જરૂર એને નદી કિનારે યા ખેતરમાં મળતો હશે, અને આજે એ નદી પાર કરીને આટલી રાતે જરૂર એટલા માટે જ આવી છે. પોતે જો એ બન્નેની વાત સાંભળી નહોત, તો પોતાને હજીયે ખબર પડી નહોત. મથુરે પ્રેમમિલન માટે આ જ

અવસર સૌથી શ્રેષ્ઠ માન્યો હશે. ઘરમાં પણ અપૂર્વ શાંતિ પ્રસરેલી હતી ને સોનાનું હૃદય બધું જ જાણવા માટે વ્યાકુળ થઈ ગયું હતું. તે બધું જ રહસ્ય જાણી લેવા માગતી હતી કે જેથી તે પોતાના રક્ષણનો કોઈ ઉપાય શોધી શકે, અને આ મથુર અહીં શું કરવા ઊભો છે? એ શું પોતાને કશું બોલવા પણ નહિ દે?

તેણે રોષભર્યા સ્વરે કહ્યું: "તમે બહાર જતા કેમ નથી કે અહીં ઊભા ઊભા પહેરો ભરવો છે?"

મથુર કાંઈ પણ બોલ્યા વિના બહાર ચાલ્યો ગયો. તેના પ્રાણ સુકાઈ જતા હતા કે સિલ્લો ક્યાંક બધું જ ન કહી બેસે.

અને સિલ્લોના પ્રાણ એટલા માટે સુકાઈ જતા હતા કે હવે જરૂર આ લટકતી તલવાર મારા પર જ આવી પડશે.

પછી સોનાએ અત્યંત ગંભીર સ્વરે સિલિયાને પૂછ્યું: "સાંભળ સિલ્લો, જે કાંઈ હોય તે મને બધું સાફસાફ કહી દે, નહિ તો હું અહીં જ તારા દેખતાં આ દાતરડું મારી ગરદન પર ફેરવી દઈશ. પછી તું મારી શોક્ય બનીને અહીં રાજ કરજે. જો, દાતરડું પણ પણે પડ્યું છે. એક મ્યાનમાં બે તલવારો નહિ રહી શકે." કહી તેણે તરત જ આગળ વધી આંગણામાંથી દાતરડું ઊંચકી લીધું અને તેને હાથમાં લેતાં પુનઃ કહેવા લાગી: "એમ ન માનીશ કે હું ખોટી ધમકી આપી રહી છું. ક્રોધમાં આવીને હું શું નહિ કરી બેસું, તે હું નથી કહી શકતી, માટે જે હોય તે સાફસાફ કહી દે."

સિલિયા કંપી ઊઠી. જાણે કોઈ ગ્રામોફોનની રેકર્ડ બોલતી હોય, તેમ તેના મોંમાંથી એકએક શબ્દ નીકળી પડ્યા. તે એક શબ્દ પણ ન છુપાવી શકી અને જાણે કોઈનું લોહી વહાવવા તૈયાર થઈ હોય એવો ભીષણ સંકલ્પ સોનાના ચહેરા પર રમી રહ્યો હતો.

સોનાએ તેના તરફ બરછી જેવી તીક્ષ્ણવેધક દૃષ્ટિથી જોયું

અને જાણે કટારનો ઘા કરતી હોય તેમ તે બોલી: "સાચેસાચું જ કહે છે?"

"એક અક્ષર પણ ખોટો નથી. મારા બાળકનાં સમ!"

"કશું છુપાવ્યું તો નથી ને?"

"જો મેં રતીપૂર પણ છુપાવ્યું હોય, તો મારી જ આંખો ફૂટી પડે."

"તેં એ પાપીને લાત કેમ ન મારી? એને ભરખી કેમ ન ગઈ? એનું લોહી કેમ ન પી ગઈ? તેં બૂમો પાડી આખું ગામ કેમ ન એકઠું કર્યું?"

સિલ્લો શું જવાબ આપે?

સોનાએ ઉન્માદિનીની જેમ અંગારા જેવી આંખો કાઢીને કહ્યું: "બોલતી કેમ નથી? તેં એનું નાક કેમ ન કરડી ખાધું? બે હાથ વડે એનું ગળું કેમ ન દાબી દીધું? તો તો હું તારે ચરણે પડત. હવે તો તું મારી દૃષ્ટિમાં એક બજારની બેસનારી છું, સાવ કુલટા. અને જો તારે આમ જ કરવું હતું, તો પછી બિચારા માતાદીનનું નામ શું કરવા કલંકિત કરી રહી છું? શું કરવા કોઈનું ઘર માંડીને નથી બેસતી? શું કામ તારે ઘેર ન ચાલી ગઈ? તારાં ઘરવાળાં તો તને લઈ જવા પણ તૈયાર હતાં. તું લાકડાં ને ઘાસ લઈ બજાર જાત, ત્યાંથી પૈસા કમાઈને લાવત અને તારો બાપ બેઠો બેઠો એ જ પૈસાની તાડી પીત. તો પછી નાહકનું એ બ્રાહ્મણનું શીદ અપમાન કરાવ્યું? એની આબરૂ શું કરવા ધૂળભેગી કરી નાખી? તું મોટી સતવંતી બનીને શાની બેઠી છું? હવે જો એકલાં ન રહેવાતું હોય, તો કોઈનું ઘર માંડીને ઠરીને ઠામ કેમ નથી થઈ જતી? નદી-તળાવમાં ડૂબી કેમ નથી મરતી? તું શા સારુ બીજાનાં જીવનમાં વિષ રેડે છે? આજે તને હું સાફસાફ કહી દઉં છું કે જો આજના જેવું ફરી ક્યારેય બન્યું અને મને જો એની ખબર પડી તો, તો આપણા ત્રણેમાંથી

એક પણ જીવતું નહિ રહે. બસ, હવે તારું મોં કાળું કરીને અહીંથી ચાલી જા. આજથી મારે અને તારે કશોય સંબંધ નથી રહેતો."

સિલ્કો ધીમે ધીમે ઊઠી અને સાંભળીને ઊભી થઈ. તેને લાગ્યું કે જાણે તેની કમ્મર જ તૂટી ગઈ છે. એક ક્ષણ તેણે કાંઇક બોલવા સાહસ મેળવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેને કશું સૂઝયું જ નહિ. આંખો સમક્ષ અંધારું હતું, માથામાં ચક્કર આવતાં હતાં, કંઠ સુકાઈ જતો હતો અને સારોય દેહ સ્તબ્ધ થઈ ગયો હતો—જાણે કે રોમછિદ્રોમાંથી પ્રાણ ઊડીને ચાલ્યા જતા હતા. જાણે સામે ખાડા છે એમ ધીરે ધીરે એક એક ડગલું મૂકતી તે ડેલીની બહાર આવી અને નદી તરફ ચાલી નીકળી.

ડેલીના દરવાજે મથુર ઊભો હતો. તે બોલ્યોઃ "અત્યારે ક્યાં જાય છે, સિલ્કો?"

સિલ્કોએ કશો જવાબ ન આપ્યો. મથુરે પણ પછી કાંઈ ન પૂછ્યું.

એ જ રૂપેરી ચાંદની અત્યારે પણ છવાયેલી હતી, નદીની લહેરો અત્યારે પણ ચંદ્રનાં કિરણોમાં સ્નાન કરી રહી હતી અને સિલ્કો વિક્ષિપ્ત શી સ્વપ્નછાયાની ભાંતિ નદીને પાર કરતી હતી.

# પ્રકરણ ૧૩ મું

**મજૂરોની** હડતાલ ચાલુ હતી, પરંતુ તેથી હવે મિલમાલિકોને કંઈ વિશેષ હાનિ થતી નહોતી. નવા માણસો અને તેય ઓછા પગારે મળી ગયા હતા અને એ બધા સ્થાયી થવાની આશાએ જીવ તોડીને કામ કરતા હતા. તદુપરાંત એ બધાય એવા હતા કે જેઓ બેકારીનું કષ્ટ અનુભવી ચૂકયા હતા અને હવે જો એમનું ચાલે તો એવું કોઈ પણ કામ કરવા નહોતા માગતા કે જેથી તેમની રોજીમાં વાંધો આવે. મરજીમાં આવે એટલું કામ લે, મરજીમાં આવે તેટલી ઓછી રજાઓ આપે, તેમને કશીય ફરિયાદ નહોતી; શિર ઝુકાવી બળદોની જેમ કામે લાગ્યા રહેતા. ગાળો, ધમકીઓ, એટલે સુધી કે ડંડાના મારથી પણ એમનામાં ગ્લાનિ પેદા નહોતી થતી. અને હવે જૂના મજૂરો માટે તો એ ઓછા થયેલા દર પર પુનઃ નોકરીએ આવે અને ખજાસાહેબની ખુશામદ કરે, એ સિવાય અન્ય કોઈ માર્ગ જ નહોતો રહ્યો. પંડિત ઓંકારનાથ પર તો એમને લેશમાત્ર પણ વિશ્વાસ નહોતો રહ્યો. એ જો ક્યાંક એકલા મળી ગયા તો કદાચ એમની ખબર પણ લઈ નાખે એવી સ્થિતિ હતી. પરંતુ પંડિતજી પણ બહુ સાવધાનીથી રહેતા હતા; અંધારું થયા બાદ પોતાના ઘરની બહાર ન નીકળતા અને સરકારી અમલદારોની ખુશામત કર્યા કરતા. મિરજા ખુરશેદની ધાક હજી તેવી ને તેવી જ હતી. પરંતુ એ આ બિચારા-ઓનાં કષ્ટ જોઈ ને અને એના નિવારણનો પોતાની પાસે કાંઈ માર્ગ

ન જોતાં, મનમાં એમ ઇચ્છા કર્યા કરતા કે એ બધાય પાછા જોડાઈ જાય; પરંતુ તે સાથે જ નવા માણસોના કષ્ટનો ખ્યાલ આવતાં, જે કોઈ પૂછતું તેને માત્ર એવો જ જવાબ આપતા કે તમને ઠીક લાગે તેમ કરો.

શ્રીયુત ખન્નાએ જ્યારે જૂના માણસોને પુનઃ કામ પર આવવાની ઇચ્છા કરતાં જોયા, ત્યારે તે ઊલટા વધારે અક્કડ બની બેઠા; કારણકે એ મનમાં તો ઇચ્છતા હતા કે વર્તમાન દરે તો જૂના કરતાં નવા માણસો હજાર દરજ્જે સારા હતા, જો કે નવા માણસો જૂના જેટલું કામ કરી શકતા નહોતા. જૂના માણસોમાં તો ઘણા નાનપણથી જ કારખાનામાં કામ કરવાને ટેવાયલા હોઈ પોતાના કામથી રીઢા થઈ ગયેલા હતા. નવા માણસોમાં મોટો ભાગ તો ગામડાંના દુઃખી ખેડૂતોનો હતો, કે જેમને ખુલ્લી હવા અને ખેતરોમાં જૂના જમાનાનાં લાકડાંનાં ઓજારોથી કામ કરવાની ટેવ હતી. મિલની અંદર એમનો શ્વાસ રૂંધાતો હતો અને યંત્રોના ઝડપથી ચાલનારા ભાગોથી તેમને ભય લાગતો હતો. અંતે જ્યારે જૂના માણસો ખૂબ જ થાકી ગયા, ત્યારે ખન્ના મહાશય તેમને બધાને પુનઃ કામે લગાડવાની હા પાડવા તૈયાર થયા, પરંતુ નવા માણસો તો જે રોજ મળતો હતો, તેના કરતાં પણ ઓછા રોજે કામ કરવા તૈયાર હતા, એટલે ડાયરેકટરો સમક્ષ એ પ્રશ્ન આવ્યો કે જૂનાઓને લેવા કે નવાઓને રહેવા દેવા. ડાયરેકટરોમાંથી અડધા તો નવા માણસોને ઓછા દરે રાખવા માટેની તરફેણમાં હતા. અડધાની એવી ધારણા હતી કે જૂના માણસોને વર્તમાન દરે રાખી લેવા. થોડા પૈસા વધારે ખરચવા પડશે, પરંતુ કામ પ્રમાણમાં ઘણું વધારે અને ઘણું સારું થશે. ખન્ના તો મિલના આત્મા હતા. એક પ્રકારે કહીએ તો એના સરમુખત્યાર જ! ડાયરેકટરો તો એમના હાથનાં રમકડાં હતા. નિર્ણય કરવાનું તો ખન્નાના હાથમાં જ હતું અને તેઓ પોતાના મિત્રોની જ નહિ, પરંતુ આ વિષયમાં પોતાના શત્રુઓની પણ સલાહ લઈ રહ્યા

હતા. સૌથી પ્રથમ એમણે ગોવિંદીની સલાહ લીધી. જ્યારથી માલતી તરફથી એમને નિરાશા મળી હતી અને ગોવિંદીને એમ જાણ થઈ ગઈ હતી કે મહેતા જેવો વિદ્વાન, અનુભવી અને જ્ઞાની માણસ મારું કેટલું બધું સન્માન કરે છે અને મારી પાસેથી કેવા પ્રકારની સાધનાની આશા રાખે છે, ત્યારથી દંપતીમાં પુનઃ સ્નેહ પ્રકટ થયો હતો. સ્નેહ ભલે ન કહો, પરંતુ સાહચર્ય તો જરૂર હતું જ! અંદર અંદરના ઝઘડા અને અશાંતિ ન હતાં. વચમાંની દીવાલ તૂટી ગઈ હતી.

માલતીના રંગઢંગની પણ કાયાપલટ થતી જતી હતી. મહેતા-નું આજપર્યંતનું જીવન સ્વાધ્યાય અને ચિંતનમાં વીત્યું હતું અને હવે બધુંય ભણી રહ્યા બાદ એ એ જ તત્ત્વ પર પહોંચ્યા હતા કે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેની વચમાં જે સેવાનો માર્ગ છે, ચાહે તેને કર્મયોગના નામે જ ઓળખો, તે જ જીવનને સાર્થક કરી શકે છે, તે જ જીવનને ઊંચું અને પવિત્ર બનાવી શકે છે. કોઈ પણ સર્વજ્ઞ ઈશ્વરમાં એમને શ્રદ્ધા ન હતી. જો કે એ પોતાની નાસ્તિકતાને જાહેરમાં પ્રગટ કરતા નહોતા, એટલા માટે કે એ વિષયમાં નિશ્ચિત-રૂપે કોઈ મત સ્થિર કરવાનું એ પોતાને માટે અસંભવિત માનતા હતા; પરંતુ એમના મનમાં એવી ધારણા તો દૃઢ થઈ ગઈ હતી કે જીવાત્માઓનાં જન્મમરણ, સુખદુઃખ, પાપપુણ્ય એમાં કોઈ ઈશ્વરી-ય વિધાન તો ન જ હતું. એ એવો મત ધરાવતા હતા કે માનવીએ પોતાના અહંકારમાં પોતાને એટલો બધો મહાન માની લીધો હતો કે પોતાના હરેક કામમાં પ્રેરણા ઈશ્વર તરફથી જ આવે છે. એ જ પ્રમાણે તો પેલાં તીડ પણ ઈશ્વરને ઉત્તરદાયી નિર્માણ કરતાં હશે કે જેઓ પોતાના માર્ગમાં સમુદ્ર આવતાં કરોડોની સંખ્યામાં નાશ પામે છે. જો ઈશ્વરનાં વિધાન એટલાં અજ્ઞેય હોય કે માનવી તે સમજી જ ન શકે, તો પછી એમાં શ્રદ્ધા ધરાવવાથી માનવીનું શું કલ્યાણ થાય છે, તેને કયો સંતોષ મળે છે? તે ઈશ્વરની કલ્પનાનો માત્ર એક જ ઉદ્દેશ

માની શકતા હતા અને તે એ કે માનવજીવનની ઐકયતા. એકાત્મવાદ યા સર્વાત્મવાદ યા અહિંસાતત્ત્વને એ આધ્યાત્મિક દષ્ટિથી નહિ, ભૌતિક દષ્ટિથી જ જોતા હતા—જો કે એ તત્ત્વોનું, ઇતિહાસના કોઈ યુગમાં પણ, આધિપત્ય નહોતું રહ્યું; તોપણ માનવજાતિના સાંસ્કૃતિક વિકાસમાં તેણે અત્યંત મહત્ત્વનું સ્થાન ભોગવ્યું છે. માનવ-સમાજની એકતામાં મહેતાને દઢ વિશ્વાસ હતો, પરંતુ એ વિશ્વાસને ખાતર તેમને કોઈ ઈશ્વિરતત્ત્વને માનવાની કશી જરૂર જણાતી નહોતી. એમનો માનવપ્રેમ એવા આધાર પર અવલંબિત ન હતો કે પ્રાણી માત્રમાં એક જ આત્માનો નિવાસ છે. દ્વૈત અને અદ્વૈતનો વ્યાવહારિક મહત્ત્વ સિવાય બીજો કશો ઉપયોગ નહોતા ગણતા અને એ વ્યાવહારિક મહત્ત્વ તેમને માટે માનવજાતિને એકબીજાના સમીપ લાવવી, આપસના ભેદભાવ મિટાવી દેવા અને ભ્રાતૃભાવને દઢ કરવો એ જ હતું. આ એકતા, અભિન્નતા એમના આત્મામાં એવી રીતે તો ઘર કરી ગઈ હતી કે તે માટે કોઈ આધ્યાત્મિક સૃષ્ટિ એમની દૃષ્ટિમાં વ્યર્થ હતી, અને એક વાર આ તત્ત્વ હાથ લાગ્યું કે એ શાંત બેસી રહે એવા પણ ન હતા. સ્વાર્થથી દૂર, હોય એવું, સૌથી વધુ કામ કરવાનું એમને માટે આવશ્યક બની ગયું હતું. તે સિવાય એમને હવે શાંતિ મળે એમ ન હતી. યશ, લાભ યા કર્તવ્યપાલનના ભાવ તો એમના મનમાં આવતા જ ન હતા. એ ભાવોની તુચ્છતા જ એમને બચાવવા માટે પૂરતી હતી. સેવા એ જ એમનો સ્વાર્થ થતો જતો હતો અને તેમની આ ઉદાર વૃત્તિનો પ્રભાવ અજ્ઞાતરૂપે માલતી પર પણ પડતો જતો હતો. આજપર્યંત તેને જેટલા પુરુષો મળ્યા હતા, તે સૌ તેની વિલાસવૃત્તિને જ ઉશ્કેરનારા હતા. તેની ત્યાગવૃત્તિ દિનપ્રતિદિન ક્ષીણ થતી જતી હતી; પરંતુ મહેતાના સંસર્ગમાં આવતાં પુનઃ એ ત્યાગવૃત્તિ સજાગ થઈ ગઈ હતી. બધાય મનસ્વી જીવાત્માઓમાં આ વૃત્તિ છુપાયેલી હોય છે અને પ્રકાશ મળતાં જ તે ચમકી ઊઠે છે. માનવી જો ધન યા નામના પાછળ પડ્યો હોય, તો માની લેજો કે

હજી સુધી એ કોઈ પરિષ્કૃત આત્માના સંપર્કમાં નથી આવ્યો. માલતી હવે મોટે ભાગે ગરીબોને ત્યાં કાંઈ પણ ફી લીધા વિના જ દરદીઓને જોવા ચાલી જતી. દરદીઓ સાથેના તેના વ્યવહારમાં પણ મૃદુતા આવી ગઈ હતી. હા, હજી સુધી એ પોતાના સોળ શૃંગારમાંથી મનને દૂર કરી શકી નહોતી. રંગ અને પાઉડરનો ત્યાગ તેને પોતાના આંતરિક પરિવર્તનો કરતાં પણ વધુ કઠણ માલૂમ પડતો હતો.

બીજી બાજુ થોડા દિવસો થયાં બન્ને જણાં ક્યારેક ક્યારેક નજીકનાં ગામડાંઓમાં પણ પહોંચી જતાં અને ખેડૂતો સાથે બે ચાર કલાક રહીને, ક્યારેક એમની ઝૂંપડીઓમાં રાત વિતાવીને અને એમના જેવું જ ભોજન કરીને, પોતાને ધન્ય માનતાં હતાં. એક દિવસ એ જ પ્રમાણે એ લોકો સેમરી પહોંચી ગયાં અને ફરતાં ફરતાં બેલારી જઈ પહોંચ્યાં. હોરી બારણે બેસીને ચલમ પીતો હતો કે મહેતા અને માલતી ત્યાં આવીને ઊભાં રહ્યાં. મહેતાએ હોરીને જોતાં જ ઓળખી લીધો અને કહ્યું: "આ જ તમારું ગામ કે? યાદ છે, અમે બધા રાય-સાહેબને ત્યાં આવ્યા હતા અને તમે ધનુષ્યયજ્ઞમાં માળીનું કામ કર્યું હતું?"

હોરીની સ્મૃતિ જાગૃત થઈ. તરત તેણે મહેતાને ઓળખ્યા અને પટેશ્વરીને ત્યાં ખુરશીઓ લેવા ચાલ્યો.

મહેતાએ કહ્યું: "ખુરશીની કશી જરૂર નથી. અમે તો અહીં આ ખાટલા પર જ બેસીશું. અમે અહીં ખુરશીએ બેસવા માટે નહિ, પરંતુ તમારી પાસેથી કાંઈક શીખવા આવ્યા છીએ."

બન્ને ખાટલા પર બેઠાં. હોરી હતબુદ્ધિ શો ઊભો રહ્યો. આ લોકોની શી ખાતરબરદાસ્ત કરવી? એમનો સત્કાર કરી શકાય એવું પોતાની પાસે હતું પણ શું?

અંતે તેણે પૂછ્યું: "પાણી લાવું?"

મહેતાએ જણાવ્યું: "હા, તરસ તો લાગી છે."

"કાંઈક મોં મીઠું થાય એવું પણ લેતો આવું?"

"લાવો, જો ઘરમાં તૈયાર હોય તો."

હોરી ઘરમાં નાસ્તો અને પાણી લેવા ગયો. એટલી વારમાં ગામનાં છોકરાંઓએ આવીને બન્નેને ઘેરી લીધાં અને જાણે પક્ષી સંગ્રહાલયમાં કોઈ નવાં પક્ષી આવ્યાં હોય તેમ એમને નીરખવા લાગ્યાં.

સિલિયા બાળકને લઈને કાંઈક કામસર બહાર જતી હતી, તે પણ આ બન્ને જણને બેઠેલાં જોઈ ત્યાં જ ઊભી રહી.

માલતીએ આવીને તેના બાળકને તેડી લીધું અને તેને વહાલ કરતી બોલી: "કેટલા મહિનાનું થયું?"

સિલિયાને બરાબર ખબર ન હતી. એક બીજી સ્ત્રી બોલી: "વર્ષેક દહાડાનું હશે, કેમ ખરું ને, અલી?"

સિલિયાએ ડોકું ધુણાવી હા પાડી.

માલતીએ મશ્કરી કરી: "સુંદર બાળક છે. મને આપી દો."

સિલ્લોએ ગર્વથી કુલાઈને જણાવ્યું: "આપનું જ છે ને!"

"તો હું એને લઈ જાઉં?"

"લઈ જાઓ, તમારે ત્યાં ઊછરીને માણસ બનશે."

ગામની સ્ત્રીઓ આવી પહોંચી અને માલતીને ઘેરીને હોરીના ઘરમાં લઈ ગઈ. બહાર પુરુષોના દેખતાં એમને માલતી સાથે વાતો કરવાની તક નહોતી મળતી. અંદર જઈને માલતીએ જોયું, તો એક ખાટલો પાથરેલો હતો અને તેના પર એક શેતરંજી પાથરેલી હતી કે જે પટેશ્વરીને ત્યાંથી માંગી આણવામાં આવી હતી. માલતી તેના પર બેઠી. સંતાનરક્ષણ અને બાળઉછેરની વાતો ચર્ચાવા લાગી. સ્ત્રીઓ ધ્યાનપૂર્વક તે બધી વાતો સાંભળી રહી.

ધનિયાએ કહ્યું: "અહીં આ બધી સ્વચ્છતા અને સંયમની વાતો શી રીતે બની શકે, બહેન! પૂરું ખાવાનું તો ઠેકાણું નથી."

માલતીએ એમને બતાવ્યું કે સ્વચ્છતા રાખવામાં કશું ખરચ કરવું પડે તેમ ન હતું. માત્ર થોડીક મહેનત અને હોશિયારી જોઈએ.

દુલારી વાણિયણે પૂછ્યું: "આ બધી વાતો તમે શી રીતે જાણી, બહેન? તમે તો હજી પરણ્યાં પણ નથી?"

માલતીએ સ્મિત કરતાં કહ્યું: "તમે શી રીતે જાણ્યું કે હું હજી પરણી પણ નથી?"

બધી સ્ત્રીઓ મોં ફેરવી હસવા લાગી. પુનિયા બોલી: "ભલા એ તે છૂપું રહી શકતું હશે, બહેન! એ તો મોં જોતાં જ જણાઈ આવે."

માલતીએ જરા ખસિયાણા પડી જતાં જણાવ્યું: "લગ્ન તો એટલા માટે જ નથી કર્યાં, નહિ તો તમારા બધાની સેવા શી રીતે કરી શકત?"

બધી સ્ત્રીઓ એકી અવાજે બોલી ઊઠી: "ધન્ય હો બહેન, ધન્ય હો!"

સિલિયા માલતીના પગ દબાવવા લાગી: "તમે બહુ દૂરથી આવ્યાં છો, થાકી ગયાં હશો!"

માલતીએ પગ પાછો ખેંચી લેતાં કહ્યું: "ના, ના, હું થાકી નથી ગઈ. હું તો મોટરમાં આવી છું. હું ઇચ્છું છું કે તમે બધાં તમારાં બાળકો લાવો, તો હું એ બધાંને જોઈને, તેમને કેમ તંદુરસ્ત અને નીરોગી રાખવાં, તે બતાવું."

થોડી વારમાં ત્યાં વીસપચીસ બાળકો એકત્ર થઈ ગયાં. માલતી તેમને તપાસવા લાગી. કેટલાંય બાળકોની આંખો દુખતી હતી, તેમની આંખોમાં દવા નાખી. મોટા ભાગનાં બાળકો દુર્બળ હતા અને એમ થવાનું કારણ હતું માબાપને ન મળતો પૂરતો પૌષ્ટિક ખોરાક. માલતીને એ જાણીને આશ્ચર્ય થયું કે બહુ જ ઓછાં ઘરોમાં દૂધની સગવડ હતી અને ઘીનું તો વર્ષો સુધી દર્શન પણ નહોતું થતું.

માલતીએ અહીં પણ એમને ભોજનનું મહત્ત્વ સમજાવ્યું, કે જે પ્રમાણે તે જે ગામડામાં જતી અને કરતી. તેનો જીવ એટલા માટે બળતો હતો કે આ લોકો શા માટે સારો ખોરાક નથી ખાતાં? તેને આ અજ્ઞાન ગ્રામીણો પર ક્રોધ આવતો હતો. તમારો જન્મ શું એટલા માટે જ થયો છે કે તમે મરી મરીને પેદા કરો અને તમે જ એ ન ખાઈ શકો? જ્યાં બે ચાર બળદને ઘાસચારો મળી શકે છે, ત્યાં એકાદ બે ગાયભેંસને ઘાસચારો ન મળી શકે? શા માટે આ લોકો ભોજનને જીવનની મુખ્ય વસ્તુ ન ગણતાં, તેને માત્ર પ્રાણ-રક્ષાની જ વસ્તુ માને છે? શા માટે સરકારને અરજ નથી કરતા કે નામમાત્ર વ્યાજે અમને નાણાં ધીરીને વ્યાજખાઉ વાણિયાઓના હાથમાંથી અમને છોડાવો. તેણે જે કોઈને પૂછયું, તે બધાએ એક-સરખો જ જવાબ આપ્યો કે તેમની કમાઈનો મોટો ભાગ વાણિયાનું દેવું ચૂકવવામાં જ ખરચાઈ જતો હતો. ચોકીનું ખરચ પણ દહાડે દહાડે વધતું જતું હતું. અંદર અંદર એટલું બધું વૈમનસ્ય ફેલાઈ ગયું હતું કે ભાગ્યે જ એક ઘરમાં બે સગા ભાઈઓ સાથે રહેતા હોય. એમની આ દુર્દશાનું કારણ મોટે ભાગે તો એમની સંકીર્ણતા અને સ્વાર્થપરતાને આભારી હતું. માલતીએ આ જ વિષય પર ગામનાં બૈરાંઓ સાથે ક્યાંય સુધી વાતો કરી. તેમની શ્રદ્ધા જોઈને તો એના મનમાં એમની સેવા કરવાની પ્રેરણા વધુ ને વધુ પ્રબળ થતી જતી હતી. આ ત્યાગમય જીવન સમક્ષ પોતાનું વિલાસી જીવન કેટલું તુચ્છ અને કૃત્રિમ લાગતું હતું! આજે તેને પોતે પહેરેલાં જરીભરેલાં રેશમી કપડાં, પોતાનું સુગંધથી મહેકતું શરીર અને પોતાનું પાઉડરથી અલંકૃત મુખમંડળ જોઈને શરમ આવતી હતી. તેણે કાંડે બાંધેલી બહુમૂલ્ય સોનાની ઘડિયાળ જાણે કે તેનાં અપલક નેત્રોથી તેની સામે ઘુરકિયાં કરી રહી હતી. તેણે ગળામાં પહેરેલો ચમકતો જડાઉ કંઠહાર, જાણે કે તેનું ગળું દબાવી રહ્યો હતો. આ ત્યાગ અને શ્રદ્ધાની દેવીઓ સમક્ષ તે પોતાની દૃષ્ટિમાં પોતે જ હલકી લાગવા માંડી હતી. આ ગ્રામીણો

કરતાં એ ઘણી વધુ વાતો જાણતી હતી, સમયની ગતિને વધારે ઓળખતી હતી; પરંતુ જે પરિસ્થિતિમાં આ ગરીબો પોતાનાં જીવનને સાર્થક કરી રહ્યાં હતાં, તે મુજબ પોતે શું એક પણ દહાડો રહી શકે ખરી કે? તેમનામાં અહંકારનું તો નામ નહોતું. આખો દહાડો સખત મજૂરી કરનારી, વાર તહેવારે અપવાસ કરનારી, રોનારી અને છતાં કેટલી પ્રસન્નમુખી હતી! બીજાં એમને માટે એટલાં બધાં પોતાનાં થઈ ગયાં છે કે એમને એમનું પોતાનું અસ્તિત્વ જ નથી રહ્યું! તેમનું પોતાપણું તેમનાં બાળકોમાં, પતિમાં અને સગાઓમાં જ છે. આ ભાવનાનું રક્ષણ કરતાં—અને એ જ ભાવનાનું ક્ષેત્ર વધારીને જ ભાવી નારીત્વનો આદર્શ નિર્માણ થઈ શકશે. જાગૃત સ્ત્રીઓમાં આને સ્થાને આત્મસેવનનો—બધું જ પોતાના માટે, પોતાના ભોગવિલાસ માટે—એવો જે ભાવ દાખલ થઈ ગયો છે, તેના કરતાં તો આ સુષુપ્તાવસ્થા વધુ સારી હતી! પુરુષ નિર્દયી છે, કબૂલ; પરંતુ એ પણ છે એ જ માતાઓનો પુત્ર ને! માતાએ શા માટે પોતાના પુત્રને એવું શિક્ષણ ન આપ્યું કે તે માતાની, સ્ત્રીજાતિની પૂજા કરે? એટલા જ માટે કે માતાને એવું શિક્ષણ આપતાં જ નથી આવડતું, એટલા જ માટે કે તેણે પોતાની જાતને એટલી બધી મિટાવી દીધી કે તેનું રૂપ જ બગડી ગયું, તેનું વ્યક્તિત્વ જ નાશ પામી ગયું!

ના, પોતાને મિટાવી દેવાથી કામ નહિ ચાલે. નારીએ સમાજના કલ્યાણ અર્થે પોતાના અધિકારોની રક્ષા કરવી પડશે—એ જ પ્રમાણે કે જેમ આ ખેડૂતોએ પોતાનું રક્ષણ કરવા આ દેવત્વનો કાંઈક ત્યાગ કરવો પડશે!

સંધ્યા થઈ ચૂકી હતી. હજી સુધી સ્ત્રીઓ માલતીને વીંટળાઈને જ બેઠી હતી. એની વાતોથી જાણે એ બધી સ્ત્રીઓ ધરાતી જ નહોતી. કેટલીય સ્ત્રીઓએ માલતીને રાત અહીં જ રોકાઈ જવાનો આગ્રહ કર્યો. માલતીને પણ એમનો સરળ સ્નેહ એટલો મીઠો લાગ્યો કે તેણે તરત જ એ નિમંત્રણનો સ્વીકાર કરી લીધો. રાતના સ્ત્રીઓએ

ગીતો સંભળાવવાનો કાર્યક્રમ ગોઠવ્યો. માલતીએ દરેક ઘેર જઈ, તેમની દશાનો પરિચય પ્રાપ્ત કરવામાં બાકીના સમયનો સદુપયોગ કર્યો. તેની નિષ્કપટ સદ્ભાવના અને સહાનુભૂતિ એ ગમારણો માટે દેવીના વરદાન કરતાં ઓછી ન હતી!

બીજી બાજુ શ્રીયુત મહેતા ખાટલા પર આસન જમાવીને ખેડૂતોની કુસ્તી જોતા હતા. એમને પસ્તાવો થતો હતો કે મિરજાજીને શું કરવા સાથે ન લીધા, નહિ તો એમની પણ એક જોડી જામત. તેમને આશ્ચર્ય થતું હતું કે આવાં પ્રૌઢ અને નિરીહ બાળકો સાથે પોતાને શિક્ષિત કહેવડાવતા માણસો કેવા નિર્દયી બની જાય છે! અજ્ઞાનની જેમ જ્ઞાન પણ સરળ, નિષ્કપટ અને સોનેરી સ્વપ્ન જોનારું થઈ જાય છે. માનવતામાં તેનો વિશ્વાસ એટલો દૃઢ, એટલો સજીવ હોય છે કે તે એની વિરુદ્ધના વ્યવહારને અમાનુષી માનવા માંડે છે. એ ભૂલી જાય છે કે વરુઓએ ઘેટાંઓની નિરીહતાનો જવાબ સદૈવ પંજા અને દાંતોથી આપ્યો છે. તે પોતાનો એક આદર્શ સંસાર બનાવીને તેને આદર્શ માનવતાથી આબાદ કરે છે અને તેમાં જ મગ્ન રહે છે. યથાર્થતા કેટલી અગમ્ય, કેટલી દુર્બોધ, કેટલી અપ્રાકૃતિક છે, એનો વિચાર કરવાનું જ એને માટે મુસ્કેલ બની જાય છે. મહેતા અત્યારે આ ગામડિયાઓની વચમાં બેસીને એ જ પ્રશ્નનું નિરાકરણ શોધી રહ્યા હતા કે આ બધાની દશા આટલી બધી દયનીય કેમ હતી! એમનું દેવત્વ જ એમની આ દુર્દશાનું કારણ હતું, એ સત્ય તરફ તો એ આંખ ઉઠાવવાનું સાહસ જ કરી શકતા નહોતા. પરિણામે જો આ લોકો માણસ વધુ અને દેવતા ઓછા હોત, તો આ પ્રમાણે ઠોકરો ખાતા નહોત. દેશમાં ગમે તે હોય, ક્રાંતિ જ કેમ નહોતી આવતી, પરંતુ એમને એ કશા સાથે કશાય મતલબ નહોતી. કોઈ પણ દળ એમની સમક્ષ સબળના રૂપમાં આવ્યું નહિ કે એની સામે એ માથું ઝુકાવવા તૈયાર! એમની નિરીહતા જડતાની હદ સુધી પહોંચી ગઈ હતી, કે જેને માત્ર કોઈ કઠોર આઘાત જ કર્મણ્ય બનાવી

શકતી હતી. એમનો આત્મા જાણે કે ચારે બાજુથી નિરાશ થઈને હવે પોતાની અંદર જ ટાંટિયા તોડીને બેસી ગયો હતો. તેમનામાં જાણે કે પોતાના આત્માની ચેતના જ સાવ લુપ્ત થઈ ગઈ હતી.

સાંજ પડી ગઈ હતી. જે લોકો હજી સુધી ખેતરોમાં કામ કરતા હતા, તે પણ હવે ઘેર પાછા ફરતા હતા. તે જ સમયે મહેતાએ માલતીને ગામની કેટલીય સ્ત્રીઓની સાથે એવી રીતે તલ્લીન બની જઈ એક બાળકને ગોદમાં લઈને બેઠેલી જોઈ કે જાણે એ પણ એમનામાંની જ એક હતી. મહેતાનું હૃદય આનંદથી ગદ્‌ગદ થઈ ગયું. માલતીએ એક પ્રકારે પોતાને મહેતાને અર્પણ કરી દીધી હતી, એ બાબતમાં હવે મહેતાને જરાય શંકા ન હતી; પરંતુ અદ્યાપિ પર્યંત તેમના હાથમાં માલતી પ્રતિ એ ઉત્કટ ભાવના પ્રગટ થઈ નહોતી કે જેના વિના લગ્નનો પ્રસ્તાવ મૂકવો એમને હાસ્યાસ્પદ ભાસતો હતો. માલતી વણનોતર્યા મહેમાનની જેમ એમના બારણે આવીને ઊભી રહી હતી અને મહેતાએ તેનું સ્વાગત કર્યું હતું. એમાં પ્રેમનો અંશ ન હતો, માત્ર પુરુષત્વનો જ ભાવ હતો; પરંતુ જો માલતી એમને લગ્નને યોગ્ય ગણતી હોય અને એમ ઇચ્છતી હોય કે મહેતા પર પોતાની કૃપાદૃષ્ટિ ફેરવે, તો મહેતા તેની એ કૃપાનો અસ્વીકાર નહોતા કરી શકતા. સાથે સાથે તે માલતીને ગોવિંદીના માર્ગમાંથી દૂર કરવા માગતા હતા અને એ જાણતા હતા કે માલતીને જ્યાંસુધી પોતાનો બીજો પગ સ્થિર થયાની ખાતરી નહિ થાય, ત્યાંસુધી તે પહેલો પગ ત્યાંથી નહિ ઉઠાવે. મહેતા જાણતા હતા કે માલતી સાથે છળ કરીને પોતે પોતાની નીચતાનો પરિચય કરાવી રહ્યા હતા. એ માટે એમનો આત્મા એમને ધિક્કારતો હતો, પરંતુ જેમ જેમ એ માલતીને વધુ નજીકથી નિહાળતા જતા હતા, તેમ તેમ એમનું એના પ્રતિનું આકર્ષણ વધતું જતું હતું. રૂપનું આકર્ષણ તો એમને અસર કરી શકે એમ નહોતું, આ તો ગુણનું આકર્ષણ હતું. એ એટલું

તો જાણતા હતા કે જેને શુદ્ધ પ્રેમ કહેવામાં આવે છે, તે તો માત્ર એક બંધનમાં બંધાઈ ગયા બાદ જ પેદા થઈ શકે છે. તેની પૂર્વે જે પ્રેમ હોય છે, તે તો માત્ર રૂપની આસક્તિ માત્ર હોય છે, કે જે સ્થાયી નથી હોતી; પરંતુ તે પહેલાં એ જાણી લેવું આવશ્યક હતું કે જે પથ્થર સાહચર્યની કસોટી પર ચઢાવવાનો હતો, તે એ કસોટીમાં પાર ઊતરવાની શક્તિ ધરાવતો હતો યા નહિ. બધાય પથ્થરો કસોટીએ ચઢીને સુંદર મૂર્તિઓ નથી બની શકતા. આટલા દિવસોમાં માલતીએ તેમનાં હૃદયના ભિન્ન ભિન્ન ભાગોમાં પોતાનાં કિરણો ફેંક્યાં હતાં, પરંતુ એ બધાંય કેંદ્રિત થઈને એમનું સારુંય અંતસ્તલ પ્રજ્વલિત કરી શકે, એવી જ્વાળાના રૂપમાં ફૂટયાં ન હતાં. આજે માલતીએ ગ્રામીણોઓમાં એક થઈ જઈને અને સારાય ભેદભાવોને મિટાવી દઈને જાણે કે રશ્મિઓને કેંદ્રિત કરી દીધાં હતાં. અને આજે જ પહેલી જ વાર મહેતાને માલતી પ્રતિ એકાત્મતાનો અનુભવ થયો. જેવી માલતી ગામમાંથી પાછી ફરી, કે તરત જ એને લઈને મહેતા નદી તરફ ઊપડયા. રાત ત્યાં જ ગાળવાનો નિર્ણય કર્યો. માલતીનું હૃદય કોણ જાણે કેમ આજે ખૂબ ધડકવા લાગ્યું. મહેતાના મુખ પર આજે તેને એક વિચિત્ર પ્રકારની જ્યોતિ અને ઇચ્છા ઝળકતી નજરે પડી.

નદીના કિનારે ચાંદનીની રૂપેરી જાજમ બિછાવેલી હતી અને નદી રત્નજડિત આભૂષણો ધારણ કરી, મધુર સ્વરોમાં ગાન કરતી, ચંદ્ર, તારા અને શીર ઝુકાવી નિદ્રાવશ થયેલ વૃક્ષોને પોતાનું નૃત્ય દાખવી રહી હતી. મહેતા પ્રકૃતિની આ માદક શોભા જોઈ જાણે કે મસ્ત બની ગયા, જાણે કે એમનું બાળપણ પોતાની સારીય ક્રીડાઓ સાથે પાછું આવ્યું હતું. રેતી પર કેટલાય કૂદકા માર્યા, પછી દોડતા જઈ નદીના જળમાં ઘૂંટણો સુધી પાણીમાં ઊભા રહ્યા.

માલતીએ કહ્યું: "પાણીમાં ન ઊભા રહેશો, ક્યાંક શરદી લાગી જશે."

મહેતાએ પાણી ઉછાળતાં જવાબ આપ્યો: "મને તો એવું થાય છે કે તરતો તરતો સામે પાર નીકળી જાઉં."

"ના, ના, બહાર આવતા રહો. હું ના પાડું છું."

"તમે મારી સાથે નહિ આવો—એ સૂની વસ્તીમાં કે જ્યાં સ્વપ્નોનું રાજ્ય છે!"

"પરંતુ મને તો તરતાં નથી આવડતું?"

"ઠીક, તો આવો, આપણે એક તરાપો બનાવીએ અને તેના પર બેસીને નદી પાર કરીએ."

ફરી એ બહાર આવ્યા. ચારે બાજુ ઝાઉનાં* વૃક્ષો પથરાયેલાં હતાં. મહેતાએ ખિસ્સામાંથી ચપ્પુ કાઢ્યું અને પુષ્કળ ડાળીઓ કાપીને એકઠી કરી. ભેખડ પર સરપટનાં જૂથ ઊભાં હતાં. તરત જ ઉપર ચઢીને સરપટનો એક ગાંસડો કાપી લાવ્યા અને ત્યાં જ રેતીમાં બેસીને સરપટનો દોર ગૂંથવા લાગ્યા. મહેતા એવા તો આનંદમાં હતા કે જાણે સ્વર્ગારોહણની તૈયારી કરતા હતા. કેટલીય વાર આંગળીમાં ચીરા પડ્યા અને લોહી નીકળ્યું. માલતીને આ બધું તોફાન નહોતું ગમતું અને તેથી તે વારંવાર ગામમાં પાછા ફરવા માટે આગ્રહ કરતી હતી; પરંતુ મહેતા એની કશી વાત સાંભળતા જ ન હતા. એમનામાં અત્યારે બાળકોનો ઉલ્લાસ હતો, એ જ તોફાની સ્વભાવ અને એ જ હઠ હતી—ફિલસૂફી અને વિજ્ઞાન બધુંય નદીના પ્રવાહમાં જાણે કે વહી ગયું હતું.

દોર તૈયાર થઈ ગયો. ઝાઉનો એક મોટો તરાપો તૈયાર થયો. દોરવતી ડાળીઓની બન્ને બાજુ બાંધી લેવામાં આવી. તેનાં છિદ્રોમાં ઝાઉનાં પાન ભરી દેવામાં આવ્યાં કે જેથી પાણી ઉપર ન આવે. નૌકા તૈયાર થઈ ગઈ. રાત પહેલાં કરતાં પણ વધુ સ્વપ્નશીલ થઈ ગઈ હતી.

---

* ગંગાના કિનારે ઊગતું એક પ્રકારનું વૃક્ષ.

મહેતાએ તરાપાને નદીમાં ઉતારી માલતીનો હાથ પકડીને કહ્યું: "આવો, બેસી જાઓ."

માલતીએ સશંક બનીને જણાવ્યું: "બે માણસોનો બોજ એ સહી શકશે ?"

મહેતાએ દાર્શનિક સ્મિતસહ જવાબ આપ્યો: "જે તરાપા પર બેસીને આપણે લોકો જીવનયાત્રા કરીએ છીએ, તે તો આના કરતાં ક્યાંય હલકો હોય છે, માલતી ! પછી આનાથી શું કામ ડરો છો ?"

"તમે સાથે છો, પછી મારે વળી ડર શાનો ?"

"સાચું કહો છો ?"

"આજપર્યંત મેં કોઈનીય સહાયતા વિના એકલાં જ જીવન-સંગ્રામ ખેલ્યો છે, પરંતુ આજથી તમે મારા સાથી છો."

બન્ને એ તરાપા પર બેઠાં અને મહેતાએ ઝાડના એક દંડા વડે તરાપાને હલેસાં મારવા માંડ્યાં. તરાપો પાણીમાં ડગમગતો ડગમગતો આગળ વધવા લાગ્યો.

માલતીએ મનને આ ભયમાંથી દૂર કરવા માટે પૂછ્યું: "તમે તો આખું જીવન શહેરોમાં ગાળ્યું છે, છતાં તમને ગામડાઓનાં જીવનનો આવો અભ્યાસ ક્યાંથી થયો ? હું તો મરી જાઉં તોપણ આવો તરાપો ન બનાવી શકું."

મહેતાએ તેને અનુરક્ત નેત્રોથી જોતાં જણાવ્યું: "કદાચ એ મારા પૂર્વજન્મના સંસ્કાર હશે. પ્રકૃતિનો સ્પર્શ થતાં જ જાણે કે મારામાં એક નવું જીવન પ્રગટ થઈ જાય છે. નસેનસમાં સ્ફૂર્તિ આવી જાય છે. એકએક પક્ષી, એકએક પશુ, જાણે કે મને આનંદનું નિમંત્રણ આપતું ભાસે છે—જાણે કે વિસ્મૃત થઈ ગયેલાં સુખોની યાદ આપે છે. આ આનંદ મને બીજે નથી મળતો માલતી,

સંગીતના કરુણ સ્વરોમાં પણ નહિ અને વેદાંતનાં ઊંચાં ઉડ્ડયનોમાં પણ નહિ. જાણે કે આ તો મારાં બધાં નજીકનાં સગાં જ ન હોય! પ્રકૃતિની મધ્યમાં આવીને જાણે કે હું મને પોતાને પાછો પામું છું. જાણે કે પક્ષી પોતાના માળામાં આવી ગયું હોય, તેવું મને લાગે છે."

તરાપો ડગમગતો, ક્યારેક તીરછો તો ક્યારેક સીધો, ક્યારેક ચક્કર લગાવતો તો ક્યારેક ઘૂમરીઓ ખાતો, ચાલ્યો જતો હતો.

સહસા માલતીએ કાતર સ્વરે પૂછ્યું: "અને હું તમારા જીવનમાં ક્યારેય નથી આવતી?"

મહેતાએ તેનો હાથ પકડીને કહ્યું: "આવો છો, વારેવારે આવો છો, સુગંધની એક લહરીની જેમ, કલ્પનાના એક તરંગની જેમ અને પછી અદૃશ્ય થઈ જાઓ છો. દોડું છું કે તમને કરપાશમાં બાંધી લઉં, પરંતુ હાથ પહોળા જ રહી જાય છે અને તમે ગુમ થઈ જાઓ છો."

માલતીએ ઉન્માદની દશામાં કહ્યું: "પરંતુ તમે એમ થવાનું કારણ વિચારી જોયું? શાથી એમ બને છે તે તપાસી જોયું?"

"હા માલતી, ઘણો વિચાર કરી જોયો. વારંવાર વિચાર કરી જોયો છે."

"તો શું જણાયું?"

"એ જ કે જે આધાર પર હું જીવનનું ભવન ઊભું કરવા ઇચ્છું છું, તે અસ્થિર છે. એ કોઈ વિશાળ ભવન તો નથી, છે માત્ર એક નાની શી શાંત કુટિર, પરંતુ તેને માટે પણ કોઈ સ્થિર આધાર તો જોઈએ ને . . ."

માલતીએ મહેતાના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લઈ જાણે અપમાન કરતી હોય તેમ બોલી: "એ ખોટો આક્ષેપ છે. તમે સદૈવ મને પરીક્ષકની દૃષ્ટિથી જોઈ છે—પ્રેમીની દૃષ્ટિથી નહિ. તમે શું એટલું પણ નથી સમજતા કે સ્ત્રી પરીક્ષા નથી ઇચ્છતી

પ્રેમ ઇચ્છે છે? પરીક્ષા તો ગુણને અવગુણ અને સુંદરને અસુંદર બનાવનારી વસ્તુ છે, જ્યારે પ્રેમ અવગુણને ગુણ અને અસુંદરને સુંદર બનાવનારી ચીજ છે. મેં તમને ચાહ્યા, પછી હું કલ્પના પણ કરી શકતી નથી કે તમારામાં કાંઈ પણ બુરાઈ હશે, પરંતુ તમે તો મારી પરીક્ષા કરી અને તમને હું અસ્થિર, ચંચળ અને કોણ જાણે કેવીય લાગી કે તમે હંમેશા મારાથી દૂર જ નાસતા રહ્યા. ના, હું જે કાંઈ કહેવા માગું છું, તે એક વાર મને કહી લેવા દો. હું શાથી અસ્થિર અને ચંચળ છું? એટલા જ માટે કે મને સ્થિર અને અચંચળ બનાવે તેવો પ્રેમ હજી સુધી નથી મળ્યો. જો તમે મારા તરફ એ જ પ્રકારનું આત્મસમર્પણ કર્યું હોત, કે જે પ્રમાણે મેં કર્યું છે, તો તમે મારા પર આવા વ્યર્થ આક્ષેપ ન મૂકત."

મહેતાએ માલતીના માનનો આનંદ માણતાં જણાવ્યું: "તમે મારી પરીક્ષા ક્યારેય નથી કરી? સાચું કહો છો?"

"ના, ક્યારેય નહિ."

"તો તમે ભૂલ કરી છે."

"મને એની પરવા નથી."

"લાગણીપ્રધાન ન બની જાઓ, માલતી. પ્રેમ સમર્પણ કરતાં પહેલાં આપણે સૌ પરીક્ષા કરીએ છીએ અને તમે પણ કરી છે. પછી ભલે એ અપ્રત્યક્ષરૂપે હશે. હું આજે તમારી આગળ સ્પષ્ટપણે જણાવું છું કે જે પ્રમાણે હું રોજ અન્ય સ્ત્રીઓને જોતો હતો, તે જ પ્રમાણે મેં તમને પણ વિનોદભાવથી જ જોયાં હતાં અને જો હું ભૂલ ન કરતો હોઉં તો તમે મને પણ મનોરંજનનું એક નવું રમકડું જ સમજતાં હતાં."

માલતીએ મહેતાને ટોક્યા: "જૂઠું બોલો છો. મેં તમને ક્યારેય એ દૃષ્ટિથી નથી નિહાળ્યા. મેં તો પહેલા જ દિવસથી તમને દેવ બનાવીને મારા હૃદયમાં . . ."

મહેતા વાતને અધવચ્ચે જ કાપી નાખતાં બોલ્યા: "વળી પાછી એ જ ભાવુકતા! મને આવા મહત્ત્વના વિષયમાં ભાવુકતા નથી ગમતી. જો તમે પહેલા જ દિવસથી મને આવી કૃપાને યોગ્ય માન્યો, તો એનું કારણ એ જ હોઈ શકે છે કે હું દેખાવ કરવામાં તમારા કરતાં વધુ કુશળ છું. નહિ તો જ્યાંસુધી મેં સ્ત્રીઓનો અભ્યાસ કર્યો છે, ત્યાંસુધી મેં જોયું છે કે સ્ત્રીઓ પ્રેમની બાબતમાં પૂરતું પૃથક્કરણ કરે છે. પૂર્વે પણ સ્વયંવર દ્વારા પુરુષોની પરીક્ષા થતી. એ મનોવૃત્તિ હજી પણ જીવંત છે, પછી ભલે એનું રૂપ બદલાઈ ગયું હોય! મેં તો ત્યારથી બરાબર એવી જ કોશિશ કરી છે કે મને હું સંપૂર્ણરૂપે તમારી સમક્ષ મૂકી દઉં અને તે સાથે જ તમારા આત્મા સુધી પહોંચી જાઉં અને જેમ જેમ હું તમારા અંતસ્તલના ઊંડાણમાં વધુ ને વધુ ઊતરતો ગયો છું, તેમ તેમ મને તેમાંથી રત્ન જ મળ્યાં છે. હું આવ્યો હતો વિનોદ કરવા, પરંતુ હવે તો ઉપાસક બની બેઠો છું. તમને મારી અંદર શું ભાળ્યું, તે હું કહી શકતો નથી."

નદીનો બાજો કિનારો આવી ગયો. બન્ને ઊતરીને રેતીમાં જઈને બેઠાં અને મહેતા પૂર્વવત્ ભાવે કહેવા લાગ્યા: "અને આજે હું એ જ પૂછવા માટે તમને અહીં લઈ આવ્યો છું."

માલતીએ કંપતે સ્વરે પૂછ્યું: "શું હજી તમારે મને એ પૂછવાનું બાકી રહ્યું છે?"

"હા, કારણકે આજે હું તમને મારું એ રૂપ દેખાડીશ કે જે કદાચ તમે આજપર્યંત ક્યારેય જોયું નહિ હોય અને જેને મેં પણ છુપાવી રાખ્યું છે. ઠીક, ધારો કે મેં તમારી સાથે લગ્ન કર્યાં અને બીજે જ દિવસે હું બેવફા નીવડું, તો તમે મને શી સજા કરો?"

માલતીએ મહેતા પ્રતિ ચકિત બનીને જોયું. આ પ્રશ્નનો આશય એ નહોતી સમજી શકી.

"એવો પ્રશ્ન કરવાનું કાંઈ કારણ?"

"મારે માટે એ અત્યંત મહત્ત્વનો પ્રશ્ન છે."

"હું એની સંભાવના નથી સમજી શકતી."

"સંસારમાં કશું જ અસંભવ નથી. મોટા મોટા મહાત્મા પણ એક ક્ષણમાં જ પતિત થઈ જાય છે."

"હું એનું કારણ શોધીશ અને તેને દૂર કરીશ."

"ધારો કે મારી એ ટેવ ન જ છૂટી ?"

"તો પછી હું નથી કહી શકતી કે હું શું કરીશ. કદાચ વિષ ખાઈને સૂઈ રહું."

"પરંતુ જો તમે મને એ જ પ્રશ્ન પૂછો, તો હું એનો બીજો જ જવાબ આપીશ."

માલતીએ સશંક બનીને પૂછ્યું : "કહો જોઈએ !"

મહેતાએ દૃઢતાસહ જણાવ્યું: "હું પહેલાં તમારો પ્રાણાંત કરું અને પછી મારો."

માલતી ખડખડાટ હસી પડી અને પગથી તે માથા સુધી કંપી ઊઠી. તેનું હાસ્ય માત્ર તેના કંપને છુપાવવાનું આવરણ જ હતું.

મહેતાએ પૂછ્યું: "તમે હસ્યાં કેમ ?"

"એટલા માટે કે તમે એવા હિંસાવાદી નથી દેખાતા."

"ના માલતી, એ બાબતમાં હું પૂરેપૂરો પશુ છું અને તે માટે મને લજ્જિત થવાનું કોઈ કારણ નથી જણાતું. આધ્યાત્મિક પ્રેમ, ત્યાગમય પ્રેમ અને નિસ્વાર્થ પ્રેમ કે જેમાં માણસ પોતાને મિટાવી દઈને માત્ર પોતાની એક પ્રેમિકા માટે જીવે છે, તેના આનંદથી આનંદ પામે છે અને તેના ચરણો પર પોતાનો આત્મા સમર્પણ કરી દે છે, એ બધા મારે માટે નિરર્થક શબ્દો છે. મેં પુસ્તકોમાં એવી બધી વાતો વાંચી છે કે જ્યાં પ્રેમીએ પ્રેયસીના નવા પ્રિયતમ માટે પોતાના પ્રાણ આપી દીધા હોય, પરંતુ એ ભાવનાને હું શ્રદ્ધા કહી શકું છું,

સેવા કહી શકું છું, પ્રેમ નથી કહી શકતો. પ્રેમ એ કોઈ ભોળી ભાળી ગાય નથી, એ તો લોહીતરસ્યો વાઘ છે, જે પોતાના શિકાર પર કોઈની નજર સુધ્ધાં નથી પડવા દેતો."

માલતીએ તેમની આંખો સાથે આંખો એક કરતાં કહ્યું: "જો પ્રેમ એવો લોહીતરસ્યો વાઘ છે, તો હું એનાથી દૂર જ રહીશ. મેં તો એને ગાય જ માન્યો હતો. હું પ્રેમને સંદેહથી પર માનું છું. એ દેહની વસ્તુ નથી, આત્માની વસ્તુ છે. સંદેહને માટે ત્યાં જરા પણ સ્થાન નથી અને હિંસા એવા સંદેહનું જ પરિણામ છે. એ સંપૂર્ણ આત્મસમર્પણ છે. તેના મંદિરમાં તમે પરીક્ષક બનીને નહિ, પરંતુ ઉપાસક બનીને જ વરદાન પામી શકો છો." કહી તે ઊઠીને ઊભી થઈ ગઈ અને ઝડપથી નદી તરફ ચાલી, જાણે કે તેને ખોવાયેલો માર્ગ જડી ગયો હતો. આવી સ્ફૂર્તિનો તેને ક્યારેય અનુભવ નહોતો થયો. તેણે સ્વતંત્ર જીવનમાં પણ પોતાનામાં એક નિર્બળતા જોઈ હતી કે જે તેને સદૈવ આંદોલિત કરી રાખતી હતી, સદૈવ અસ્થિર રાખ્યા કરતી હતી. તેનું મન જાણે કે કોઈ આશ્રય શોધતું હતું કે જેના બળ પર તે ટેકો મેળવે, તે જગતનો સામનો કરી શકે. પોતાનામાં તેને એ શક્તિ નહોતી મળતી. બુદ્ધિ-ચારિત્ર્યની શક્તિ જોઈને તે તરફ લાલાયિત થઈ જતી હતી. પાણીની જેમ તે દરેક પાત્રનું રૂપ ધારણ કરી લેતી હતી. તેનું પોતાનું તો કોઈ રૂપ જ ન હતું.

તેની મનોવૃત્તિ અદ્યાપિપર્યંત કોઈ પરીક્ષાર્થી છાત્ર જેવી હતી. છાત્રને પુસ્તકો પ્રતિ પ્રેમ હોઈ શકે છે અને થઈ પણ જાય છે, પરંતુ પુસ્તકના એ ભાગ તરફ એ વધુ ધ્યાન આપે છે કે જેની પરીક્ષામાં પુછાવાની વધુ સંભાવના હોય છે. તેનો પહેલો સ્વાર્થ પરીક્ષામાં સફળ થવાનો હોય છે. જ્ઞાનાર્જન તે પછી હોય છે. જો તેને એમ માલૂમ પડે કે પરીક્ષક બહુ દયાળુ છે યા આંધળો છે અને છાત્રોને વગર મહેનતે જ પાસ કરી દે છે, તો કદાચ એ

પુસ્તકો તરફ નજર સરખી પણ ન નાખે. માલતી જે કાંઈ કરતી હતી, તે કેવળ મહેતાને પ્રસન્ન કરવા માટે. તેની મતલબ હતી માત્ર મહેતાનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરવાની એમના મનોરાજ્યની રાણી બનવાની; પરંતુ પેલા છાત્રની જેમ પોતાની યોગ્યતાનો વિશ્વાસ જમાવીને લાયકાત આવી જતાં પરીક્ષક આપોઆપ જ તેનાથી સંતુષ્ટ થઈ જશે. એટલી ધીરજ એનામાં ન હતી.

પરંતુ આજે મહેતાએ જાણે કે તેની આત્મશક્તિને ઠોકર મારીને જાગૃત કરી દીધી હતી. મહેતાને જ્યારથી એણે પહેલવહેલા જોયા હતા, ત્યારથી જ એનું દિલ એમના તરફ ઝૂકી પડ્યું હતું. તેને એ પોતાના પરિચિતોમાં સૌથી વધુ સમર્થ ભાસ્યા હતા. તેના પરિષ્કૃત જીવનમાં બુદ્ધિની પ્રખરતા અને વિચારોની દૃઢતા એ જ સૌથી ઊંચી વસ્તુ હતી. ધન અને ઐશ્વર્યને તો એ માત્ર રમકડાં જ ગણતી હતી કે જેને છોકરાં રમત રમતમાં તોડી નાખે છે. રૂપ એ પણ એને માટે કોઈ ખાસ આકર્ષણની વસ્તુ ન હતી, જો કે કુરૂપતા માટે તેને હજી ઘૃણા તો હતી જ. એને તો હવે બુદ્ધિશક્તિ જ પોતાની તરફ નમાવી શકતી હતી કે જેના આશ્રયે તેનામાં આત્મ-વિશ્વાસ જાગૃત થાય, પોતાના વિકાસની પ્રેરણા મળે, પોતાનામાં નવી શક્તિનો સંચાર થાય અને પોતાના જીવનની સાર્થકતાનું જ્ઞાન થાય. મહેતાનાં બુદ્ધિબળ અને તેજસ્વિતાએ તેના ઉપર પોતાની મહોર મારી દીધી હતી અને ત્યારથી એ પોતાના સંસ્કાર કરતી ચાલી આવતી હતી. જે પ્રેરક શક્તિની એને જરૂર હતી, તે તેને મળી ગઈ હતી અને અજ્ઞાતરૂપે તેને ગતિ અને શક્તિ આપતી હતી. જીવનનો જે નવો આદર્શ તેની સમક્ષ રજૂ થયો હતો, તે દ્વારા પોતાને તેની સમીપ પહોંચાડવાની ચેષ્ટા કરતી અને સફળતાનો અનુભવ કરતી, એ દિવસની કલ્પના કરી રહી હતી કે જ્યારે એ અને મહેતા એકાત્મા થઈ જશે અને આ કલ્પના તેને વધુ દૃઢ અને નિષ્ઠ બનાવતી હતી.

પરંતુ આજે જ્યારે મહેતાએ તેની આશાઓને દ્વાર સુધી લાવીને પ્રેમનો એ આદર્શ તેની સમક્ષ રજૂ કર્યો કે જેમાં પ્રેમને આત્મા અને સમર્પણના ક્ષેત્રમાંથી નીચે પાડી દઈ ભૌતિક ધરાતલ સુધી પહોંચાડી દેવામાં આવ્યો હતો કે જ્યાં સંદેહ, ઈર્ષ્યા અને ભોગનું રાજ્ય હતું, ત્યારે તો એની પરિષ્કૃત બુદ્ધિ આહત થઈ ઊઠી અને મહેતા પ્રતિ તેને જે શ્રદ્ધા હતી, તેને જાણે કે આઘાત લાગ્યો—જેમ એક શિષ્ય પોતાના ગુરુને કોઈ નીચ કર્મ કરતાં જોઈ જાય! તેણે જોયું કે મહેતાની બુદ્ધિ–પ્રખરતા પ્રેમતત્ત્વને પશુતા પ્રતિ વધુ ખેંચી જતી હતી અને પોતાના દેવત્વ પ્રતિ આંખમીંચામણા કરતી હતી; એ જોઈને એનું કાળજું ડરી ગયું.

મહેતાએ કાંઈક લજ્જિત થઈને કહ્યું: " આવો, થોડી વાર બેસીએ. "

માલતી બોલી: " ના, હવે પાછાં ફરવું જોઈએ. મોડું થાય છે. "

# પ્રકરણ ૧૪ મું

**રાયસાહેબનો** સિતારો તેજ હતો. એમના ત્રણે મનસૂબા પાર પડ્યા હતા. કન્યાનાં લગ્ન ધામધૂમથી થઈ ગયાં હતાં, દાવામાં જીત્યા હતા અને ચૂંટણીમાં માત્ર સફળતા એકલી જ મળી નહોતી, પ્રધાનમંડળમાં ગૃહમંત્રીનું સ્થાન પામ્યા હતા. ચારે તરફથી મુબારકબાદીના ઢગ થતા હતા. તાર પર તાર આવતા હતા. આ મુકદ્દમામાં જીત મેળવીને એમણે તાલુકદારોની પ્રથમ શ્રેણીમાં સ્થાન પ્રાપ્ત કર્યું હતું. સમ્માન તો એમનું આ પૂર્વે પણ કાંઈ ઓછું ન હતું, પરંતુ હવે તો એની જડ વધુ ઊંડી અને મજબૂત થઈ ગઈ હતી. વર્તમાનપત્રોમાં રોજ એમનાં ચિત્રો અને ચરિત્રો છપાતાં હતાં. કરજનો આંકડો ઘણો મોટો થઈ ગયો હતો, પરંતુ રાયસાહેબને એની પરવા ન હતી. એ તો આ નવી મિલકતનો એક ટુકડો વેચીને પણ એ કરજમાંથી મુક્ત થઈ શક્યા હોત. સુખની ઊંચામાં ઊંચી જે કલ્પના એમણે બાંધી હતી, તેના કરતાં પણ વધુ ઊંચાઈએ એ પહોંચી ગયા હતા. અત્યારપર્યંત એમનો બંગલો માત્ર લખનૌમાં જ હતો. હવે નૈનિતાલ, મસૂરી અને સિમલા ત્રણે સ્થળે એક-એક બંગલો બંધાવવાની જરૂર પડી હતી. આ સ્થળે જ્યારે પોતે જાય ત્યારે હોટેલમાં યા તો કોઈ બીજા રાજાના બંગલામાં પોતે ઊતરે એમાં એમને પોતાની શોભા નહોતી લાગતી. જ્યારે રાજા સૂર્યપ્રતાપસિંહના બંગલા આ ત્રણે સ્થળે હતા, તો પછી એમના પણ

ત્યાં બંગલા ન હોય એ એમને માટે અત્યંત લજ્જાની વાત હતી. સંયોગવશાત્ નવા બંગલા બંધાવવાની જહેમત ઉઠાવવી ન પડી, તૈયાર બંગલા સસ્તી કિંમતે મળી ગયા. દરેક બંગલા માટે પાણી, ચોકીદાર, કારકુન, રસોઇયા આદિ રાખવામાં આવ્યા હતા અને સૌથી મોટા સૌભાગ્યની વાત તો એ હતી કે આ વખતના નામદાર શહેનશાહના જન્મદિવસે થતી માનચાંદની લહાણીમાં એમને રાજાસાહેબનો ઇલકાબ પણ મળ્યો હતો હવે એમની મહત્ત્વાકાંક્ષા સંપૂર્ણપણે સંતુષ્ટ થઈ ગઈ હતી. તે દિવસે એવો તો જલસો જામ્યો અને એવી તો મહેફિલ ઊડી કે આગલા બધા રેકર્ડ તૂટી ગયા. જ્યારે નામદાર ગવર્નરે એમને ઇલકાબ પ્રદાન કર્યો, ત્યારે એમના હૃદયમાં ગર્વસહ રાજભક્તિનો જોશ એવો તો ઊછળી આવ્યો હતો કે એમનાં રોમરોમ પુલકિત થઈ ઊઠયાં હતાં. આનું નામ છે જીવન! નહિ તો, આ વિદ્રોહીઓનું કહ્યું માનીને જેલમાં ગયો, નાહકની બદનામી વહોરી અને અમલદારોની દૃષ્ટિમાં હલકો પડી ગયો હતો. જે પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે એમને આગલે વર્ષે પરહેજ કર્યા હતા, તે અત્યારે તેમને સલામ ભરતો હતો અને કદાચ પોતાના અપરાધ માટે ક્ષમા માગતો હતો.

પરંતુ એમના જૂના પરાસ્ત શત્રુ સૂર્યપ્રતાપસિંહે પોતાની દીકરીનું રાયસાહેબના સૌથી મોટા પુત્ર રૂદ્રપાલસિંહ સાથે લગ્ન કરવાનું કહેણ મોકલ્યું, ત્યારે એમને સૌથી મોટો વિજય પ્રાપ્ત થયો હતો. એ સાંભળી તેમને જેટલો આનંદ થયો, તેટલો તો મુકદ્દમો જીત્યા ત્યારે યા તો ગૃહમંત્રી બન્યા ત્યારે પણ નહોતો થયો. એ બધાની તો કલ્પના પણ કરી શકાતી હતી, પરંતુ આ વાત તો આશાતીત જ નહિ, કલ્પના બહારની વાત હતી. એ જ સૂર્યપ્રતાસિંહ જે હજી થોડાક માસ પૂર્વે જ એમને એક કૂતરા કરતાં પણ હલકો માનતો હતો, તે આજે એમના પુત્રને પોતાની દીકરી આપવા તૈયાર થયો હતો. કેટલી અસંભવિત વાત! રૂદ્રપાલ અત્યારે એમ.

એ.નો અભ્યાસ કરતો હતો અને એ એક અત્યંત નિર્ભિક, પૂરો આદર્શવાદી, પોતાના જ ઉપર ભરોંસો રાખનાર, અભિમાની, રસિક અને આળસુ યુવક હતો, કે જેને પોતાના પિતાની આ ધન અને માનલિપ્સા અત્યંત ખરાબ ભાસતી હતી.

રાયસાહેબ તે સમયે નૈનિતાલમાં હતા. આ સંદેશો મળતાં જ એમની નસો તૂટવા લાગી. જો કે લગ્નની બાબતમાં એ પુત્ર પર કશું દબાણ લાવવા ઇચ્છતા ન હતા. પરંતુ એ વાતની એમને ખાતરી હતી કે પોતે જે કાંઈ નિર્ણય કરશે, એમાં રૂદ્રપાલ કશો જ વાંધો નહિ દર્શાવે અને રાજા સૂર્યપ્રતાપસિંહના ઘર જોડે સંબંધ બંધાય એ તો એક એવા સૌભાગ્યની વાત હતી કે રૂદ્રપાલ એમાં ના પાડશે એવું કલ્પનામાં પણ આવી શકતું ન હતું. એમણે તરત જ રાજાસાહેબના કહેણનો સ્વીકાર કરી લીધો અને તે જ વખતે રૂદ્રપાલને ફોન કર્યો.

રૂદ્રપાળે જવાબ આપ્યો: "મને મંજૂર નથી."

રાજાસાહેબને પોતાના જીવનમાં ક્યારેય આટલી નિરાશા નહોતી ઊપજી. ક્યારેય આટલો ક્રોધ નહોતો આવ્યો. તેમણે પૂછ્યું: "કારણ!"

"વખત આવ્યે જણાશે."

"હું અત્યારે જ જાણવા માંગું છું."

"હું નથી જણાવી શકતો."

"તારે મારો હુકમ માનવો જ પડશે."

"જે વસ્તુને મારો આત્મા નથી કબૂલી શકતો, તેને હું આપના હુકમથી પણ નહિ કબૂલી શકું."

રાયસાહેબે અત્યંત નમ્રતાપૂર્વક સમજાવ્યો: "બેટા, તું આદર્શવાદ પાછળ નાહકનો તારા પોતાના જ પગ ઉપર કુહાડી મારી રહ્યો છું. આ સંબંધ થતાં સમાજમાં તારું સ્થાન કેટલું બધું વધી

જશે, એનો તેં વિચાર કર્યો છે? આને તો ઈશ્વરની એક પ્રેરણા ગણવી જોઈએ. આ કુળની જો એકાદ દરિદ્ર કન્યા પણ મળત, તો હું મારા કિસ્મતને ધન્યવાદ દેત, ત્યારે આ તો ખુદ રાજા સૂર્યપ્રતાપસિંહની પોતાની જ દીકરી છે કે જે આપણા તો શિરોમણિ કહેવાય. મેં તો એને ઘણી વાર જોઈ છે અને તેં પણ જોઈ હશે. રૂપ, ગુણ, શીલ અને સ્વભાવમાં એ અજોડ છે. અને હું તો હવે ચાર દહાડાનો મહેમાન છું. તારી સમક્ષ તો આખી જિંદગી પડેલી છે. હું તારા પર દબાણ કરવા નથી માગતો. તું તો જાણે છે કે લગ્નની બાબતમાં મારા વિચાર કેટલા ઉદાર છે, છતાં સાથે જ મારો એ પણ ધર્મ છે કે તને ક્યાંક ભૂલ કરતો જોઉં તો મારે તને ચેતવણી આપવી."

રુદ્રપાળે એનો જવાબ આપ્યો: "હું એ બાબતમાં ઘણા સમય પૂર્વે નિશ્ચય કરી ચૂક્યો છું. એમાં કશો ફેરફાર થઈ શકે એમ નથી."

રાયસાહેબને પુત્રની આ જિદ્દ પર પુનઃ ક્રોધ આવ્યો. તે ગર્જના કરીને બોલ્યા: " લાગે છે કે તારું માથું જ ભમી ગયું છે. આવીને તરત મને મળ. મોડું ન થવું જોઈએ. હું રાજાસાહેબને વચન આપી ચૂક્યો છું."

રુદ્રપાળે જવાબ દીધો: "દિલગીર છું, અત્યારે મને સમય નથી."

બીજે દિવસે રાયસાહેબ પોતે જ રુદ્રપાલ પાસે આવી પહોંચ્યા. બન્ને પોતપોતાનાં શસ્ત્રો સજી તૈયાર ઊભા હતા. એકબાજુ સારાય જીવનનો રીઢ થયેલો અનુભવ હતો, સમજૂતીઓ અને પતાવટોથી ભરપૂર; બીજી બાજુ કાચો આદર્શવાદ હતો—જિદ્દી, ઉદ્દંડ અને નિર્મમ.

રાયસાહેબે આવતાં વેંત જ સીધો મર્મ પર આઘાત કર્યો: "હું જાણવા માગું છું કે એ છોકરી કોણ છે?"

રૂદ્રપાલે અચળભાવે જવાબ આપ્યો: "તમે જો એટલા બધા ઉત્સુક હો, તો સાંભળો. એ માલતીની બહેન સરોજ છે."

રાયસાહેબ જાણે આહત થઇ ને ઢળી પડ્યા: "ઠીક, એ છે!"

"તમે તો સરોજને જોઇ હશે?"

"જોઇ છે. તેં રાજકુમારીને જોઇ છે કે નહિ?"

"જી હા, જોઇ છે."

"છતાં . . ."

"હું રૂપની બહુ કિમ્મત આંકતો નથી."

"તારી અક્કલ પર મને અફસોસ થાય છે. માલતીને તું તો જાણે છે કે એ કેવી સ્ત્રી છે! એની બહેન શું એના કરતાં સારી હશે?"

રૂદ્રપાલે જરા ગુસ્સાથી જવાબ આપ્યો: "હું એ બાબતમાં આપને વધુ કાંઇ કહેવા નથી માગતો; પરંતુ મારાં લગ્ન થશે, તો તે સરોજ સાથે જ થશે!"

"મારાં જીવતાં તો એ કદાપિ નહિ થઇ શકે."

"તો પછી થશે."

"ઠીક, તો તારો એવો જ નિર્ણય છે?"

અને રાયસાહેબની આંખો સજળ થઇ ગઇ--જાણે આખું જીવન જ ઉજ્જડ થઇ ગયું. પ્રધાનપણું, મિલકત, પદવી બધું જ વાસી ફૂલોની જેમ નીરસ, નિરાનંદ થઇ ગયું. જીવનની સારીય સાધના વ્યર્થ થઇ ગઇ. એમની પત્નીનો જ્યારે દેહાન્ત થયો હતો, ત્યારે એમની ઉમ્મર છત્રીસ વર્ષ કરતાં વધુ ન હતી. પોતે ધાર્યું હોત તો પુનઃ લગ્ન કરી શકત અને ભોગવિલાસનો આનંદ પણ માણી શકત. બધાયે એમને ફરીથી લગ્ન કરવા માટે આગ્રહ કર્યો હતો, પરંતુ તેમણે આ નમાયાં બાળકોના મોં તરફ જોઇ ને, વિધુર-

જીવનની સાધનાનો સ્વીકાર કર્યો હતો. આ જ છોકરાઓ પર પોતાના જીવનના બધાય ભોગવિલાસ ન્યોછાવર કરી દીધા હતા. આજ-પર્યંત પોતાના હૃદયનો બધોય સ્નેહ આ જ છોકરાઓને આપતા આવ્યા હતા અને આજે એ જ છોકરો એટલી તો નિષ્ઠુરતાથી વાત કરતો હતો કે જાણે એને અને એમને કશો સંબંધ જ હતો નહિ. તો પછી શું કરવા પોતે મિલકત, અધિકાર અને સન્માન પાછળ પ્રાણ આપે! આ છોકરાઓ સારુ તો પોતે બધું કરતા હતા, પરંતુ જ્યારે છોકરાઓને પોતાની જરા પણ પડી નથી, તો પછી શું કરવા પોતે નાહકની તપસ્યા કરવી! પોતાને હવે સંસારમાં ક્યાં લાંબા દહાડા કાઢવા હતા! પોતાને પણ આરામથી રહેતાં આવડતું હતું. પોતાના હજારો બીજા ભાઈઓ મૂછો પર તાવ દેતા જીવનનો આનંદ લૂંટે છે અને મસ્ત બનીને ફરે છે, તો પછી પોતે પણ શું કરવા ભોગવિલાસમાં રચ્યાપચ્યા ન રહે! તેમને એ વખતે એટલું યાદ ન રહ્યું કે પોતે જે તપસ્યા કરતા હતા તે છોકરાઓ માટે નહિ, પરંતુ ખુદ પોતાને જ માટે હતી; અને કેવળ યશ માટે જ નહિ, બલ્કે એટલા માટે કે પોતે કર્મશીલ હતા અને જીવતા રહેવા માટે એની જરૂર હતી. એ વિલાસી અને અકર્મણ્ય બનીને પોતાના આત્માને સંતુષ્ટ નહોતા રાખી શકતા. એમને ખબર નહોતી કે કેટલાક લોકોનો સ્વભાવ જ એવો હોય છે કે તેઓ વિલાસનું પાંગળાપણું સ્વીકારી જ શકતા નથી. તેઓ પોતાના જિગરનું ખૂન પીવા માટે જ સર્જાયા હોય છે અને મૃત્યુની છેલ્લી ક્ષણ સુધી પીધા કરતા હોય છે.

પરંતુ આ આઘાતની પ્રતિક્રિયા પણ તરત જ શરૂ થઈ ગઈ. આપણે જેને માટે ત્યાગ કરીએ છીએ, એની પાસેથી બદલાની આશા ન રાખતા હોવા છતાં એના મન પર શાસન કરવા ઇચ્છતા હોઈએ છીએ, પછી ભલે એ શાસન એના હિતને માટે હોય; જો કે એ હિતને આપણે એટલું તો આપણું બનાવી દઈએ છીએ કે એ

એનું ન રહેતાં આપણું જ બની ગયું હોય છે. ત્યાગની માત્રા જેટલી વધારે હોય છે, એટલી જ આ શાસનભાવના પણ પ્રબળ હોય છે અને જ્યારે સહસા આપણે વિદ્રોહનો સામનો કરવો પડે છે, ત્યારે ક્ષુબ્ધ થઈ ઊઠીએ છીએ અને તે વખતે એ ત્યાગ જાણે કે પ્રતિહિંસાનું રૂપ ધારણ કરી બેસે છે. રાયસાહેબે એ જીદ પકડી કે રૂદ્રપાળનાં લગ્ન સરોજ સાથે ન જ થાય. પછી એને માટે પોલીસની મદદ કેમ નથી લેવી પડતી, નીતિની હત્યા કેમ નથી કરવી પડતી!

એમણે જાણે કે તલવાર ખેંચીને કહ્યું: "હા, મારા ગયા પછી જ થશે અને એને હજી બહુ લાંબો સમય છે."

રૂદ્રપાળે પણ જાણે બંદૂકનો બાર કર્યો: "ઈશ્વર કરે ને આપ અમર રહો! સરોજ સાથે મારાં લગ્ન થઈ ચૂક્યાં છે!"

"ખોટું!"

"સાવ સાચું છે. એનું પ્રમાણપત્ર પણ હાજર છે."

રાયસાહેબ આહત થઈ ને ઢળી પડ્યા. આટલી સંપૂર્ણ હિંસાની દૃષ્ટિથી એમણે ક્યારેય કોઈ ભયંકર શત્રુ સામે પણ નહોતું જોયું. શત્રુ બહુ બહુ તો એમના સ્વાર્થ પર ઘા કરી શકતો હતો યા દેહ પર યા સમ્માન પર, પરંતુ આ ઘા તો એ મર્મસ્થળ પર હતો કે જ્યાં જીવનની સંપૂર્ણ પ્રેરણા સંચિત હતી. એક આંધીએ આવીને જાણે કે જીવનને જડથી ઊખેડી નાખ્યું હતું. હવે પોતે સર્વથા અપંગ છે. આખું પોલિસખાતું હાથ તળે હોવા છતાં પણ એ સાવ અપંગ હતા. બળપ્રયોગ એ એમનું અંતિમ શસ્ત્ર હતું. એ શસ્ત્ર એમના હાથમાંથી નીકળી ચૂક્યું હતું. રૂદ્રપાળ પુખ્ત વયનો હતો, સરોજ પણ પુખ્ત વયની હતી અને રૂદ્રપાળ પોતાની રિયાસતનો માલિક હતો. હવે એના પર પોતાનું કોઈ દબાણ ચાલી શકે એમ નહોતું. જો પહેલાંથી ખબર હોત કે આ છોકરો આવો વિદ્રોહ

કરશે, તો એ રિયાસત માટે શું કરવા પોતે આટલી બધી જહેમત ઉઠાવત! એ દાવા પાછળ નહિ નહિ તો બે અઢી લાખનું પાણી થઈ ગયું હતું—જાણે કે જીવન જ નષ્ટ થઈ ગયું હતું. હવે તો ઇજ્જત સાચવી રાખવાનો એક જ ઉપાય હતો કે આ છોકરાને ખુશ રાખવો; નહિ તો જરા એને વાંધો પડ્યો કે તરત ઇજ્જત પર છીણી ફરી જશે. રાયસાહેબ અત્યારે પોતાનું સારુંય જીવન બલિદાન કરવા છતાં પણ સ્વામી નહોતા. ઓહ! આખું જીવન નષ્ટ થઈ ગયું! આખુંય જીવન!

રુદ્રપાળ ચાલ્યો ગયો હતો. રાયસાહેબે મોટર મંગાવી અને મહેતાને મળવા ચાલ્યા. મહેતા જો ધારે તો માલતીને સમજાવી શકે. સરોજ પણ એમની ઇચ્છા વિરુદ્ધ નહિ જાય. જો દસ વીસ હજાર કડવા કરતાં પણ આ લગ્ન અટકી જાય, તો પોતે એટલી રકમ કડવી કરવા પણ તૈયાર હતા. તેમને પોતાના આ સ્વાર્થના કેફમાં એટલું પણ ભાન ન રહ્યું કે પોતે મહેતા પાસે એવો પ્રસ્તાવ લઈને જતા હતા કે જે પર મહેતાની સહાનુભૂતિ ક્યારેય મળવી મુશ્કેલ હતી.

મહેતાએ આખીય વાત સાંભળીને એમને બનાવવાનો પ્રારંભ કર્યો. મોં ગંભીર કરીને એ બોલ્યાઃ "આ તો તમારી પ્રતિષ્ઠાનો પ્રશ્ન છે!"

રાયસાહેબ વ્યંગ્ય સમજી ન શક્યા. આવેશમાં આવીને બોલ્યાઃ "જી હા, ચોખ્ખો પ્રતિષ્ઠાનો! રાજા સૂર્યપ્રતાપસિંહને તો તમે ઓળખો છો ને!"

"મેં એમની દીકરીને પણ જોઈ છે. સરોજ તો એના પગની રજ બરાબર પણ નથી."

"પરંતુ આ છોકરાની તો અક્કલ જ બકરું ચરી ગઈ છે."

"તો મારો ગોળી, તમારે શી પડી છે. ઘણોય પાછળથી પસ્તાશે."

"આહ! એ જ નથી જોયું જતું ને, મહેતાજી! સામે

ચાલીને આવતી પ્રતિષ્ઠાને પણ જતી કરાતી નથી ને! હું તો એ પ્રતિષ્ઠા ખાતર મારી અડધી રિયાસત પણ જતી કરવા તૈયાર છું. તમે જો માલતીને જરા સમજાવી શકો, તો બધું પાર પડે. ત્યાંથી જો ના પડી ગઈ, તો પછી ઘણોય એ છોકરો માથું ફૂટીને રહેશે અને આ નશો એની મેળે પાંચ દસ દિવસમાં ઊતરી જશે. આ પ્રેમબ્રેમ કશુંય નથી, માત્ર ચાર દહાડાની ઘેલછા છે!"

"પરંતુ માલતી કાંઈક ચાપાણી લીધા વિના માનશે નહિ."

"તમે જે કહો તે આપવા હું તૈયાર છું. એની ઇચ્છા હોય તો હું એને અહીંની ડફરીન હોસ્પિટલની ઇનચાર્જ બનાવી દઉં."

"ધારો કે એ તમને જ ઇચ્છતી હોય, તો તમે ખુશી થશો? જ્યારથી તમે પ્રધાન નિમાયા, ત્યારથી તમારા માટેનો એનો મત જરૂર બદલાઈ ગયો હશે!"

રાયસાહેબે મહેતાના મુખ તરફ જોયું. તેના પર સ્મિતની રેખા ફરકતી નજરે પડી. રાયસાહેબ સમજી ગયા. વ્યથિત સ્વરે તે બોલ્યા: "તમને પણ મારી મશ્કરી કરવાનો આ જ અવસર મળ્યો! હું તમારી પાસે એટલા માટે આવ્યો હતો—મને ખાતરી હતી કે તમે મારી દશા પર વિચાર કરશો અને મને યોગ્ય સલાહ આપશો. આ તો ઊલટા તમે મને બનાવો છો. પ્રસૂતિની પીડા વંધ્યા શું જાણે?"

મહેતાએ ગંભીરભાવે કહ્યું: "માફ કરજો, તમે પ્રશ્ન જ એવો લઈને આવ્યા છો કે તેના પર ગંભીર વિચાર કરવો એ જ હાસ્યાસ્પદ છે. તમે તમારાં પોતાનાં લગ્ન માટે જવાબદારી લઈ શકો, પરંતુ છોકરાનાં લગ્નનો ભાર તમે શું કરવા તમારા માથે લઈને બેસો છો—તેમાંય ખાસ કરીને જ્યારે તમારો છોકરો પુખ્ત વયનો છે અને એ પોતાનાં લાભનુકસાન સમજી શકે છે. હું તો આવા લગ્નના પ્રશ્નમાં પ્રતિષ્ઠાના સવાલને એટલું બધું મહત્ત્વ નથી આપતો. પ્રતિષ્ઠા જો ધનથી મળતી હોય તો રાજાસાહેબ પેલા નાગાબાવા

સમક્ષ કલાકો સુધી ગુલામોની જેમ હાથ જોડીને ઊભા ન રહેત. સાચું ખોટું તો ઈશ્વર જાણે, પરંતુ કહેવાય છે કે રાજાસાહેબ પોતાની જાગીરના એક અદના પટાવાળા સુધ્ધાંને સલામ ભરે છે. આને તમે પ્રતિષ્ઠા કહો છો ! લખનૌના કોઈ પણ દુકાનદાર, કોઈ પણ ગુમાસ્તા યા કોઈ પણ રસ્તે ચાલનારને પૂછશો તો એમનું નામ સાંભળતાં જ ગાળો દેવા મંડશે. આને જ તમે પ્રતિષ્ઠા કહો છો ? જઈને આરામથી સૂઈ રહો. સરોજ કરતાં વધુ સારી પુત્રવધૂ તમને બીજી ક્યાંય મળવાની નથી."

રાયસાહેબે આપત્તિના ભાવથી કહ્યું: "બહેન તો છેવટે માલતીની જ છે ને."

મહેતાએ જરા ગુસ્સે થઈને જણાવ્યું: "માલતીની બહેન થવું એ શું કોઈ અપમાનની વાત છે ? માલતીને તમે ઓળખતા નથી, તેમ તેને ઓળખવાની તમે ક્યારેય દરકાર પણ કરી નથી. હું પણ એમ જ માનતો હતો, પરંતુ હવે જ મને સમજ પડી છે કે એ આગમાં પડીને ચમકનારી સાચી ધાતુ છે. એ એવા વીર પુરુષો જેવી છે કે જે અવસર આવતાં પોતાનું પાણી બતાવે છે, માત્ર શોભાની જ તલવાર નથી બાંધતી. તમે જાણો છો, આજકાલ ખન્નાના શા હાલ છે ?"

રાયસાહેબે સહાનુભૂતિનો ભાવ દેખાડતાં મસ્તક હલાવીને જણાવ્યું: "સમાચાર સાંભળ્યા છે અને વારંવાર ઇચ્છા પણ થાય છે કે જઈને એક વાર એને મળી આવું, પણ ફુરસદ જ ક્યાં મળે છે ? પેલી મિલમાં આગ લાગતાં એનો તો સર્વનાશ જ થઈ ગયો !"

"હા ! અને હવે તો એ એક પ્રકારે દોસ્તોના આશરે જ જીવન વિતાવી રહ્યા છે. એટલું જ પૂરતું ન હોય તેમ આજે મહિનાઓ થયાં ગોવિંદી પણ માંદી છે. તેણે ખન્ના પાછળ પોતાનું આખું જીવન હોમી દીધું—એની પાછળ કે જેણે જિંદગી આખી એને સતાવી હતી, અને હવે એ પોતે મરવા પડી છે, અને માલતી રાતની રાતો

એના ઓશીકે બેસીને એની ચાકરી કરે છે—એ જ માલતી કે જેને કોઈ રાજા કે શેઠિયો પાંચસો રૂપિયા આપતાં પણ આખી રાત બેસવાની હા ન પાડતી. ખજાનાનાં નાનાં બાળકોના લાલનપાલનનો ભાર પણ માલતી ઉપર જ છે. આ માતૃત્વ એનામાં ક્યાં છુપાઈ રહ્યું હતું, તે ખબર નથી; પરંતુ મને તો માલતીનું આ સ્વરૂપ જોઈને તેના પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. બાકી તમે તો જાણો છો કે હું તો પૂરો જડવાદી છું, અને અંદરના પરિષ્કારની સાથે જ તેના સૌંદર્યમાં દેવત્વની પણ ઝલક દેખાવા માંડી છે. માનવતા આટલી બહુરંગી અને આટલી સમર્થ હશે, તે મને હવે સમજાવા માંડ્યું છે. તમે જો એને મળવા માગતા હો, તો ચાલો હું પણ આવું, એ બહાને હું પણ એને મળી શકીશ."

રાયસાહેબે સંદિગ્ધ ભાવે કહ્યું: "જ્યારે તમે જ મારા દરદને નથી પારખી શક્યા, તો માલતી ક્યાંથી સમજશે, નાહકની શરમાશે. પરંતુ તમારે એની પાસે જવા માટે આવું બહાનું શોધવાની શી જરૂર છે? હું તો માનતો હતો કે તમે તો એના પર જાદુ કર્યું છે."

મહેતાએ દુઃખભર્યા સ્મિતસહ જવાબ આપ્યો: "એ બધી વાતો હવે સ્વપ્નસમ થઈ ગઈ. હવે તો ક્યારેય એનાં દર્શન પણ નથી થતાં. એને હવે ફુરસદ જ નથી હોતી. બે ચાર વાર ગયો હતો, પરંતુ મને જણાયું કે મને મળવાથી તેને આનંદ નહોતો થયો અને ત્યારથી હું તેની પાસે જતાં અચકાઉં છું. હા, ઠીક યાદ આવ્યું, આજે તો મહિલા—વ્યાયામશાળાનો ઉત્સવ છે, તમે આવશો?"

રાયસાહેબે ઉદાસીનતાથી જણાવ્યું: "ના, મને સમય નથી. મને તો એ જ ચિંતા થયા કરે છે કે હું રાજાસાહેબને શો જવાબ આપીશ. હું તો એમને વચન આપી ચૂક્યો છું."

એમ કહેતાં તે ઊઠીને ઊભા થયા અને ધીમે ધીમે ઘર તરફ ચાલ્યા. જે ગૂંચવણનો ઉકેલ કાઢવા આવ્યા હતા, તે તો ઊલટી

વધુ ગૂંચવણભરી થઈ ગઈ હતી. અંધકાર વધુ ગાઢ બની ગયો હતો. મહેતાએ મોટર સુધી આવી તેમને વિદાય આપી.

અહીંથી રાયસાહેબ સીધા પોતાના બંગલા પર પહોંચ્યા અને વર્તમાનપત્ર ઉઘાડીને વાંચવાનો પ્રારંભ કરતા હતા કે ત્યાં ચપરાશી શ્રીયુત તંખાનું કાર્ડ લઈને અંદર આવ્યો. તંખા પ્રત્યે એમને ઘૃણા હતી અને એનું મુખ પણ એ જોવા નહોતા ઇચ્છતા, પરંતુ અત્યારે મનની આવી દુર્બળ દશામાં એ કોકની સહાનુભૂતિની શોધમાં હતા—જે વધુ ભલે કાંઈ ન કરી શકે, પરંતુ એમના વિચારો પ્રતિ માત્ર સહાનુભૂતિ જ દર્શાવે. તરત એને અંદર મોકલવાનું જણાવ્યું.

તંખા ધીમે પગલે, રોતી સૂરત સાથે ઓરડામાં દાખલ થયો અને ભોંય સુધી વાંક વળી સલામ કરીને બોલ્યો: "હું તો આપનાં દર્શન કરવા નૈનિતાલ જતો હતો. મારાં કિસ્મત સીધાં કે અહીં જ દર્શનનો લાભ મળી ગયો. હજૂરની તબિયત તો સારી છે ને?"

એ પછી એણે ખૂબ મીઠી ભાષામાં અને પોતાના પાછલા વ્યવહારને ભૂલી જઈને રાયસાહેબનાં યશોગાન ગાવાનો પ્રારંભ કર્યો: "ગૃહમંત્રીનું પદ બીજો કોણ સાચવી શકે એમ હતો? જ્યાં જુઓ ત્યાં હજૂરની જ લોકો વાતો કરે છે. આ પદ તો હજૂરને જ યોગ્ય હતું."

રાયસાહેબ મનમાં વિચારતા હતા કે આ માણસ કેટલો બધો ધૂર્ત છે! ગરજ પડે ગધેડાને પણ બાપા કહેનારો, પહેલા નંબરનો નિર્લજ્જ અને બેવકૂફ, પરંતુ અત્યારે એમને એના પર ક્રોધ ન આવ્યો, માત્ર દયા જ આવી. તેમણે પૂછ્યું: "આજકાલ શું કરો છો?"

"કશું જ નહિ હજૂર, બેકાર બેઠો છું. એ જ આશાએ આપની ખિદમતમાં હાજર થવા જતો હતો કે જૂના માણસો તરફ આપની જરા કૃપાદૃષ્ટિ રહે. આજકાલ તો હું મહા મોટી મુસીબતમાં ફસાઈ પડયો છું, હજૂર! રાજા સૂર્યપ્રતાપસિંહને તો આપ ઓળખો છો, એ પોતાની સરખામણીમાં બધાને જ તુચ્છ માને છે. એક દહાડો

એ આપની નિંદા કરવા લાગ્યા. મારાથી એ ન સાંભળ્યું ગયું. મેં કહ્યું, બસ કરો મહારાજ, ગમે તેવા તોય રાયસાહેબ મારા માલિક છે, એમની નિંદા હું નહિ સાંભળી શકું. બસ, એટલી જ વાત પર એ મારા પર ગુસ્સે થઈ ગયા. મેં પણ સલામ કરી ઘરનો રસ્તો પકડ્યો. મેં તો સાફ કહી દીધું હતું કે તમે ગમે તેટલો વૈભવ દાખવો, પરંતુ રાયસાહેબની જે પ્રતિષ્ટા છે, તેવી તો તમને ક્યારેય મળી શકે એમ નથી. પ્રતિષ્ઠા ઠાઠમાઠથી નથી મળતી, લાયકાતથી મળે છે. તમારામાં શું લાયકાત છે, એ તો દુનિયા આખી જાણે છે."

રાયસાહેબે જરા અભિનય કર્યો: "તમે તો સીધી ઘરમાં જ આગ લગાડી દીધી."

તંખાએ જરા અક્કડ બનીને જણાવ્યું: "હું તો હજૂર સ્પષ્ટ કહેનારો છું, પછી ભલે સાંભળનારને સારું લાગે યા ખોટું. મને જ્યારે હજૂરની ઓથ છે, તો પછી હું શું કરવા કોઈથીય ડરું. હજૂરનું તો નામ સાંભળતાં એ સળગી ઊઠે છે. જ્યારે જુઓ ત્યારે હજૂરની જ નિંદા ચાલતી હોય છે. અને તેમાંય જ્યારથી આપ ગૃહમંત્રી થયા, ત્યારથી તો એમને સુખે ઊંઘ પણ આવતી નથી. મારી મહેનતનું જે ઇનામ આપવાનું હતું, તેનો તેમણે સાવ ઇનકાર કરી દીધો. આપવાનું તો શીખ્યા જ નથી, હજૂર! અને ખેડૂતો પર એટલા તો અત્યાચાર કરે છે કે બસ કાંઈ પૂછવા જેવું જ નથી રહ્યું. કોઈની આબરૂની સલામતી નથી. રાતદહાડો સ્ત્રીઓ . . ."

બહારથી મોટરનો અવાજ સંભળાયો અને રાજા સૂર્યપ્રતાપસિંહ નીચે ઊતર્યા. રાયસાહેબે બારણા સુધી જઈને એમનું સ્વાગત કર્યું અને આ સમ્માનના બોજ તળે દબાઈ જતાં બોલ્યા: "હું તો આપની પાસે આવવાનો જ હતો."

આજે આ પહેલો જ અવસર હતો કે જ્યારે રાજા સૂર્યપ્રતાપસિંહનાં પવિત્ર ચરણો આ ભૂમિ પર પડતાં હતાં. કેવું સૌભાગ્ય!

શ્રીયુત તંખા તો શાણી બિલાડી બનીને બેઠા હતા. રાજાસાહે અહીં ક્યાંથી ? તો શું આ બન્ને મહાશયો હવે મિત્રો બની ગયા છે તેમણે તો રાયસાહેબના ઈર્ષાગ્નિને ઉત્તેજિત કરીને પોતાનો અ સાધવાનો પ્રયાસ કર્યો હતો. પરંતુ ના, રાજાસાહેબ ભલે અહીં મળ માટે આવ્યા હોય, પરંતુ બન્નેના દિલની અંદર જે ઈર્ષા છે, તે કુંભારની ભઠ્ઠીની જેમ ઉપર ઉપરના છંટકાવથી બુઝાય એવી નથ

રાજાસાહેબે સિગાર પીતાં પીતાં તંખા પ્રતિ કઠોર નેત્રો જોતાં કહ્યું: "તમે તો પછી મોઢું જ ન દેખાડ્યું. શ્રીયુત તંખા મારી પાસેથી પેલી મિજબાનીનું આખુંય બીલ લઈ ગયા અ હોટેલવાળાને તો હજી એક પાઈ પણ આપી નથી. એ તો રો મારું માથું ખાય છે. હું એને વિશ્વાસઘાત ગણું છું. હું ધારું અત્યારે જ તમને પોલીસના હવાલે કરી શકું."

એમ કહેતાં કહેતાં તેમણે રાયસાહેબને સંબોધન કરીને કહ્ "આવો બેઈમાન માણસ મેં બીજો એક પણ જોયો નથી. રાયસાહે હું સાચું કહું છું, હું આપની સામે કદાપિ ઊભો ન થાત, પર આ જ બદમાશે મને ચડાવ્યો અને ઉપરથી મારા એક લાખ રૂપિય પાણી કરી નાખ્યું. એમાંથી ભાઈએ બંગલો ખરીદ્યો અને મો પણ રાખી. એક રાંડને પણ માસિક પગારથી રાખી છે. હવે પૂરા શેઠ બની બેઠા છે અને હવે દગાબાજી પણ શરૂ કરી છે. પૂરા શે બનવા માટે તો મિલકત જોઈએ. પોતાની રિયાસત તો મિત્રો આંખમાં ધૂળ નાખવા માટે છે."

રાયસાહેબે તંખા પ્રતિ તિરસ્કારભરી આંખો વડે જોયું અ બોલ્યા: "તમે કેમ ચૂપ બેઠા છો શ્રીયુત તંખા, કાંઈક તો જવા આપો. તમે તો કહેતા હતાને કે રાજાસાહેબ તો મારું બધુંય ઠના ગડપ કરી ગયા. છે એનો કોઈ જવાબ તમારી પાસે ? હવે કૃ કરીને અહીંથી સિધાવી જાઓ અને ખબરદાર જો ફરીથી તમા

કાળું મેં બતાવ્યું છે તો ! એ સારા માણસોને આપસઆપસમાં લડાવી મારી પોતાનો સ્વાર્થ સાધવો, એ ધંધામાં કશી મૂડી રોકવી પડતી નથી, પરંતુ એનાં નફો અને નુકસાન બન્નેમાં જાનનું જોખમ સમાયેલું છે. એટલું ભૂલી ન જશો."

તંખા એવા તો ડઘાઈ ગયા કે ફરીથી મોં ઊંચું કરવાનું સાહસ ન કરી શક્યા. ધીરે ધીરે એ ત્યાંથી ગચ્છંતી કરી ગયા—જેમ કોઈ ચોર ઘરમાલિકનો કૂતરો આવી પહોંચતાં ચૂપચાપ નાસી જાય !

એના ચાલ્યા ગયા બાદ રાજાસાહેબે પૂછ્યું: "મારું વાંકુ બોલતો હશે ?"

"હા, અને મેં પણ એને ખૂબ બનાવ્યો હતો."

"સેતાન છે."

"અરે, પૂરેપૂરો !"

"બાપદીકરાને લડાવી મારવા, ધણીધણિયાણીને લડાવી મારવાં. એ જ એનો ધંધો છે. ઠીક થયું, આજે એને સારો પાઠ મળ્યો છે."

ત્યાર બાદ રુદ્રપાલના વિવાહની વાતચીતનો પ્રારંભ થયો. રાયસાહેબને તો જાણે એમના પર કોઈ નિશાન તાકતું હોય, તેમ થતું હતું. ક્યાં છુપાઈ જવું ? શી રીતે એમને જણાવવું કે રુદ્રપાલ પર પોતાનો કોઈ અધિકાર નહોતો રહ્યો; પરંતુ રાજાસાહેબ બધીય પરિસ્થિતિથી વાકેફ થઈ ચૂક્યા હતા. રાયસાહેબને પોતાને તો કશું જ ન કહેવું પડ્યું—બચી ગયા !

તેમણે પૂછ્યું: "આપને શી રીતે ખબર પડી ?"

"હમણાં જ રુદ્રપાલે એક કાગળ રાજકુમારી પર પાઠવ્યો હતો, જે એણે મને સોંપી દીધો."

"આજકાલના છોકરાઓમાં બીજું કશું તો નવું દેખાતું નથી; માત્ર સ્વચ્છંદતાની ઘેલછા સવાર થયેલી જોવામાં આવે છે."

"ગાંડપણ તો છે જ, પરંતુ એની દવા મારી પાસે છે. હું એ છોકરીને જ એવી ગુમ કરી દઈશ કે એનો ક્યાંય પત્તો જ નહિ લાગે. પાંચદસ દિવસમાં એ ગાંડપણ શાંત પડી જશે. સીધી રીતે સમજાવવા જતાં એ નહિ માને."

રાયસાહેબ કંપી ઊઠ્યા. તેમના મનમાં પણ એવી કલ્પના આવી હતી, પરંતુ તેમણે એ પ્રતિ બહુ ધ્યાન નહોતું આપ્યું. સંસ્કાર બન્ને વ્યક્તિઓના એકસરખા હતા. ગુફાવાસી મનુષ્ય બન્નેમાં જીવંત હતો. રાયસાહેબે તેને બાહ્ય વસ્ત્રોથી ઢાંકી દીધો હતો, રાજાસાહેબમાં એ નગ્ન સ્વરૂપે હતો. પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાનો આવો સુઅવસર રાયસાહેબે જતો ન કર્યો.

જાણે કે લજ્જિત થઈ ગયા હોય તેવો દેખાવ કરતાં એ બોલ્યા: "પરંતુ આ તો વીસમી સદી છે, બારમી નહિ. રૂદ્રપાળ ઉપર એનો શો પ્રત્યાઘાત થશે, તે હું નથી કહી શકતો; પરંતુ માનવતાની દૃષ્ટિએ તો . . ."

રાજાસાહેબે વાતને અધવચ્ચે જ કાપી નાખતાં કહ્યું: "તમે માનવતાની વાતો કરતા ફરો છો, પરંતુ એ નથી જોતા કે આજે પણ સંસારમાં માનવીની પશુતા જ તેની માનવતા પર વિજય મેળવી રહી છે, નહિ તો રાષ્ટ્રોમાં લડાઈઓ શું કરવા થાત? અંદર અંદર જ પતાવટો ન થઈ જાત? એ તો જ્યાંસુધી માનવી રહેશે, ત્યાંસુધી તેની પશુતા પણ રહેશે."

એમાંથી વાત દલીલો પર ચડી અને વાદવિવાદના રૂપમાં ફેરવાઈ જઈ, અંતે વિતંડા બની ગઈ અને છેવટે રાજાસાહેબ ત્યાંથી નારાજ થઈને ચાલ્યા ગયા. બીજે દિવસે રાયસાહેબ પણ નૈનિતાલ ચાલ્યા ગયા. અને તેના ત્રીજા દિવસે રૂદ્રપાલ પણ સરોજની સાથે વિલાયત જવા ઊપડી ગયો. હવે એમની વચ્ચે પિતાપુત્રનો સંબંધ નહોતો રહ્યો. બન્ને એકબીજાના પ્રતિદ્વંદ્વી બની ગયા હતા. શ્રીયુત

તંખા હવે રૂદ્રપાલના સલાહકાર અને બેરખાં બની બેઠા હતા. એમણે રૂદ્રપાલની વતી રાયસાહેબ પર રિયાસતનો હિસાબ રજૂ કરવાની માગણી કરતો દાવો કર્યો. રાયસાહેબ પર દશ લાખનું હુકમનામું થઈ ગયું. રાયસાહેબને હુકમનામા કરતાં એની પાછળ રહેલા અપમાનથી વધારે દુઃખ થયું. અપમાનથી વધુ દુઃખ હતું જીવનસંચિત અભિલાષાઓનું ધૂળમાં મળી જવાનું અને સૌથી વધુ દુઃખ તો એ વાતનું હતું કે પોતાના સગા દીકરાએ જ અંતે દગો દીધો હતો. આજ્ઞાંકિત પુત્રના પિતા બનવાનું ગૌરવ અત્યંત નિર્દયતાપૂર્વક તેમના હાથમાંથી છીનવી લેવામાં આવ્યું હતું.

પરંતુ હજી કદાચ એમના દુઃખનો પ્યાલો પૂરો ભરાયો ન હતો. જે કાંઈ બાકી હતું, તે દીકરી અને જમાઈના સંબંધ–વિચ્છેદે પૂરી કરી નાખ્યું. અન્ય હિંદુ કન્યાઓની જેમ મીનાક્ષી પણ ગરીબ ગાય જેવી હતી. બાપે જેના હાથમાં હાથ સોંપ્યો તેની સાથે ચાલી ગઈ, પરંતુ સ્ત્રીપુરુષમાં પ્રેમ ન હતો. દિગ્વિજયસિંહ વિલાસી પણ હતો અને શરાબી પણ. મીનાક્ષી મનમાં ને મનમાં જ બળી મરતી હતી. પુસ્તકો અને માસિકોથી મનને બહેલાવ્યા કરતી. દિગ્વિજયસિંહની ઉમ્મર તો ત્રીસ કરતાં વધુ ન હતી. ભણેલોગણેલો પણ હતો, પરંતુ હતો અત્યંત ગર્વિષ્ઠ અને કૃપણ. ગામની હલકી વર્ણની વહુદીકરીઓ પાછળ ભમ્યા કરતો. એની સોબત પણ હલકા માણસોની હતી કે જેમની ખુશામદથી એ કેટલો વધુ ગર્વિષ્ઠ બની ગયો હતો. મીનાક્ષી આવા માણસનું ખરા અંતઃકરણથી સમ્માન ન કરી શકે એ સ્વાભાવિક હતું. તદુપરાંત છાપાંઓમાં સ્ત્રીઓના અધિકારોની ચર્ચા વાંચીવાંચીને તેની આંખો પણ ખૂલવા લાગી હતી. તે મહિલા—મંડળમાં જવાઆવવા લાગી. ત્યાં ગામની લગભગ બધીય ખાનદાન અને શિક્ષિત સ્ત્રીઓ આવતી હતી. તેઓ અંદર-અંદર મતાધિકાર, નારીસ્વાતંત્ર્ય વગેરે વિષયોની ચર્ચા કરતી—જાણે પુરુષો વિરુદ્ધ કોઈ ષડ્યંત્ર રચાતું ન હોય! મોટા ભાગની સ્ત્રીઓ

તો એવી હતી કે જેમને પોતાના પતિઓ સાથે બનતું ન હતું અને જેઓ નવશિક્ષણના પ્રતાપે જૂના રીતરિવાજોને તોડી નાખવાની તરફેણ કરતી હતી. કેટલીક યુવતીઓ પણ હતી કે જેમણે વિદ્યાપીઠની ઉપાધિઓ પ્રાપ્ત કરી હતી અને જેઓ વિવાહિત જીવનને આત્મસમ્માનનું ઘાતક સમજીને નોકરીઓની શોધમાં હતી. એવી જ એક મિસ સુલતાના હતી, જે વિલાયતથી બેરિસ્ટર થઈને આવી હતી અને અહીં પરદાનશીન સ્ત્રીઓને કાયદાની સલાહ આપવાનું કામ કરતી હતી. એની જ સલાહથી મીનાક્ષીએ પણ પતિ પર ભરણપોષણનો દાવો દાખલ કરી દીધો. તે હવે તેના ઘરમાં રહેવા નહોતી ઇચ્છતી. ભરણપોષણની તો મીનાક્ષીને ચિંતા ન હતી. તે પિયરમાં ચેનથી રહી શકે એમ હતું, પરંતુ તે દિગ્વિજયસિંહને હલકા પાડીને જવા માગતી હતી. દિગ્વિજયસિંહે સામો તેના પર બદચાલની હોવાનો આરોપ મૂકયો. રાયસાહેબે આ કલહને શાંત કરવા માટે યથાશકય સર્વ પ્રયત્ન કરી જોયા, પરંતુ મીનાક્ષી તો હવે પતિનું મુખ પણ જોવા ઇચ્છતી ન હતી. જો કે દિગ્વિજયસિંહનો કેસ કાઢી નાખવામાં આવ્યો અને મીનાક્ષીનું તેના પર હુકમનામું પણ થઈ ગયું, છતાં આ અપમાનને એ ભૂલી ન શકી. તે એક જુદા મકાનમાં રહેતી હતી અને સમાજવાદી આંદોલનમાં પ્રમુખ ભાગ લેતી હતી. પરંતુ અપમાનનો એ અગ્નિ સદૈવ સળગ્યા કરતો હતો.

એક દિવસ એ ક્રોધમાં આવીને હંટર લઈને દિગ્વિજયસિંહના બંગલે પહોંચી. દારૂડિયા મિત્રોની મિજલસ જામેલી હતી અને વારવનિતાનું નૃત્ય ચાલતું હતું. તેણે તો એક રણચંડીની જેમ પિશાચોની આ ચંડાળચોકડીમાં પહોંચીને ખળભળાટ મચાવી દીધો. હંટર પડતાં જ લોકો આમથી તેમ નાસવા મંડી પડયા. એના તેજ સમક્ષ એ નીચ માણસો શાના ટકી શકે! અંતે જ્યારે દિગ્વિજયસિંહ એકલા રહી ગયા, એટલે એણે એમના પર સડાસડ હંટર દેવા માંડયા અને એટલે સુધી માર્યા કે છેવટે એ બેહોશ બની ગયા.

વારવનિતા હજી સુધી એક ખૂણામાં છુપાઈને ઊભી હતી. હવે એનો વારો આવ્યો. મીનાક્ષી તેને પણ હંટરનો સ્વાદ ચખાડવા જતી હતી કે તરત એ વારવનિતા તેનાં ચરણોમાં ઢળી પડી અને રોઈ પડીને બોલી: "બહેન, આજે મને જીવતદાન આપો. હું ક્યારેય પાછી અહીં નહિ આવું. હું નિરપરાધી છું."

મીનાક્ષીએ તેના પ્રતિ ઘૃણાથી જોઈને કહ્યું: "હા, તું નિરપરાધી છું. જાણે છે ને, હું કોણ છું? ચાલી જા, હવે અહીં ક્યારેય ફરીથી પગ ન મૂકતી. આપણે સ્ત્રીઓ તો માત્ર ભોગવિલાસનાં રમકડાં જ છીએ. એમાં તારો કશો દોષ નથી."

વેશ્યાએ તેના ચરણો પર માથું મૂકી આવેશમાં આવીને કહ્યું: "ઈશ્વર તમને સુખી રાખે. જેવું આપનું નામ સાંભળ્યું હતું, તેવાં જ તમે નીકળ્યાં."

"સુખી રહેજે એમ કહીને તું શું કહેવા માગે છે!"

"આપ જે સમજો તે, મહારાણીજી!"

"નહિ, તું કહે."

વેશ્યાના પ્રાણ સુકાઈ ચાલ્યા. મનેય વળી ક્યાં અવળી મતિ સૂઝી કે આને મેં આશીર્વાદ દીધા. પ્રાણ બચી ગયા હતા એટલે મારે તરત જ અહીંથી ગચ્છંતી કરવી જોઈતી હતી. આ આશીર્વાદ દેવાનું ગાંડપણ વળી મને ક્યાંથી સૂઝ્યું. હવે શી રીતે પ્રાણ બચશે! ડરતાં ડરતાં તે બોલી: "આપનું ઐશ્વર્ય વધે, આપનો માનમરતબો વધે, આપની કીર્તિ વધે!"

મીનાક્ષીએ સ્મિત કર્યું "હં . . . ઠીક છે."

તે બહાર આવીને મોટરમાં બેઠી અને ત્યાંથી જિલ્લા મેજિસ્ટ્રેટને ત્યાં જઈ આ બધી વાત જાહેર કરી અને પછી પોતાના મકાનમાં આવીને સૂઈ ગઈ. ત્યારથી પતિપત્ની બન્ને એકબીજાનાં ખૂનનાં

તરસ્યાં બન્યાં હતાં. દિગ્વિજયસિંહ પિસ્તોલ પાસે રાખીને એની શોધમાં ફર્યા કરતા અને મીનાક્ષી પણ પોતાના રક્ષણ ખાતર બે પહેલવાનોને સાથે રાખીને ફરતી હતી. અને રાયસાહેબે સુખનું જે સ્વર્ગ કલ્પ્યું હતું, તેનો પોતાના જીવનકાળ દરમ્યાન જ ધ્વંશ થતો જોઈ રહ્યા હતા, અને હવે સંસારથી નિરાશ થઈને એમનો આત્મા અંતર્મુખી થતો જતો હતો. અદ્યાપિ પર્યંત અભિલાષાથી જીવનને માટે પ્રેરણા મળ્યા કરતી હતી, પરંતુ હવે એ તરફનો માર્ગ બંધ થઈ જતાં એમનું મન આપોઆપ જ ભક્તિ તરફ વળ્યું, જે અભિલાષાઓ કરતાં ક્યાંય વધુ પવિત્ર હતી. જે નવી મિલકતના ભરોસે દેવું કર્યું હતું, તે મિલકત તો દેવું ભરપાઈ કર્યા વિના જ હાથમાંથી નીકળી ગઈ હતી અને દેવું તો એમ ને એમ જ માથે ઊભું રહ્યું હતું. પ્રધાન તરીકે જરૂર સારી રકમ મળતી હતી, પરંતુ એ આખીય રકમ તો એ પદને નિભાવવાના ખરચમાં જ ઊડી જતી હતી અને રાયસાહેબને પોતાનો રાજાશાહી ઠાઠ નિભાવવા માટે એના એ જ ખાતેદારો પર જબરજસ્તી અને ધમકી અને પાવડી લેવાના પ્રયોગો ચાલુ રાખવા પડ્યા હતા કે જેના પ્રત્યે એમને અંતરથી તો ઘૃણા હતી. એ પ્રજાને કષ્ટ આપવા નહોતા ઇચ્છતા. એમની હાલત પર એમને દયા આવતી, પરંતુ પોતાની જરૂરિયાતો સમક્ષ એ લાચાર હતા; અને મુસ્કેલી તો એ હતી કે ઉપાસના અને ભક્તિમાં પણ એમને શાંતિ નહોતી મળતી. એ મોહનો ત્યાગ કરવા માગતા હતા, પરંતુ મોહ એમને નહોતો છોડતો અને આ ખેંચતાણમાં તેમને અપમાન, ગ્લાનિ અને અશાંતિમાંથી છુટકારો નહોતો મળતો. અને જ્યાં ચિત્તની શાંતિ નહિ, ત્યાં દેહ પણ ક્યાંથી સ્વસ્થ હોય? નીરોગી રહેવાના બધાય ઉપાયો અજમાવવા છતાં કાંઈક ને કાંઈક ફરિયાદ તો ચાલુ રહ્યા જ કરતી હતી. રસોડામાં બધી જાતનાં પકવાન્ન થતાં હતાં, પરંતુ એમને માટે તો એ જ મગની દાળ અને ફૂલકા રોટલીઓ હતી. તેઓ પોતાના અન્ય

ભાઈઓને જોતા કે જેઓ તેમના કરતાં વધુ કરજદાર, અપમાનિત અને શોકગ્રસ્ત હતા, જેમના ભોગવિલાસ અને ઠાઠમાઠમાં જરા પણ કસર નહોતી દેખાતી, પરંતુ આ પ્રકારની નિષ્ઠુરતા એમના હાથની વાત નહોતી. એમના મનના ઊંચા સંસ્કારોનો હજી ધ્વંશ નહોતો થઈ ગયો. જુલમ, બદમાસી, નિર્લજ્જતા અને અત્યાચારને એ તાલુકદારીની શોભા અને પ્રભાવનું નામ દઈને એ પોતાના આત્માને સંતુષ્ટ નહોતા કરી શકતા અને આ જ એમની સૌથી મોટી હાર હતી.

# પ્રકરણ ૧૫ મું

મિરજા ખુરશેદે ઇસ્પિતાલમાંથી બહાર આવીને એક નવા કામનો પ્રારંભ કર્યો હતો. નિશ્ચિંત બેસવું એ તો એમના સ્વભાવમાં જ નહોતું. આ કામ કયું હતું? શહેરની વારવનિતાઓની એક નાટક—મંડળી ઊભી કરવી તે હતું. પોતાના સારા દિવસો દરમ્યાન તેમણે ખૂબ ભોગવિલાસ માણ્યા હતા અને હવે ઇસ્પિતાલના એકાંતમાં ઘાની પીડાઓ સહન કરતાં કરતાં એમનો આત્મા નિષ્ઠાવાન બની ગયો હતો. પોતાનું પૂર્વજીવન યાદ આવતાં તેમને ઊંડી મનોવેદના થતી હતી. તે વખતે જો તેમનામાં સમજણ હોત, તો એ કેટલાય માનવીઓનું ભલું કરી શકત, કેટલાય માણસોના શોક અને દારિદ્રયનું દુઃખ ઓછું કરી શકત, પરંતુ તે વખતે તો બધુંય ધન ભોગવિલાસમાં જ ઉડાવી દીધું. એ કોઈ નવી વાત નથી કે સંકટ સમયે જ આપણો આત્મા જાગૃત થાય છે. વૃદ્ધાવસ્થામાં કોણ પોતાની યુવાનીની ભૂલો પર પસ્તાવો નથી કરતું! અરેરે જો તે સમય જ્ઞાન યા શક્તિના સંચય પાછળ વાપર્યો હોત, સુકૃતિઓનો કોષ ભરી લીધો હોત, તો આજે ચિત્તને કેટલી બધી શાંતિ મળત! અત્યારે તેમને એનો જ વેદનામય અનુભવ થયો કે જગતમાં મારું કોઈ નથી, મારી પાછળ ચાર આંસુ પાડનારું કોઈ નથી. તેમને રહી રહીને જીવનની એક જૂની ઘટના યાદ આવતી હતી. એક ગ્રામીણ બાળાએ એમની સારવાર કેટલા આત્મસમર્પણથી કરી હતી! સાજા થઈ ગયા બાદ

જ્યારે એમણે એનો બદલો પૈસા અને આભૂષણોથી વાળવા માંડ્યો હતો, ત્યારે એણે કેવી રીતે આંખોમાં આંસુ ભરી માથું નીચું કરી લીધું હતું અને એમાંની એક પણ વસ્તુ લેવાની સાફ ના પાડી દીધી હતી ! આ નર્સોની સેવામાં નિયમ છે, વ્યવસ્થા છે, સચ્ચાઈ છે, પરંતુ એ અભ્યાસહીન જંગલી બાળાની સેવામાં હતો એવો પ્રેમ ક્યાં, એવી તન્મયતા ક્યાં ? એ અનુરાગમૂર્તિ ક્યારનીય એમના દિલમાંથી અદૃશ્ય થઈ ગઈ હતી. એને ફરી મળવા જવાનું વચન આપવા છતાં એ ક્યારેય પાછા નહોતા ગયા. વિલાસના ઉન્માદમાં એ ક્યારેય પુનઃ સ્મૃતિમાં નહોતી આવી; અને જ્યારે યાદ આવી ત્યારે પણ તેના પ્રતિ માત્ર દયા હતી, પ્રેમ ન હતો. શી ખબર, એ બાળા પર શી શી વીતી હશે ! પરંતુ આજકાલ છેલ્લા કેટલાક દિવસો થયાં એ બાળાની આતુર, શાંત, નમ્ર, સરળ મુખમુદ્રા વારંવાર એમની આંખ આગળ આવ્યા કરતી હતી. જો એની સાથે લગ્ન કરી લીધાં હોત, તો આજે જીવનમાં કેટલો બધો રસ હોત ! અને એના પ્રતિના અન્યાયના દુઃખે એ આખાય વર્ગને એમની સેવા અને સહાનુભૂતિનું પાત્ર બનાવી દીધું હતું. જ્યાંસુધી નદીમાં ભરતી હતી, ત્યાંસુધી એનાં ઊંડા, તેજ અને ફીણવાળા પ્રવાહમાં પ્રકાશનાં કિરણો વિખરાઈને સમાઈ જતાં હતાં. હવે પ્રવાહ શાંત અને સ્થિર થઈ ગયો હતો અને કિરણો તેના તળિયા સુધી જઈ શકતાં હતાં.

મિરજાસાહેબ વસંતની એક શીતળ સંધ્યાએ પોતાના ઝૂંપડાના ચોગાનમાં બે વારાંગનાઓ સાથે બેઠા બેઠા વાતચીત કરતા હતા કે એવામાં શ્રીયુત મહેતા ત્યાં આવી પહોંચ્યા. મિરજાએ ખૂબ આવેશમાં આવી જઈને એમની સાથે હસ્તધૂનન કર્યું અને પછી બોલ્યાઃ “ હું તો તમારા સ્વાગતની તૈયારીઓ કરી, ક્યારનીય તમારી રાહ જોઈ રહ્યો છું.”

બન્ને વારાંગનાઓએ સ્મિત કર્યું. મહેતા તો બિચારા ડઘાઈ જ ગયા.

મિરજાએ બન્ને સ્ત્રીઓને અહીંથી ચાલ્યા જવાની સંજ્ઞા કરી અને મહેતાને પોતાની બાજુ પર બેસાડતાં કહેવા લાગ્યા: "હું પોતે જ તમારી પાસે આવવાનો હતો. મને એવું લાગ્યા કરે છે કે મેં જે કામ ઉપાડ્યું છે, તે તમારી સહાય વિના પાર નહિ પડી શકે. તમારે તો માત્ર મારી પીઠ થાબડીને મને ઉત્સાહ જ આપ્યા કરવાનો છે કે, 'હાં મિરજાજી, આગળ વધો'"

મહેતાએ હસીને કહ્યું: "તમે જે કામમાં દિલ પરોવતા હશો, એમાં અમારા જેવા પુસ્તકોના કીડાઓની જરૂર નહિ રહે. તમે ઉમ્મરમાં મારા કરતાં મોટા છો, દુનિયા પણ તમે ખૂબ જોઈ છે અને નાનામાં નાના માણસ પર પ્રભાવ પાડવાની તમારામાં જે શક્તિ છે, તે જો મારામાં હોત, તો ઈશ્વર જ જાણે છે કે મેં શું શું કરી નાખ્યું હોત!"

મિરજા સાહેબે ટૂંકાણમાં પોતાની આ નવી યોજના મહેતાને સમજાવી. તેમની એવી ધારણા હતી કે રૂપના બજારમાં એવી જ સ્ત્રીઓ આવે છે કે જેમને કાં તો પોતાના ઘરમાં કોઈ કારણસર સમ્માનપૂર્ણ આશ્રય નથી મળતો, યા તો આર્થિક કષ્ટો આગળ લાચાર બની ગયેલી હોય છે; એટલે જો આ બન્ને પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આવે તો પછી ઘણી ઓછી સ્ત્રીઓ આ પ્રકારનું પતિત જીવન ગાળવા તૈયાર થાય.

મહેતાએ પણ અન્ય વિચારશીલ પુરુષોની જેમ આ પ્રશ્ન પર પૂરતો વિચાર કરેલો હતો અને એમનો મત એવો હતો કે મુખ્યત્વે મનના સંસ્કાર અને ભોગલાલસા જ સ્ત્રીઓને અહીં ખેંચી લાવે છે. એ જ વાત પર બન્ને મિત્રોમાં વાદવિવાદ ચાલ્યો. બન્ને પોતપોતાના પક્ષનું સમર્થન કરવા લાગ્યા.

મહેતાએ હવામાં મૂઠી ઉછાળતાં જણાવ્યું: "તમે આ પ્રશ્ન પર શાંત ચિત્તે વિચાર નથી કર્યો. પેટ ભરવા માટે તો બીજા અનેક

રસ્તા છે. વિલાસની ભૂખ રોટલાથી નથી મટતી, એને માટે તો જગતની ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ જોઈએ. જ્યાંસુધી આખીય સમાજ-રચના નવેસરથી કરવામાં નહિ આવે, ત્યાંસુધી આવી યોજનાઓ અમલમાં મૂકવાથી કશોય તાત્ત્વિક અર્થ નહિ સરે."

મિરઝાજીએ પણ પોતાનો કેસ રજૂ કરતાં જણાવ્યું: "અને હું કહું છું કે આ ચોખ્ખો રોટીનો પ્રશ્ન છે. અલબત્ત બધા જ માણસો માટે એ સવાલ એકસરખો નથી. એક મજૂર માટે એ પ્રશ્ન માત્ર બે ટંક ભોજન અને રહેવા માટે એક ઝૂંપડી પૂરતો જ હોય છે; એક વકીલ માટે એક મોટર, એક બંગલો અને બેચાર નોકરોનો હોય છે. માણસ માત્ર ખાવાનું જ નથી માગતો, તે બીજી પણ ઘણી વસ્તુઓની ઇચ્છા કરતો હોય છે, એટલે જો સ્ત્રીઓ સમક્ષ પણ એ પ્રશ્ન તરેહતરેહના સ્વરૂપે આવતો હોય, તો એમાં એમનો શો દોષ?"

ડૉકટર મહેતા જો જરા ઊંડાણથી વિચારી જોત તો એમને જણાત કે એમના અને મિરઝાના મતમાં કશો તફાવત ન હતો, માત્ર શબ્દોનો જ ફેરફાર હતો; પરંતુ વાદવિવાદ કરવાની ધૂનમાં એટલી ધીરજ લાવવી ક્યાંથી? તે જરા ગરમ થઈ જઈને બોલ્યા: "માફ કરજો મિરઝા સાહેબ, જ્યાંસુધી દુનિયામાં ધનિકો હશે, ત્યાંસુધી વેશ્યાઓ પણ રહેશે. તમારી આ નાટકમંડળીની યોજના કદાચ સફળ પણ થાય—જો કે મને તો એની બહુ શંકા છે—તો તમે બહુ બહુ તો પાંચ દસ સ્ત્રીઓને મદદ કરી શકશો અને તે પણ થોડા દિવસો પૂરતી જ. જેમ દરેક માણસ કવિ નથી બની શકતો તેમ બધીય સ્ત્રીઓમાં નટ યા નટી બનવાની શક્તિ નથી હોતી. વળી એમ પણ માની લઈએ કે વેશ્યાઓ તમારી નાટકમંડળીમાં સ્થાયીરૂપે ટકી, તોપણ બજારમાં એમનું સ્થાન ખાલી નહિ રહે. જ્યાંસુધી એના મૂળ પર ઘા નહિ પડે, ત્યાંસુધી પાંદડા તોડચે કાંઈ જ અર્થ નહિ સરે. શ્રીમંતોમાં ક્યારેક ક્યારેક એવા માણસો મળી આવે છે કે

જેઓ બધાંનો ત્યાગ કરીને ઈશ્વરના ભક્ત બની જાય છે; છતાં શ્રીમંતાઈનાં રાજ્ય તો હજી ચાલ્યાં જ કરે છે, તેમાં જરા પણ નિર્બળતા નથી આવી."

મિરજાને મહેતાના આ હઠયોગ પર દુઃખ થયું. આટલો ભણેલોગણેલો માણસ અને આવી વાતો કરે છે! નવી સમાજરચના શું એક દહાડામાં થઈ જવાની હતી? એ તો સદીઓનો પ્રશ્ન છે. ત્યાંસુધી આ અનર્થ શું ચાલ્યા કરવા દેવો? તેને રોકવાનો જરા પણ પ્રયત્ન ન કરવો? આ અબળાઓને પુરુષોની લિપ્સાના શિકાર બનવા જ દીધા કરવી? શા માટે વાઘને જ પિંજરમાં પૂરી ન દેવો, કે પછી તેને દાંત અને નખ હોય છતાં એ કોઈને પણ નુકસાન પહોંચાડી ન શકે? બાકી વાઘ જ્યાંસુધી અહિંસાનું વ્રત ન લઈ લે, ત્યાંસુધી શું ચૂપચાપ બેઠા બેઠા જોયા જ કરવું! શ્રીમંતો પોતાનું ધન બીજા ગમે તે માર્ગે ઉડાવે, તેની મિરજાજીને પરવા નહોતી. ભલે શરાબમાં ડૂબી જાય, મોટરોની હારમાળા કરીને ગળામાં બરાવે, મહેલો ચણાવે, ધર્મશાળા અને મુસાફરખાનાં બંધાવે, એની એમને જરાય પરવા નહોતી; માત્ર અબળાઓની જિંદગીઓ એ ન ખરાબ કરે, એટલું જ એ ઇચ્છતા હતા. મિરજાજી એ જ વસ્તુ નહોતા જોઈ શકતા. જ્યારે દારૂનાં પીઠા પર પીકેટીંગ ચાલતું હતું, ત્યારે ભલભલા શરાબી પણ પાણી પીને દિલની આગ નહોતા બુઝાવતા!

મહેતાએ મિરજાજીની ઘેલછા પર હસતા કહ્યું: "તમારે એ પણ જાણવું જોઈએ કે આ પૃથ્વીના પટ પર એવા પણ કેટલાક દેશ છે કે જ્યાં વેશ્યાઓ અસ્તિત્વ નથી ધરાવતી; પરંતુ શ્રીમંતોનું ધન ત્યાં પણ મનોરંજનની વસ્તુઓ પેદા કરી લે છે."

મિરજાજી મહેતાની જડતા પર હસ્યા: "જાણું છું મહેરબાન, જાણું છું. તમારા આશીર્વાદથી દુનિયા મેં ખૂબ જોઈ છે; પરંતુ આ તો હિંદુસ્તાન છે, યુરોપ નથી."

"માનવીનો સ્વભાવ દુનિયામાં એકસરખો જ હોય છે."

"પરંતુ સાથે એટલું પણ ભૂલી ન જશો કે દરેક જાતિમાં એક એવી વસ્તુ હોય છે કે જેને તેનો આત્મા કહી શકાય. અસમત (સતીત્વ) એ હિંદુસ્તાની સંસ્કૃતિનો આત્મા છે."

"પોતાના જ મોંએ પોતે વખાણ કરવાં એ તમારા જેવાને ન શોભે."

"દોલતની તમે આટલી બધી નિંદા કરો છો, છતાં ખન્નાની તરફેણ કરતાં તો જરા પણ થાકતા નથી. તમે તો બોલશો જ નહિ."

મહેતાનો ચહેરો જરા ફિક્કો પડી ગયો. તે નમ્ર સ્વરે બોલ્યા: "ખન્નાની તરફેણ ત્યારથી જ કરવા માંડી છે કે જ્યારથી એ દોલતના પંજામાંથી મુક્ત થઈ ગયો છે અને આજકાલ તો જો તમે એની દશા જુઓ, તો તમને પણ એના ઉપર દયા જ આવે. અને જેને પોતાનાં પુસ્તકો અને પઠનપાઠનમાંથી ફુરસદ નથી મળતી, એ વળી ક્યાં બીજાની તરફદારી કરવા બેસે. વધુ નહિ; પરંતુ સહાનુભૂતિ તો જરૂર દાખવું છું. મદદ તો કરી માલતીએ કે જેણે એને ઉગારી લીધો. માનવીના દિલના ઊંડાણમાં ત્યાગ અને આત્મસમર્પણની કેટલી શક્તિ છુપાયેલી હોય છે, તેનો મને અત્યારપર્યંત અનુભવ નહોતો થયો. તમે પણ એક દહાડો ખન્નાને જરૂર મળી આવજો. ફૂલ્યા નહિ સમાવો. અત્યારે જે વસ્તુની તેને સૌથી વધુ જરૂર છે, તે સહાનુભૂતિ છે."

મિરજાએ જાણે કે પોતાની ઇચ્છા વિરુદ્ધ કહ્યું: "તમે કહેતા હશો તો જઈ આવીશ. તમારી સાથે જહન્નમમાં જતાં પણ મને ડર નથી. પરંતુ મિસ માલતી સાથે તો તમારાં લગ્ન થવાનાં હતાં ને! બહુ પાકા પાયાના સમાચાર હતા."

મહેતાએ જરા લાચાર બની જતાં જણાવ્યું: "તપસ્યા તો કરી રહ્યો છું. હવે જોવાનું છે કે વરદાન ક્યારે મળે છે!"

" અરે, એ તો તમારા પર પ્રાણ પાથરતી હતી ! "

" મને પણ એવો જ વહેમ થયો હતો, પરંતુ જ્યારે મેં હાથ લંબાવીને તેને પકડવાનો પ્રયત્ન કર્યો, ત્યારે જણાયું કે તે તો સાતમા આસમાને ચડીને બેઠી હતી. એટલી ઊંચાઈએ તો આપણાથી પહોંચાય એમ નથી, એટલે રોજ પ્રાર્થના કર્યાં કરું છું કે એ પોતે જ જરા નીચી ઊતરી આવે. આજકાલ તો એ મારી સાથે બોલતી પણ નથી. " એમ કહેતા કહેતા મહેતાએ જોરથી રોતું હાસ્ય કર્યું અને ઊઠીને ઊભા થયા.

મિરજાએ પૂછ્યું : " હવે ફરી ક્યારે મળશો ? "

" આ વખતે તમારે મળવા આવવાની તકલીફ ઉઠાવવી પડશે. અને ખન્નાને જરૂર મળી આવજો. "

" જરૂર મળી આવીશ. "

મિરજાએ બારીમાંથી મહેતાને જતાં જોયા. તેમની ચાલમાં પૂર્વવત્ તેજી ન હતી—જાણે કે કોઈ ચિંતામાં એ ડૂબી ગયા હતા !

# પ્રકરણ ૧૯ મું

ડૉક્ટર મહેતા પરીક્ષકમાંથી પરીક્ષાર્થી બની ગયા હતા. માલતીથી દૂર ને દૂર રહેવાથી એમને સંદેહ થવા લાગ્યો હતો કે ક્યાંક એને હું સમૂળગી જ ન ખોઈ બેસું. આજે કેટલાય મહિનાઓ થયાં માલતી તેમની પાસે નહોતી આવી અને છેવટે જ્યારે પોતે વ્યાકુળ બનીને એને ઘેર એને મળવા ગયા, ત્યારે એ ન મળી. જ્યારે રૂદ્રપાલ અને સરોજનું પ્રેમનાટક ચાલતું હતું, ત્યારે તો માલતી લગભગ રોજ એમની સલાહ પૂછવા આવતી હતી, પરંતુ જ્યારથી બન્ને ઈંગ્લેંડ રવાના થઈ ગયાં હતાં, ત્યારથી તેનું આગમન બંધ થઈ ગયું હતું. ઘેર પણ એ ભાગ્યે જ મળતી. એવું લાગતું હતું કે જાણે એ તેમનાથી દૂર રહેવા માગતી હતી, જાણે કે પરાણે પોતાના મનને એમના તરફથી દૂર ખસેડી લેવા ઇચ્છતી હતી. પોતે આજકાલ જે પુસ્તક લખી રહ્યા હતા, તે આગળ પ્રગતિ કરવાની ના પાડતું હતું—જાણે કે એમનો મનોયોગ જ લુપ્ત થઈ ગયો હતો. ઘરનો વહીવટ ચલાવવામાં તો એમણે ક્યારેય કુશળતા પ્રાપ્ત નહોતી કરી. બધું મળીને મહિને લગભગ હજાર કરતાં વધુ કમાતા, પરંતુ બચત એક પાઈની પણ રહેતી નહિ. એમના નસીબમાં તો રોટલા ને દાળ સિવાય બીજું કાંઈ આવતું નહિ. મોજશોખમાં ગણો તો એમની એક મોટર હતી, જે પોતે હાંકતા હતા. થોડા પૈસા ચોપડીઓ પાછળ

જતા, થોડા ફાળાઓમાં, તો થોડા ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવામાં જતાં: વળી થોડાક પોતાના બાગની સજાવટ પાછળ જતા કે જે એમની અત્યંત પ્રિય વસ્તુ હતી. જાતજાતના છોડવાઓ અને વનસ્પતિઓ વિદેશોમાંથી મોંઘા દામે મંગાવવી અને એમને ઉછેરવી, એ જ એમની માનસિક લોલુપતા હતી—કહો કે માનસિક ભોગવિલાસ હતો; પરંતુ આજકાલ કેટલોક સમય થયાં એ બાગ તરફ નજર કરવાનું પણ એમને મન થતું નહોતું અને ગૃહવ્યવસ્થા તો પહેલાં કરતાં પણ વધુ ખરાબ થઈ ગઈ હતી. ખાતા તો માત્ર બે રોટલી અને ખરચનો આંકડો વધી જતો સોથીયે ઉપર! અચકન જૂની થઈ ગઈ હતી, પરંતુ એ ઉપર જ આખો શિયાળો કાઢી નાખ્યો. નવી અચકન સિવડાવવાનું મન ન થયું. ક્યારેક ક્યારેક તો ઘી વિના કોરી રોટલી ખાઈને જ ચલાવી લેવું પડતું. ઘીનો ડબ્બો ક્યારે મંગાવ્યો હતો, એ એમને યાદ જ ન રહેતું અને મહારાજને પુછાય પણ શી રીતે? એ એમ ન માની બેસે કે હું શું હવે અપ્રમાણિક થઈ ગયો છું? અંતે જ્યારે ત્રણ વાર નિરાશ થયા બાદ ચોથી વાર માલતી સાથે મુલાકાત થઈ અને તેણે એમની આવી હાલત જોઈ, ત્યારે એનાથી ન રહેવાયું. તેણે પૂછ્યું: "તમે શું આ વખતે શિયાળો આમ ને આમ જ ખેંચી કાઢવાના છો? આ અચકન પહેરતાં તમને શરમ નથી લાગતી?"

માલતી એમની પત્ની ન હોવા છતાં પણ એમની એટલી સમીપ હતી કે જેમ પોતાના કોઈ આત્મીય ને પ્રશ્ન કરે, એટલી સ્વાભાવિકતાથી તેણે આ પ્રશ્ન કર્યો હતો.

મહેતાએ જરા પણ ખસિયાણા પડી ગયા વિના જવાબ આપ્યો: "શું કરું માલતી, એક પૈસો પણ બચતો નથી."

માલતીને આશ્ચર્ય થયું: "તમે હજાર કરતાં પણ વધારે કમાઓ છો અને તમારી પાસે તમારાં પોતાનાં જ કપડાં સિવડાવવાના પૈસા નહિ! હું કોઈ દહાડોય માસિક ચારસો કરતાં વધારે નથી કમાઉં,

છતાંય એમાંથી ઘરખરચ પણ નિભાવું છું અને થોડીક બચત પણ કરું છું. તમારા બધા પૈસા તો જાય છે ક્યાં ?"

"હું એક પૈસો પણ નકામો નથી ખરચતો, તેમ મને એવો કોઈ ખાસ શોખ પણ નથી."

"ઠીક, મારી પાસેથી પૈસા લઈ જાઓ અને એક જોડ અચકન સિવડાવી લો."

મહેતાએ શરમાઈ જઈ ને કહ્યું: "આ વખતે જરૂર સિવડાવી લઈશ. સાચું કહું છું."

"અને હવે જ્યારે તમે અહીં આવો ત્યારે માણસ બનીને આવજો."

"આ તો બહુ કડક શરત છે."

"ભલે કડક રહી. તમારા જેવા સાથે તો કડકાઈથી કામ લેવું જોઈએ."

પરંતુ ખિસ્સામાં પાકીટ ખાલી હતું અને ખાલી ખિસ્સે કોઈ-નીય દુકાનનાં પગથિયાં ચડતાં શરમ આવતી હતી. અને હવે માલ-તીને ત્યાં પણ, કયે મોઢે જવું ? મનમાં ને મનમાં મૂંઝાયા કરતા. એવામાં એક દિવસ એક નવી વિપત્તિ આવી પડી. કેટલાય મહિનાઓ થયાં મકાનનું ભાડું નહોતું આપ્યું. મહિને પોણોસો રૂપિયા ભાડું હતું. વારંવાર તકાજો કરવા છતાં પણ જ્યારે પૈસા ન મળ્યા ત્યારે મકાનમાલિકે છેવટે થાકીને નોટિસ આપી, પરંતુ નોટિસ પણ કાંઈ રૂપિયા ચડવાનું તો જંતર નહોતું ! નોટિસની મુદત પણ પૂરી થઈ ગઈ, છતાં પૈસા ન મળ્યા, એટલે મકાનમાલિકે હારીને દાવો કર્યો. એ જાણતા હતા કે મહેતા ઘણા સજ્જન અને પરોપકારી પુરુષ હતા, પરંતુ પોતે છ મહિના ધીરજ રાખી હતી, એથી વધુ એ શું કરી શકે ! મહેતાએ કશી પણ પેરવી ન કરી અને એકતરફી હુકમનામું થઈ ગયું. મકાનમાલિકે તરત જ હુકમનામાનો અમલ કરાવ્યો અને

એલિફ મહેતાને પૂર્વ સૂચના આપવા આવ્યો, કારણકે તેનો છોકરો કૉલેજમાં ભણતો હતો અને મહેતા એ છોકરાને કાંઈક આર્થિક મદદ પણ આપતા હતા. સંયોગવશાત્ તે વખતે માલતી પણ બેઠી હતી.

તેણે પૂછ્યું: "જપ્તી શાની? શી બાબતની?"

એલિફે કહ્યું: "આ નહિ પેલું ભાડાનું જે હુકમનામું થયું હતું, તેની છે. મને થયું કે સાહેબને જઈને જરા ખબર આપી આવું. ચારસોપાંચસોનો મામલો છે, કયાં બહુ મોટી રકમની વાત છે. દસેક દહાડામાં રૂપિયા આપી દેશો, તો પણ કશી હરજ નથી. હું વાણિયાને દસ દહાડા સુધી રોકી રાખીશ."

એલિફ ચાલ્યો ગયો એટલે માલતીએ તિરસ્કારભર્યાં નેત્રો વડે જોતાં કહ્યું: "આટલી હદે વાત પહોંચી છે! મને એ જ આશ્ચર્ય થાય છે કે તમે આવા મોટા મોટા ગ્રંથો શી રીતે લખી શકો છો? મકાનનું ભાડુ છ છ મહિનાનું ચડી ગયું છે અને તમને તેની કશી જ ખબર ન પડે!"

મહેતાએ લજ્જાથી શિર ઝુકાવી દઈને કહ્યું: "ખબર કેમ નથી, પરંતુ એક પાઈ પણ બચતી હોય તો ને! હું એક પૈસો પણ ખોટો નથી ખરચતો."

"કશો હિસાબકિતાબ પણ રાખો છો ખરા?"

"હિસાબ કેમ નથી રાખતો! જે કાંઈ આવે છે, તે બધાની નોંધ રાખું છું, નહિ તો ઇન્કમટેક્ષવાળા જીવતોય ન મૂકે."

"અને જે કાંઈ વાપરો છો તે?"

"એની તો કશી નોંધ નથી રાખતો."

"કારણ?"

"કોણ લખે? બોજારૂપ લાગે છે."

"ત્યારે આ મોટાં થોથાં લખતાં બોજો નથી લાગતો ?"

"એમાં તો વિશેષ કાંઈ નથી કરવું પડતું. કલમ લઈને બેસી જાઉં છું અને લખવા માડું છું. આખો દહાડો ખરચનો ચોપડો લઈને તો બેસવાનું નથી ગમતું."

"તો પછી આ પૈસા શી રીતે ભરશો ?"

"કોઈની પાસેથી કરજ લઈશ. તમારી પાસે હોય તો તમે આપો."

"હું તો એક શરતે જ આપું. તમારે તમારી બધી આવક મને સોંપવી અને બધું ખરચ પણ મારા હાથે જ થાય."

મહેતા પ્રસન્ન થઈને બોલ્યાઃ "વાહ ! તમે જો એ ભાર લઈ લેતાં હો, તો તો પછી કહેવાનું જ શું ! સાંબેલું લઈને ઢોલ વગાડું."

માલતીએ હુકમનામાની રકમ ભરી દીધી અને બીજા જ દિવસે મહેતા પાસે બળજબરીએ એ બંગલો ખાલી કરાવ્યો. પોતાના જ બંગલામાં એમને બે મોટા ઓરડા કાઢી આપ્યા. તેમનો ખાવાપીવાનો પ્રબંધ પોતાના ઘરભેગો જ કરી દીધો. મહેતા પાસે બીજો કાંઈ વધારે સામાન હતો જ નહિ, પરંતુ કેટલાંય ગાડાં ભરાય એટલાં પુસ્તકો હતાં. એમને આપવામાં આવેલાં બન્ને ઓરડા એ પુસ્તકોથી ભરાઈ ગયા. પોતાનો બગીચો છોડતાં એમને ખૂબ દુઃખ થયું, પરંતુ માલતીએ પોતાના બંગલાનો આખોય વરંડો એમના હવાલે કરી દીધો— ત્યાં બેઠા બેઠા એમની ઇચ્છામાં આવે એટલાં ફૂલઝાડ ભલે વાવે !

મહેતા તો નિશ્ચિંત થઈ ગયા, પરંતુ માલતીને એમની આવક-જાવક પર કાબૂ મેળવતાં મહામુશ્કેલી નડી. તેણે જોયું કે એમની આવક તો હજાર કરતાં પણ વધુ હતી, પરંતુ એ બધીય ગુપ્તદાનમાં ઊડી જતી હતી. વીસપચીસ છોકરા એમની પાસેથી શિષ્યવૃત્તિ મેળવીને કૉલેજમાં ભણતા હતા. વિધવાઓની સંખ્યા પણ તેટલી જ હતી. આ ખરચમાં શી રીતે કાપ મૂકવો, તેની એને સમજ નહોતી

પડતી. બધો દોષ પોતાના જ શિર આવશે, બધોય અપયશ પોતાને જ વહોરવો પડશે; પરિણામે એ ક્યારેક મહેતા પર ચિડાતી, તો ક્યારેક પોતાના ઉપર, તો ક્યારેક એ બધાં પ્રાર્થયિતાઓ ઉપર કે જેઓ એક સરળ, ઉદાર પ્રાણી પર પોતાનો ભાર મૂકતાં જરા પણ અચકાતાં ન હતાં. તદુપરાંત એ દાન મેળવનારાઓમાં કેટલાંક તો એને યોગ્ય પણ ન હતાં, તે જોઈને તે વધુ ચિડાતી હતી. એક દિવસે તેણે મહેતાની બરાબર ખબર લઈ નાખી.

મહેતાએ તેનો આક્ષેપ સાંભળી નિશ્ચિંત મને જવાબ દીધો: "તમને બધો અધિકાર છે, જેને આપવું હોય તેને આપો, ન આપવું હોય તેને ન આપો. મને તેમાં પૂછવાની કશી જ જરૂર નથી. હા, જવાબ પણ તમારે જ આપવો પડશે."

માલતીએ ચિડાઈને કહ્યું: "હા, બીજું શું. યશ તમે લો અને અપયશ હું લઉં. હું નથી સમજી શકતી કે તમે શા હિસાબે આ દાનપ્રથાનું સમર્થન કરો છો! માનવજાતિને આ પ્રથાએ જેટલી આળસુ અને મફતખાઉ બનાવી દીધી છે અને એના આત્મગૌરવ પર જેટલો આઘાત કર્યો છે, તેટલો તો અન્યાયે પણ નહિ કર્યો હોય, બલ્કે મારા મત મુજબ તો અન્યાયે માનવજાતિમાં વિદ્રોહની ભાવના ઉત્પન્ન કરીને સમાજ પર મોટો ઉપકાર કર્યો છે."

મહેતાએ કબૂલ કર્યું: "મારો પણ એવો જ મત છે."

"તમારો એવો મત નથી."

"ના માલતી, હું સાચું જ કહું છું."

"તો પછી વિચાર અને વ્યવહારમાં આટલો બધો તફાવત શાથી?"

માલતીએ ત્રીજે મહિને ઘણાને નિરાશ કર્યા: કોઈને સ્પષ્ટ ના કહી દીધી, કોઈની આગળ લાચારી બતાવી, તો કોઈને ફજેત કરીને હાંકી કાઢ્યું.

શ્રીયુત મહેતાનું બજેટ ધીરે ધીરે ઠેકાણે આવી ગયું; પરંતુ તેમ થતાં તેમને એક પ્રકારની ગ્લાનિ થઈ. માલતીએ જ્યારે ત્રીજા મહિને ત્રણસોની બચત બતાવી, ત્યારે એમણે એને કશું ન કહ્યું. પરંતુ એમની દૃષ્ટિમાં એનું ગૌરવ તો જરૂર કાંઈક ઓછું થઈ ગયું. નારીમાં ત્યાગ અને દાન હોવાં જોઈએ. તેની આ જ સૌથી મોટી વિભૂતિ છે. એ આધારે જ સમાજનું ભવન ઊભેલું છે. વણિકબુદ્ધિને એ આવશ્યક બૂરાઈ જ માનતા હતા.

જે દિવસે મહેતાની નવી અચકનો આવી અને નવી ઘડિયાળ પણ આવી, ત્યારે એ થોડા દિવસ તો બહાર પણ ન નીકળ્યા. આત્મસેવા કરતાં બીજો કોઈ મોટો અપરાધ એમની દૃષ્ટિમાં ન હતો.

પરંતુ ખરી વાત તો એ હતી કે માલતી શ્રીયુત મહેતાને પૂરા બાંધી લેવા માગતી હતી. એમનાં ધન-દાનનાં દ્વાર સમૂળગાં જ બંધ કરી દેવા માગતી હતી, પરંતુ પોતે તો જીવનદાન આપવામાં પોતાનાં સમય અને સદાશયતાને બન્ને હાથે લૂંટાવતી હતી. શ્રીમંતોને ત્યાં તો પોતે વગર ફી લીધે ડગલું પણ નહોતી માંડતી અને ગરીબોના કેસ સાવ મફત જ લેતી, મફત દવા પણ આપતી. બન્નેમાં અંતર એટલું જ હતું કે માલતી ઘરની પણ હતી અને બહારની પણ હતી. પરંતુ મહેતા માત્ર બહારના જ હતા, ઘર એમને માટે ન હતું. નિજત્વને બન્ને મિટાવી દેવા ઇચ્છતાં હતાં. મહેતાનો માર્ગ ચોખ્ખો હતો. તેમના પર પોતાની જાત સિવાયની બીજી કશી જવાબદારી ન હતી. માલતીનો માર્ગ એટલો ચોખ્ખો ન હતો. તેના પર જવાબદારી હતી. બંધન હતું કે જેને એ તોડી શકતી ન હતી, તોડવા માગતી પણ ન હતી. એ બંધનોમાં જ એને જીવનની પ્રેરણા મળતી હતી. તેને હવે મહેતાને સમીપથી જોતાં એવો અનુભવ થતો હતો કે પોતે એ ખુલ્લા જંગલમાં વિચરનારા પ્રાણીને પીંજરામાં બંધ નહિ કરી શકે. અને જો કદાચ બંધ કરી પણ દેશે, તો એ કરડવા અને ચાંચો મારવા દોડશે. પીંજરામાં બધાં પ્રકારનાં સુખો મળવા છતાં એનો

આત્મા સદૈવ જંગલને માટે તલસ્યા કરશે. મહેતાને માટે વ્યવહારુ જગત એ એક સાવ અજાણ્યું જ જગત હતું કે જેની રીતભાતોથી એ અપરિચિત હતા.

તેમણે જગતને બહારથી નિહાળ્યું હતું અને તેને છળ અને કપટથી ભરપૂર જ માન્યું હતું. જ્યાં નજર ફેલાવતા, ત્યાં માત્ર બૂરાઈઓ જ નજરે પડતી હતી, પરંતુ સમાજના ઊંડાણમાં ઊતરીને જોયું, ત્યારે એમને જણાયું કે એ બૂરાઈઓની નીચે ત્યાગ પણ હતો, પ્રેમ પણ હતો, સાહસ પણ હતું; અને ધૈર્ય પણ હતું. પરંતુ સાથે એ પણ જોયું કે આ વિભૂતિઓ એવી છે કે જરૂર પડયે દુર્લભ બની જાય છે. અને આશંકા અને સંદેહમાં તેમણે જ્યારે માલતીનું અંધકારમાંથી નીકળતું દેવીસ્વરૂપ જોયું, ત્યારે એ અધીરા બની બધું જ ધૈર્ય ગૂમાવી દઈને એના પર તૂટી પડયા અને એવી ઇચ્છા કરી કે એને એવું બાંધી લઉં કે કોઈ બીજાની તેના પર નજર સરખી ન પડે. એમને તે વખતે એ ધ્યાન ન રહ્યું કે આ મોહ જ વિનાશનું મૂળ છે. પ્રેમ જેવી નિર્મળ વસ્તુ શું ભયથી બાંધી રાખી શકાતી હશે? એ તો પૂરો વિશ્વાસ માગતી હતી, સંપૂર્ણ સ્વાધીનતા ઇચ્છતી હતી, પૂર્ણ જવાબદારી ચાહતી હતી. તેની પલ્લવિત થવાની શક્તિ તેની અંદર જ હતી— માત્ર તેને ક્ષેત્ર અને પ્રકાશ મળવાં જોઈએ. એ કોઈ દીવાલ નહોતી કે જેના ઉપર ઇંટો મૂકી શકાય. એમાં તો પ્રાણ હતા, વિકાસ હતો, ફેલાવાની અસીમ શક્તિ હતી.

જ્યારથી મહેતા માલતીને ત્યાં રહેવા આવ્યા હતા, ત્યારથી એમને માલતીને મળવાનો દિવસમાં અનેક વાર અવસર મળતો હતો. એમના મિત્રોએ માની લીધું હતું કે આ એમના લગ્નની પૂર્વ તૈયારી હતી. હવે માત્ર વિધિ પતાવવાની જ બાકી હતી. મહેતા પણ એ જ સ્વપ્ન જોઈ રહ્યા હતા. જો માલતીએ પોતાને સદાને માટે ઠોકર મારી હોત, તો આટલો બધો સ્નેહ એ શું કરવા દાખવત? કદાચ એ પોતાને વિચાર કરવાની તક આપી રહી હશે અને પોતે

પણ ખૂબ વિચાર કર્યા બાદ એવા નિશ્ચય પર આવ્યા હતા કે માલતી વિના પોતે પૂર્ણ ન હતા, માત્ર એ જ પોતાને પૂર્ણતા તરફ લઈ જઈ શકે એમ હતી. બહારથી જો કે એ વિલાસિની દેખાતી હતી, છતાં અંદરથી તો એ મનોવૃત્તિ શક્તિનું કેન્દ્ર હતી. પરંતુ પરિસ્થિતિ હવે બદલાઈ ગઈ છે. તે સમયે માલતી તૃષાતુર હતી; હવે મહેતા તૃષાથી આકુળવ્યાકુળ થઈ ગયા હતા. અને એક વાર જવાબ મળી ગયા બાદ એમને માલતીને એ પ્રશ્ન પર કાંઈ કહેવાનું સાહસ જ નહોતું થતું; જો કે એમના મનમાં હવે સંદેહ તો લેશમાત્ર પણ નહોતો રહ્યો. માલતીને સમીપમાં જોઈને એમનું એના પ્રતિનું આકર્ષણ ઊલટું દિનપ્રતિદિન વધતું જ જતું હતું. દૂરથી પુસ્તકના અક્ષરો જે લપરડા જેવા લાગતા હતા, તે નજીકથી જોતાં સ્પષ્ટ થઈ ગયા હતા—તેમાં અર્થ હતો, સંદેશ હતો.

આ બાજુ માલતીએ પોતાના બાગને માટે ગોબરને માળી તરીકે રાખી લીધો હતો. એક દિવસ એ એક દરદીને જોઈને આવતી હતી કે માર્ગમાં પેટ્રોલ ખૂટી પડ્યું. મોટર એ પોતે હાંકતી હતી. તે ગભરાઈ કે હવે પેટ્રોલ શી રીતે મેળવવું. રાતના નવ વાગી ગયા હતા અને માહ માસની કડકડતી ઠંડીનો ચમકાર હતો. માર્ગો બધા નિર્જન બની ગયા હતા. એવો એક પણ માણસ નજરે નહોતો પડતો કે જે મોટરને ધકેલીને પેટ્રોલવાળાની દુકાન સુધી લઈ જાય. તે મનમાં ને મનમાં નોકર પર ક્રોધે ભરાતી હતી. હરામખોર ક્યાંકનો! કશું ધ્યાન જ નથી રાખતો!

સંયોગવશાત્ ગોબર ત્યાં થઈને નીકળ્યો. માલતીને માર્ગમાં ઊભી રહેલી જોઈ, તે વસ્તુસ્થિતિ સમજી ગયો અને મોટરને એ ફર્લાંગ સુધી ધકેલીને પેટ્રોલવાળાની દુકાન સુધી લઈ આવ્યો.

માલતીએ પ્રસન્ન થઈને પૂછ્યું: "નોકરીએ રહેવું છે?"

ગોબરે આભાર સાથે પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. પંદર રૂપિયા

પગાર ઠરાવવામાં આવ્યો. માળીનું કામ એને ગમતું હતું. આ કામ તે પહેલાં પણ કરતો હતો અને એમાં એ કુશળ થઈ ગયો હતો. મિલની નોકરીમાં તેને પગાર વધારે મળતો હતો, પરંતુ એ કામ પ્રતિ એને દિલથી આકર્ષણ ન હતું.

બીજા દિવસથી ગોબરે માલતીને ત્યાં કામ કરવાનો પ્રારંભ કર્યો. તેને રહેવા માટે એક ઓરડી પણ મળી. ઝુનિયા પણ ત્યાં રહેવા આવી. માલતી બાગમાં ફરવા નીકળતી, ત્યારે ઝુનિયાનું બાળક માટીમાં રમતું તેની નજરે પડતું. એક દિવસ માલતીએ એને મીઠાઈ આપી. બાળક એ દિવસથી તેની સાથે હળી ગયું. તેને જોતાં જ એ એની પાછળ પડતું અને જ્યાંસુધી મીઠાઈ ન મળે, ત્યાંસુધી એનો પીછો ન મૂકતું.

એક દિવસ માલતી બાગમાં આવી, પરંતુ બાળક એની નજરે ન પડયું. ઝુનિયાને પૂછતાં ખબર પડી કે બાળકને જ્વર આવ્યો હતો.

માલતીએ ગભરાઈને પૂછ્યું: “તાવ આવ્યો છે તો મારી પાસે શું કરવા ન લઈ આવી? ચાલ, હું જરા જોઉં તો ખરી!”

બાળક ખાટલીમાં અચેત પડયું હતું. ઓરડીમાં એટલો તો ભેજ, એટલું અંધારું અને આવી ટાઢના દિવસોમાં એટલા તો મચ્છર હતા કે માલતી ત્યાં એક મિનિટ પણ ન રહી શકી. તરત આવી થર્મોમિટર લીધું અને પુનઃ જઈને તાવ માપ્યો તો ૧૦૪ ડીગ્રી તાવ હતો. માલતી ગભરાઈ કે ક્યાંક બળિયા ન હોય! બાળકને હજી સુધી બળિયા નહોતા કઢાવ્યા; અને જો એ આ ભેજવાળી ઓરડીમાં વધુ રહ્યું, તો ભય રહેતો હતો કે ક્યાંક તાવ વધી જાય!

સહસા બાળકે આંખો ખોલી અને માલતીને ત્યાં ઊભેલી જોઈ તેના પ્રતિ કરુણ નેત્રોએ જોયું અને તેની ગોદમાં જવા માટે હાથ ફેલાવ્યા. માલતીએ તેને તેડી લીધું અને તેને પંપાળવા લાગી.

બાળક માલતીની ગોદમાં આવીને જાણે કોઈ મહાસુખનો અનુભવ કરવા લાગ્યું. પોતાની ઉષ્ણ આંગળીઓ વડે તેના ગળાની માળા પકડીને પોતાની તરફ ખેંચવા લાગ્યું. માલતીએ હાર ઉતારીને તેને પહેરાવી દીધો. બાળકની સ્વાર્થી પ્રકૃતિ આ હાલતમાં પણ સજાગ હતી. હાર મળતાં હવે એને માલતીની ગોદમાં બહુ સમય રહેવાની જરૂર ન જણાઈ; ત્યાં એ તેની પાસેથી છીનવી લેવાવાનો ભય હતો. ઝુનિયાની ગોદ અત્યારે વધારે સુરક્ષિત હતી.

માલતીએ પ્રફુલ્લ મને કહ્યું: "જબરો ચાલાક છે! વસ્તુ મળતાં જ કેવો નાઠો!"

ઝુનિયાએ કહ્યું: "આપી દે બેટા, એ તો બાઈસાહેબનો છે."

બાળકે હારને બન્ને હાથે પકડી લીધો અને મા પ્રતિ રોષભરી આંખોએ જોઈ રહ્યું. માલતી બોલી:" તું જ પહેરી રાખ બેટા, મારે એ પાછો નથી જોઈતો."

તે જ વખતે તેણે બંગલામાં આવીને પોતાનો દીવાનખાનાનો ઓરડો ખાલી કર્યો અને તે જ વખતે ઝુનિયા એ નવા કમરામાં રહેવા આવી.

બાળક મંગળ એ સ્વર્ગને કુતૂહલભરી આંખોએ જોઈ રહ્યો. છતમાં પંખા હતા, રંગીન દીવા હતા અને દીવાલો પર છબીઓ લટકાવેલી હતી. ક્યાંય સુધી એ એ બધી વસ્તુઓને એકીટસે જોઈ રહ્યો. માલતીએ ખૂબ વહાલપૂર્વક તેને બોલાવ્યો: "મંગળ!"

મંગળે સ્મિત કરી તેના તરફ જોયું, જાણે કે એ કહેતો હતો: "આજે તો હસાતું નથી, બાઈસાહેબ! શું કરું? તમારાથી કાંઈ થઈ શકે તો કરો."

માલતીએ ઝુનિયાને બાળકની સંભાળ કેમ રાખવી તે વિષે અનેક નાનીમોટી સૂચનાઓ આપી અને જતાં જતાં પૂછ્યું: "તારે ત્યાં જો કોઈ બીજું નાનુંમોટું બૈરું માણસ હોય તો

ગોબરને કહેજે, બેચાર દિવસ માટે બોલાવી લાવે. મને તો શીતળા નીકળવાનો ડર રહે છે. તારું ગામ કેટલે દૂર છે?"

ઝુનિયાએ પોતાના ગામનું નામ અને ઠેકાણું આપ્યું: "આશરે અઢાર વીસ ગાઉ હશે!"

માલતીને બેલારી યાદ હતું. તે બોલી: "આ પેલું જ ગામને કે જેની પશ્ચિમે અરધા માઇલ પર નદી છે?"

"હા, હા, બાઈસાહેબ, એ જ ગામ. આપને ક્યાંથી ખબર?"

"એક વાર અમે બધાં ત્યાં ગયાં હતાં. હોરીને ઘેર ઊતર્યાં હતાં. તું એમને ઓળખે છે?"

"એ તો મારા સસરા થાય, બાઈસાહેબ! મારાં સાસુ પણ મળ્યાં હશે!"

"હા, મને તો એ બહુ સમજુ બાઈ લાગી. મારી સાથે તો એણે ખૂબ વાતો કરી હતી. તો ગોબરને મોકલ, જઈને એની બાને બોલાવી આવે."

"એ એમને તેડવા નહિ જાય."

"કેમ?"

"કાંઈક એવું જ કારણ છે."

ઝુનિયાને પોતાના ઘરનાં રસોઈપાણી, સાફસૂફી, વાસણ માંજવાં—બધું જ કરવું પડતું. દહાડે તો બન્ને જણાં કાચુંકોરું ખાઈને ચલાવી લેતાં. રાતના જ્યારે માલતી આવતી, ત્યારે ઝુનિયા રાંધતી અને માલતી બાળક પાસે બેસતી. ઝુનિયા ઘણું ઇચ્છતી કે પોતે બાળક પાસે બેસે, પરંતુ માલતી તેને આવવા ન દેતી. રાતના બાળકને તાવ વધતો અને તે બેચેન બનીને બન્ને હાથ ઉપર નાખી દેતું. માલતી તે વખતે તેને તેડીને કલાકો સુધી ઓરડામાં ટહેલ્યા કરતી. ચોથે દહાડે તેને દાણા નીકળ્યા. માલતીએ આખાય ઘરને

રસી મુકાવી, પોતે પણ રસી મુકાવી અને મહેતાને પણ મુકાવી. ગોબર, ઝુનિયા, મહારાજ કોઈ ન બચ્યું. પહેલે દહાડે તો દાણા નાના હતા અને થોડા થોડા જ હતા. એમ લાગતું હતું કે મોટા બળિયા ન હતા. પરંતુ બીજે દિવસે તો દાણા મોટા ચણા જેવા ખીલી નીકળ્યા અને પછી તો આખા શરીર પર એવા તો ફેલાઈ ગયા કે ક્યાંય બાકી ન રહ્યા. મંગળ એનો તાપ, ચળ અને પીડાથી બેચેન બની કરુણ સ્વરે કાંસતો અને કરુણ, દીન નેત્રો વડે માલતી તરફ જોઈ રહેતો. તેનું કાંસવું પણ પ્રૌઢ માણસ જેવું હતું અને દૃષ્ટિમાં પણ પ્રૌઢતા હતી—જાણે કે એ એકાએક યુવાન ન થઈ ગયો હોય! આ અસહ્ય વેદનાએ જાણે કે એના અબોધ શિશુપણાને મિટાવી દીધું હતું. એની શિશુબુદ્ધિ જાણે કે સજ્ઞાન થઈને સમજવા લાગી હતી કે માત્ર માલતીની જ સારવારથી પોતે સાજો થઈ શકે તેમ છે. માલતી જેવી કોઈ કામસર બહાર જતી કે તે રોવા માંડતો. માલતીના આવતાં જ એ શાંત થઈ જતો. રાતના તેની બેચેની વધી જતી અને માલતીને લગભગ આખી રાત જાગતાં બેસી રહેવું પડતું; પરંતુ એ ન તો ક્યારેય ક્રોધે ભરાતી કે ન તો ક્યારેય ચિડાતી. હા, ઝુનિયા ઉપર તેને ક્યારેક ક્યારેક ક્રોધ અવશ્ય આવી જતો, કારણકે અજ્ઞાનતાને લઈને તે ન કરવાનું કરી બેસતી. ગોબર અને ઝુનિયા બન્નેને દોરાધાગામાં વધુ શ્રદ્ધા હતી, પરંતુ અહીં એને માટે અવસર જ નહોતો મળતો. તદુપરાંત ઝુનિયા બે બાળ-કોની મા બનવા છતાં, હજી શિશુપાલનના જ્ઞાનથી બિનવાકેફ હતી. મંગળ જીદ કરતો ત્યારે તેને લડતી અને ધમકાવતી. જરાક નવરાશ મળતાં, તે ભોંય પર સૂઈ જતી અને સવાર પહેલાં ન જાગતી અને ગોબર તો જાણે એ ઓરડામાં પગ મૂકતાં જ ડરતો હતો. માલતી ત્યાં બેઠી છે, શી રીતે જવાય? ઝુનિયાને બાળકની ખબરઅંતર પૂછી લેતો અને ખાઈને પડી રહેતો. પેલો માર ખાધા બાદ તેનું સ્વાસ્થ્ય પહેલાં જેવું નહોતું રહેતું. જરાક કામ કરતાં તે

થાકી જતો. જ્યારે ઝુનિયા ઘાસ વેચવા જતી અને એ આરામથી ઘેર પડ્યો રહેતો, ત્યારથી જ તે કાંઈક એદીમાઉ બની ગયો હતો, પરંતુ અહીં તો કેટલાક મહિના થયા મહેનતનું અને ચૂનાગારાનું કામ કરવાથી એ કાંઈક ઢીલો પડી ગયો હતો. તેને અહીં ઘણું કામ કરવું પડતું હતું. પાણી કાઢીને આખાય બાગને પાવું, ક્યારીઓ ખોદવી, ઘાસ ખોદવું, ગાયોને ચારોપાણી મૂકવાં અને દોહવી! અને જ્યાં માલિક આટલો દયાળુ હોય, ત્યાં કામની ચોરી પણ શી રીતે કરાય? આ ઉપકાર એને એક ક્ષણ પણ આરામથી બેસવા નહોતો દેતો અને મહેતા પોતે જ હાથમાં ખૂરપી લઈને કલાકો સુધી બાગમાં કામ કરતા, તો પછી પોતે શી રીતે આરામ કરે! એ પોતે સુકાતો જતો હતો, પરંતુ બાગ હરિયાળો બનતો જતો હતો.

શ્રીયુત મહેતાને પણ બાળક પ્રતિ સ્નેહ થઈ ગયો હતો. એક દિવસ માલતીએ તેને ગોદમાં લઈને એમની મૂછો ખેંચાવી. દુષ્ટે મૂછો એવી તો સખ્ત ઝાલી કે જાણે મૂળમાંથી ઉખાડી નાખશે. મહેતાની આંખોમાં આંસુ આવી ગયાં.

મહેતાએ જરા ચિડાઈને કહ્યું: "ભારે નાલાયક છોકરો છે!"

માલતીએ એમને ધમકાવ્યા: "તો તમે મૂછો કઢાવી કેમ નથી નાખતા?"

"મારી મૂછો મને મારા પ્રાણ કરતાં પણ વધુ પ્રિય છે."

"આ વખતે જો એના હાથમાં આવી, તો ઉખાડી નાખ્યા વિના નથી રહેવાનો."

"તો હું એના કાન ખેંચી કાઢીશ."

મંગળને એમની મૂછો ખેંચવામાં ખાસ આનંદ પડ્યો હતો. એ ખૂબ ખિલખિલાટ હસ્યો હતો અને મૂછોને વધુ જોરથી ખેંચી હતી; પરંતુ મહેતાને પણ કદાચ મૂછો ખેંચાવવામાં મજા પડી હશે, કારણકે ત્યાર પછી મહેતા રોજ દહાડામાં એકાદબે વાર એની પાસે મૂછોની ખેંચાતાણી કરાવતા.

આ બાજુ જ્યારથી મંગળને શીતળા નીકળ્યા હતા, ત્યારથી મહેતાને ખૂબ ચિંતા થવા લાગી હતી; વારંવાર ઓરડામાં જઈને મંગળને વ્યથિત નેત્રોએ જોતા ઊભા રહેતા. તેના કષ્ટની કલ્પના કરતાં એમનું કોમળ હૈયું વીંધાઈ જતું. એમની દોડાદોડીથી જો એ સારો થઈ જાય એમ હોત, તો એ એને ખાતર દુનિયાના સામા છેડા સુધી દોડાદોડ કરી મૂકત; પૈસા ખરચતાં જો એ સાજો થઈ શકે એમ હોત, તો ભલે ભીખ માંગવી પડત, પરંતુ એ એમ કર્યા વિના ન રહેત; પરંતુ અહીં તો કશું જ ચાલે એમ ન હતું. એને અડકતાં પણ એમના હાથ કંપતા હતા. ક્યાંક એના દાણા કાચા ન ફૂટી જાય! માલતી કેવી મૃદુતાથી એને તેડે છે, ખભે નાખીને ઓરડામાં ફરે છે અને કેટલા સ્નેહથી અને બહેલાવી બહેલાવીને દૂધ પાય છે! એ વાત્સલ્ય માલતીને એમની દૃષ્ટિમાં ન જાણે કેટલું ઊંચું લઈ જતું હતું! માલતી કેવળ નારી ન હતી, માતા પણ હતી અને જેવી તેવી માતા નહિ, સાચા અર્થમાં દેવી, માતા અને જીવન આપનારી, જે પરાયા બાળકને પણ પોતાનું માની શકે છે—જાણે કે તેણે માતૃત્વનો સદાય સંચય કર્યો હોય અને આજે બન્ને હાથ વડે તેને લૂંટાવી રહી હોય! એના અંગેઅંગમાંથી માતૃત્વ ફૂટતું માલૂમ પડતું હતું—જાણે એજ એનું યથાર્થ સ્વરૂપ હતું. આ હાવભાવ, શોખશણગાર, એ માતૃત્વનાં કેવળ આવરણમાત્ર હતાં, કે જેમાં એ વિભૂતિનું રક્ષણ થયા કરે!

રાતનો એક વાગી ગયો હતો. મંગળને રોતો સાંભળી મહેતા ચમકીને જાગી ગયા. તેમને વિચાર આવ્યો કે માલતી બિચારી અડધી રાત સુધી તો જાગી હશે, અત્યારે એને જાગતાં કેટલું કષ્ટ થશે; જો બારણું ઉઘાડું હોય તો લાવ હું જ જઈને બાળકને શાંત પાડીને સુવાડી દઉં. તરત ઊભા થઈને એ બારણા પાસે આવ્યા અને કાચમાંથી અંદર જોયું. માલતી બાળકને ખોળામાં લઈને બેઠી હતી અને બાળક અનાયાસે જ રોતું હતું. કદાચ એણે કોઈ

સ્વપ્ન જોયું હતું યા કોઈ બીજા કારણથી ડરી ગયું હતું. માલતી એને પંપાળતી હતી, થાબડતી હતી, છબીઓ દેખાડતી હતી, ગોદમાં લઈને ફરતી હતી, પરંતુ બાળક તો શાંત પડવાનું નામ જ દેતું ન હતું. માલતીનું આ અટૂટ વાત્સલ્ય, આ અદમ્ય માતૃત્વ જોઈ એમની આંખો સજળ થઈ ગઈ. મનમાં એવા ભાવ થઈ આવ્યા કે જઈને એના ચરણોને હૃદય સાથે ચાંપી દઉં. અંતસ્તલમાંથી અનુરાગમાં ડૂબેલા શબ્દોનો એક સમૂહ નીકળી પડ્યો: "પ્રિયે, મારા સ્વર્ગની દેવી, મારી રાણી, ડાર્લીંગ . . ."

અને એ જ પ્રેમોન્માદમાં તેમણે માલતીને બૂમ પાડી: "માલતી, જરા દ્વાર તો ખોલો!"

માલતીએ આવીને દ્વાર ખોલ્યું અને તેમની તરફ જિજ્ઞાસા-ભરી આંખોએ જોઈ રહી.

મહેતાએ પૂછ્યું: "ઝુનિયા નથી? આ તો બહુ રડે છે?"

માલતીએ સંવેદનાભર્યા સ્વરે કહ્યું: "આજે આઠમો દિવસ છે, એટલે પીડા વધુ થતી હશે; માટે રડે છે."

"તો લાવો, હું થોડી વાર ફેરવું, તમે થાકી ગયાં હશો."

માલતીએ સ્મિત કરીને કહ્યું: "તમે તો થોડી વારમાં જ ચિડાઈ જશો."

વાત સાચી હતી; પરંતુ પોતાની નબળાઈનો કોઈ પણ સ્વીકાર કરે ખરું? મહેતાએ હઠાગ્રહ કરીને કહ્યું: "તમે મને એટલો બધો હલકો માની લીધો છે?"

માલતીએ મંગળને એમના ખોળામાં આપ્યો. એમની પાસે જતાં જ એ એકદમ શાંત થઈ ગયો. બાળકોમાં જે એક પ્રકારનું અંતર્જ્ઞાન હોય છે, તેણે તેને બતાવી દીધું હતું કે હવે રોવાથી તેને જરાય ફાયદો થવાનો નથી. આ નવું માણસ સ્ત્રી નથી, પુરુષ છે

અને પુરુષો ક્રોધી હોય છે તેમ નિર્દયી પણ હોય છે અને ખાટલા પર અંધારામાં સુવાડીને એ બહાર ચાલ્યા પણ જઈ શકે છે અને બીજા કોઈને પાસે પણ નહિ આવવા દે.

મહેતાએ વિજયગર્વથી કહ્યું: "જોયુંને, કેવો ચૂપ કરી દીધો!"

માલતીએ વિનોદ કર્યો: "હા, તમે એ કળામાં પણ પારંગત છો. ક્યાં શીખ્યા હતા?"

"તમારી જ પાસે."

"હું તો એક સ્ત્રી છું, એટલે મારા પર વિશ્વાસ ન મૂકી શકાય."

મહેતાએ લજ્જિત થઈ જતાં જણાવ્યું: "માલતી, તમને હું હાથ જોડીને કહું છું કે તમે હવે મારા એ શબ્દો ભૂલી જાઓ. આ છેલ્લા થોડા મહિના દરમ્યાન હું કેટલો પસ્તાયો છું, કેટલો શરમાયો છું, કેટલો દુઃખી થયો છું, એનો કદાચ તમને ખ્યાલ પણ નહિ આવી શકે."

માલતીએ સરળ ભાવે કહ્યું: "હું તો એ બધું ભૂલી જ ગઈ છું, સાચું કહું છું."

"મને શી રીતે ખાતરી થાય?"

"એનો પુરાવો એટલો જ છે કે આપણે બન્ને એક જ ઘરમાં રહીએ છીએ, સાથે બેસીને જમીએ છીએ, હસીએ છીએ, બોલીએ છીએ."

"મને એક યાચના કરવાની અનુમતિ ન આપો?" કહી તેમણે મંગળને ખાટલામાં સુવાડી દીધો, જ્યાં એ ટૂંટિયું વાળીને સૂઈ ગયો. પછી એમણે માલતી તરફ યાચક દૃષ્ટિ વડે જોયું.

માલતીએ આર્દ્ર બની જણાવ્યું: "તમે તો જાણો છો કે તમારા કરતાં વધુ નિકટનું મારું આ સંસારમાં બીજું કોઈ નથી. બહુ દહાડા થયા, મેં મને તમારા ચરણોમાં સમર્પણ કરી દીધી છે.

તમે મારા પથપ્રદર્શક છો, મારા દેવ છો, મારા ગુરુ છો. તમારે મારી સમક્ષ કશીય યાચના કરવાની જરૂર નથી, મને માત્ર સંકેત કરી દેવાની જરૂર છે. જ્યાંસુધી મને તમારાં દર્શન નહોતાં થયાં અને મેં તમને બરાબર નહોતા ઓળખ્યા, ત્યાંસુધી ભોગવિલાસ અને આત્મસેવાને જ હું જીવનનો પ્રધાન સ્વર માનતી હતી. તમે આવીને એને પ્રેરણા આપી, સ્થિરતા આપી. હું તમારો ઉપકાર ક્યારેય ભૂલી જઈ શકું એમ નથી. મેં નદીતટે કહેલા શબ્દો તમે ગાંઠે બાંધી લીધા હતા. દુઃખ એટલું જ હતું કે બીજા પુરુષો મને જેવી સમજ્યા, તેવી જ તમે પણ સમજ્યા કે જેની મેં તમારા તરફથી આશા નહોતી રાખી. એને માટે જવાબદાર હું છું, તે હું સમજું છું; પરંતુ તમારો અમૂલ્ય પ્રેમ પામીને પણ હું તેવી જ બની રહીશ— એવું માનીને કે તમે મારી સાથે અન્યાય કર્યો છે. અત્યારે હું કેવા ગર્વનો અનુભવ કરી રહી છું, તે તમે નહિ સમજી શકો. તમારો પ્રેમ અને વિશ્વાસ મેળવ્યા બાદ હવે મારે જીવનમાં કશું જ નવું મેળવવાપણું નથી રહ્યું. આટલું વરદાન મારા જીવનને સાર્થક કરી દેવા માટે બસ છે. આજ મારી પૂર્ણતા છે.”

એમ કહેતાં કહેતાં માલતીના હૃદયમાં એવો અનુરાગ જાગૃત થયો કે જાણે જઈને મહેતાને છાતી સરસી વળગી જાઉં. અંદરની ભાવનાઓ બહાર નીકળીને જાણે કે સત્ય બની ગઈ હતી. તેનું રોમરોમ પુલકિત થઈ ઊઠ્યું હતું. જે આનંદને એણે દુર્લભ માન્યો હતો, એ આટલો સુલભ, આટલો સમીપ હતો? અને હૃદયનો એ આહ્‌લાદ મુખ પર આવીને તેને એવી તો શોભા આપતો હતો કે મહેતાને એમાં દેવત્વની આભા દેખાવા લાગી હતી. એ વિચારતા હતા કે આ નારી હતી યા મંગલની, પવિત્રતાની અને ત્યાગની પ્રતિમા હતી!

તે જ વખતે ઝુનિયા જાગૃત થઈને બેઠી થઈ એટલે મહેતા પોતાના ઓરડામાં ચાલ્યા ગયા અને પછી પખવાડિયા સુધી તેમને

માલતી સાથે કશી વધુ વાતચીત કરવાનો અવસર જ ન મળ્યો. માલતી ક્યારેય એમને એકાંતમાં ન મળતી. માલતીના એ શબ્દો હંમેશાં એમના હૃદયમાં ગૂંજ્યા કરતા હતા. એમાં કેટલી સાંત્વના હતી, કેટલો વિનય હતો, કેટલો નશો હતો !

એએક અઠવાડિયામાં મંગળ સાજો થઈ ગયો. હા, મોં પરથી શીતળાના ડાઘા ભુંસાઈ ન ગયા. તે દિવસે માલતીએ આજુબાજુનાં બાળકોને એકત્ર કરી પેટભરીને મીઠાઈ ખવડાવી અને જે બાધાઓ રાખી હતી, તે પણ પૂરી કરી. આ ત્યાગના જીવનમાં કેટલો આનંદ છે, તેનો હવે તેને અનુભવ થઈ રહ્યો હતો. ઝુનિયા અને ગોબરનો હર્ષ જાણે કે એની અંદર પ્રતિબિંબ થઈ રહ્યો હતો. બીજાનાં કષ્ટ-નિવારણમાં તેણે જે સુખ અને ઉલ્લાસનો અનુભવ કર્યો, તેવો તેણે ક્યારેય તેના ભોગવિલાસના જીવનમાં નહોતો કર્યો. એ લાલસા હવે ફળ લાગતાં ફૂલોની ભીતિ અદશ્ય થઈ ગઈ હતી. હવે એ એ કક્ષાથી આગળ નીકળી ગઈ હતી કે જેમાં માનવી સ્થૂલ આનંદને પરમ સુખ માને છે. એ આનંદ હવે તેને તુચ્છ પતન તરફ લઈ જનારો, કાંઈક હલકો, બલ્કે બીભત્સ શો લાગતો હતો. પોતાની ચારે તરફ જ્યારે માટીનાં ઝૂપડાં વિલાપ કરી રહ્યાં હોય, ત્યારે મોટા બંગલામાં રહેવામાં શો આનંદ હતો ! મોટરમાં બેસતાં તેને હવે ગર્વ નહોતો થતો. મંગળ જેવા અબોધ બાળકે તેના જીવનમાં નવો જ પ્રકાશ આણ્યો હતો—તેની સમક્ષ સાચા આનંદનાં દ્વાર ખોલી દીધાં હતાં !

એક દિવસ મહેતાનું માથું બહુ સખ્ત દુઃખતું હતું. એ આંખો બંધ કરી ખાટલા પર પડ્યા પડ્યા આળોટતા હતા કે માલતીએ આવીને તેમના કપાળે હાથ મૂકીને પૂછ્યું: "ક્યારથી માથું ચડયું છે ?"

મહેતાને લાગ્યું કે જાણે એ કોમળ હાથોએ પોતાનું બધુંય દર્દ ખેંચી લીધું છે; ઊઠીને બેઠા થયા અને બોલ્યા: "દુખતું તો બપોર-

થી હતું, પણ આવું મને પહેલાં ક્યારેય નહોતું થયું. તમારો હાથ અડતાં જ માથું એવું તો હલકું પડી ગયું છે કે જાણે હવે કશું દરદ છે જ નહિ. તમારા હાથમાં જરૂર કાંઈક સિદ્ધિ છે!"

માલતીએ લાવીને એમને દવા આપી, શાંતિથી સૂઈ રહેવાની સૂચના આપી અને તરત બહાર જવા ઊભી થઈ.

મહેતાએ આગ્રહ કરીને કહ્યું: "જરા બે મિનિટ પણ નહિ બેસો?"

માલતીએ દ્વાર આગળથી પાછાં ફરીને જણાવ્યું: "અત્યારે જો વાતો કરશો તો કદાચ ફરી પાછું માથું દુખવા આવશે, માટે હમણાં તો આરામથી સૂઈ રહો. આજકાલ તમને હું કાંઈક ને કાંઈક વાંચતાં અને લખતાં જોઉં છું. હમણાં બેચાર દિવસ લખવાવાંચવાનું મૂકી દો."

"તમે એક મિનિટ પણ નહિ બેસો?"

"મારે એક દરદીને જોવા જવું છે."

"ઠીક જાઓ."

મહેતાના મુખ પર એક પ્રકારની એવી ઉદાસિનતા છવાઈ ગઈ કે માલતી ન જઈ શકી. તે તેમની નજીક આવીને બોલી: "વારુ કહો, શું કહેવું છે?"

મહેતાએ ઉદાસીન સ્વરે કહ્યું: "ખાસ કશું જ નથી. એટલું જ કહેતો હતો કે આટલી મોડી રાતે કયા દરદીને જોવા જવું છે?"

"પેલી, રાયસાહેબની દીકરીને! એ બહુ બિમાર પડી ગઈ હતી. હવે કેસ જરા કાબૂમાં આવી ગયો છે."

માલતી ગઈ એટલે મહેતા સૂઈ રહ્યા. એ સમજી નહોતા શકતા કે માલતીના હાથનો સ્પર્શ થતાં જ શાથી દરદ શાંત પડી ગયું હતું. જરૂર એના હાથમાં કાંઈક સિદ્ધિ છે અને એ એની તપસ્યા, તેની કર્મણ્ય માનવતાનું જ વરદાન છે. માલતી નારીત્વના એક એવા

ઊંચા આદર્શ પર પહોંચી ગઈ હતી કે જ્યાં એ પ્રકાશના એક નક્ષત્ર જેવી ભાસતી હતી. હવે એ પ્રેમની નહિ, શ્રદ્ધાની વસ્તુ હતી. હવે એ દુર્લભ થઈ ગઈ હતી અને દુર્લભતા મનસ્વી આત્માઓ માટે ઉદ્યોગનો મંત્ર છે. મહેતા પ્રેમમાં જે સુખની કલ્પના કરતા હતા, તેને શ્રદ્ધાએ વધુ ગાઢ, વધુ સ્ફૂર્તિમય બનાવી દીધું. પ્રેમમાં કાંઈક માન પણ હોય છે, કાંઈક મમત્વ પણ. શ્રદ્ધા તો પોતાને મિટાવી દે છે અને પોતાના આ સમર્પણને જ તે પોતાનું ઇષ્ટ બનાવી લે છે. પ્રેમ અધિકાર ઇચ્છતો હોય છે; પોતે જે કાંઈ આપે છે, તેનો બદલો ઇચ્છે છે. શ્રદ્ધાનો ચરમ આનંદ પોતાનું સમર્પણ છે, જેમાં અહંમન્યતાનો ધ્વંસ થઈ જાય છે.

મહેતાનો પેલો બૃહદ ગ્રંથ પૂરો થઈ ગયો હતો કે જે એ છેલ્લાં ત્રણ વર્ષ થયાં લખતા હતા અને જેમાં એમણે જગતનાં સર્વ દર્શનતત્ત્વોનો સમન્વય કર્યો હતો. આ ગ્રંથ માલતીને અર્પણ કર્યો હતો અને જે દિવસે એની નકલો વિલાયતથી આવી અને તેમાંથી એક નકલ એમણે માલતીને ભેટ કરી, ત્યારે એ પુસ્તક પોતાને અર્પણ થયેલું જોઈ તે વિસ્મય પણ પામી અને દુઃખી પણ થઈ.

તેણે કહ્યું: "આ તમે શું કર્યું? હું મને આને યોગ્ય નથી ગણતી."

મહેતાએ ગર્વપૂર્વક જણાવ્યું: "પરંતુ હું તો ગણું છું ને! આ તો કશું નથી. મારે જો સો પ્રાણ હોત, તો એ પણ તમારા ચરણોમાં ન્યોછાવર કરી દેત."

"મારા પર! જે સ્વાર્થસેવા સિવાય બીજું કાંઈ સમજીજ નથી!"

"તમારા ત્યાગનો એક ટુકડો પણ હું પામત, તો હું મને ધન્ય માનત. તમે તો દેવી છો."

"પથ્થરની, એટલું સાથે કેમ નથી ઉમેરતા?"

"ના, તમે તો ત્યાગની, મંગળની, પવિત્રતાની દેવી છો."

"તમે પણ મને ખરી સમજ્યા! હું તમને સાચું જ કહું છું કે સેવા અને ત્યાગની ભાવના મારાં મનમાં ક્યારેય નથી ઉદ્ભવી. હું જે કાંઈ કરું છું, તે પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ સ્વાર્થ માટે જ કરું છું. હું ત્યાગ કરું છું માટે ગાતી નથી, યા તો હું મારાં ગીતોથી માત્ર દુઃખી આત્માઓને સાંત્વના જ દેતી નથી, પરંતુ એટલા માટે ગાઉં છું કે તેથી મારું મન પ્રસન્ન થાય છે. એ જ પ્રમાણે દવાદારૂ પણ ગરીબોને આપું છું—મારા મનને ખુશ કરવા માટે. કદાચ મનનો અહંકાર એમાં સુખ માનતો હશે. તમે મને નાહકની દેવી માનો છો! હવે તો માત્ર એટલી જ કસર બાકી રહી છે કે તમે ધૂપ–દીપ લઈને મારી પૂજા કરો."

મહેતાએ કાતર સ્વરે કહ્યું: "એ તો હું વર્ષો થયાં કરી રહ્યો છું, માલતી! અને જ્યાંસુધી વરદાન નહિ પામું ત્યાંસુધી કરતો જ રહીશ."

માલતીએ વ્યંગ કર્યો: "તો તો પછી વરદાન મળ્યા બાદ કદાચ દેવીને મંદિરમાંથી ઉખેડીને ફેંકી દો પણ ખરા."

મહેતા જરા સ્વસ્થ બનીને બોલ્યા: "ત્યારે તો મારી જુદી સત્તા જ નહિ રહે. ઉપાસક ઉપાસ્યમાં જ લય થઈ જશે."

માલતીએ ગંભીર બનીને જણાવ્યું: "ના મહેતાજી, હું મહિનાઓ થયાં આ પ્રશ્ન પર વિચાર કરી રહી છું અને છેવટે હું એવા નિર્ણય પર આવી છું કે પતિપત્ની બનીને રહેવા કરતાં મિત્ર બનીને રહેવું એ હજાર દરજ્જે વધુ સુખકર છે. તમે મને ચાહો છો, મારામાં વિશ્વાસ ધરાવો છો અને મને પણ ખાતરી છે કે જો આજે અવસર આવી પડે, તો તમે તમારા પ્રાણનું બલિદાન આપીને પણ મારું રક્ષણ કરો. તમારામાં હું માત્ર મારો પથપ્રદર્શક જ નહિ, પરંતુ મારો રક્ષક પણ પામી છું. હું પણ તમને ચાહું છું, તમારામાં વિશ્વાસ ધરાવું છું અને એવો કોઈ પણ ત્યાગ નથી કે જે તમારા માટે હું ન કરી શકું, અને પરમાત્માને પણ મારી

એટલી જ વિનંતી છે કે મને આ જ માર્ગ ઉપર દૃઢ રાખે. આપણી પૂર્ણતા માટે, આપણા વિકાસ માટે, આથી વધુ બીજું શું જોઈએ? આપણો એક નાનો શો સંસાર રચીને, આપણા આત્માઓને એક નાના શા પિંજરમાં કેદ કરીને, આપણાં સુખદુઃખને આપણા જ સુધી રાખીને, આપણે શું અસીમ નિકટ સુધી પહોંચી શકીશું? એ તો આપણા માર્ગમાં વિઘ્નો જ નાખ્યા કરશે. કેટલાંક એવાં વિરલાં પ્રાણીઓ હોય છે કે જેઓ પગમાં બેડીઓ નાખીને પણ વિકાસપથ પર ચાલી શકે છે અને ચાલે છે. એ પણ હું જાણું છું કે પૂર્ણતાએ પહોંચવા માટે કૌટુંબિક પ્રેમ, ત્યાગ અને બલિદાનનું બહુ મોટું મહત્ત્વ છે. પરંતુ મને મારો આત્મા એટલો દૃઢ નથી જણાતો. જ્યાંસુધી મમત્વ નથી, પોતાપણું નથી, ત્યાંસુધી જીવનનો મોહ નથી. સ્વાર્થનું જોર નથી. જે દિવસે મન મોહમાં આસક્ત થયું નહિ કે આપણે બંધનમાં પડ્યાં નહિ તે જ ક્ષણે આપણી માનવતાનું ક્ષેત્ર સંકોચાઈ જશે, નવી નવી જવાબદારીઓ માથે પડશે અને આપણી બધીય શક્તિ એને પાર પાડવામાં લાગી રહેશે. તમારા જેવા વિચારશીલ, પ્રતિભાશાળી માનવીના આત્માને હું એવા કારાગારમાં કેદ કરી રાખવા નથી ચાહતી. આજપર્યંત તમારું જીવન એક યજ્ઞરૂપ હતું કે જેમાં સ્વાર્થને નહિ જેવું જ સ્થાન હતું. હું એને વધુ નીચું લઈ જવા નથી માગતી. જગતને તમારા જેવા સાધકોની જરૂર છે કે જેઓ પોતાના પોતાપણાને એટલું બધું ફેલાવે કે આખું જગત એમાં પોતામય થઈ જાય. સંસારમાં અન્યાય, આતંક અને ભયની રણહાકો વાગી રહી છે. અંધવિશ્વાસ, કપટધર્મ અને સ્વાર્થનો પ્રકોપ સર્વત્ર છવાઈ ગયેલો છે. તમે એ આર્તપોકાર સાંભળ્યો છે. તમે જો એની મદદે નહિ જાઓ, તો બીજું કોણ જવાનું હતું? અન્ય અસત્ય પ્રાણીઓની જેમ તમે તો એના તરફ કાન બંધ નહિ કરી શકો. તો તો એ જીવન તમારે માટે ભારરૂપ બની જશે. પોતાની વિદ્યા અને બુદ્ધિને, પોતાની જાગૃત

થયેલી માનવતાને હજી પણ વધુ ઉત્સાહ અને વધુ બળ સાથે એ માર્ગ પર લઈ જાઓ. હું પણ તમારી પાછળ પાછળ ચાલીશ. તમારા જીવન સાથે મારું જીવન પણ સાર્થક કરો. મારો તમને આ જ આગ્રહ છે. જો તમારું મન સંસારનાં સુખો તરફ ખેંચાતું હશે, તોપણ હું મારા બધાય પ્રયાસો દ્વારા તેને તે તરફથી હટાવી દઈશ અને ન કરે નારાયણને મને તેમાં નિષ્ફળતા મળી, તો! પરંતુ ત્યારે હું તમારો સાથ આંસુનાં બે બુંદ વહાવીને મૂકી દઈશ. અને પછી કહી શકતી નથી કે મારો શું અંત આવશે, હું કયે માર્ગે વિચરીશ; પરંતુ એક વાત તો ચોક્કસ છે કે આ માર્ગ અન્ય કોઈ પણ હશે, આ સંસારનો માર્ગ તો નહિ જ હોય. બોલો, મને શો આદેશ આપો છો?"

મહેતા શીશ નમાવી સાંભળી રહ્યા. એકએક શબ્દ એમની અંતરની આંખો એ પ્રમાણે ઉઘાડતો જતો હતો કે જાણે એવી ક્યારેય ઊઘડી ન હતી. જે ભાવનાઓ આજપર્યંત એમની સમક્ષ માત્ર સ્વપ્નચિત્રોની જેમ આવતી હતી, તે આજે જીવનસત્ય બનીને સ્પંદિત બની ગઈ હતી. મહેતા પોતાના રોમરોમમાં પ્રકાશ અને ઉત્કર્ષનો અનુભવ કરી રહ્યા હતા. જીવનના મહાન સંકલ્પોની સન્મુખ આપણું બાળપણ પુનઃ આપણી દૃષ્ટિ સમક્ષ જાગૃત થાય છે. મહેતાની દૃષ્ટિ સમક્ષ પણ મધુર બાલ્યસ્મૃતિઓ જાગૃત થઈ ઊઠી કે જ્યારે એ પોતાની વિધવા માતાની ગોદમાં બેસીને મહાન સુખનો અનુભવ કરતા હતા. આજે એ માતા ક્યાં હતી, જરા આવે અને જુએ પોતાના બાળકની આ સુકીર્તિને! મને આશીર્વાદ આપે. તમારો એ જિદ્દી પુત્ર આજે એક નવો જ જન્મ લેતો હતો.

મહેતાએ બન્ને હાથે માલતીના ચરણ પકડ્યા અને કંપતા સ્વરે બોલ્યાઃ "તારો આદેશ શિર પર ચડાવું છું, માલતી!"

અને બન્ને એકાત્મ થઈ ને પ્રગાઢ આલિંગનમાં ડૂબી ગયાં. બન્નેની આંખોમાંથી આંસુઓની ધારાઓ વહી રહી.

# પ્રકરણ ૧૭ મું

સિલિયાનો પુત્ર હવે બે વર્ષનો થવા આવ્યો હતો અને ગામ આખામાં દોડતો ફરતો હતો. તે પોતાની સાથે એક વિચિત્ર ભાષા લાવ્યો હતો અને એમાં જ એ બોલતો હતો, પછી ભલે કોઈ એ સમજે યા ન સમજે. તેની ભાષામાં ટ, લ અને ધ ની કસરત હતી અને સ, ર આદિ વર્ણો ગાયબ થઈ ગયા હતા. એ ભાષામાં રોટીનું નામ ઓટી, દૂધનું નામ તૂત, શાકનું છાક અને કોડીનું તોલી હતું. જનાવરોની બોલીની તો એવી નકલ કરતો કે હસતાં હસતાં લોકોના પેટમાં દુઃખવા આવતું. કોઈક પૂછતુંઃ "રામુ, કૂતરું કેમ ભસે છે?" રામુ ગંભીર ભાવે જવાબ દેતોઃ "ભોં-ભોં!" અને તરત જ કૂતરાની જેમ કરડવા દોડતો. "બિલાડી કેમ બોલે છે?" અને તરત રામુ મ્યાઉં મ્યાઉં કરતો આંખો કાઢીને તાકતો અને નખ વડે ખોતરવા મંડતો. ખૂબ મસ્ત છોકરો હતો. જ્યારે જુઓ ત્યારે રમતમાં જ તલ્લીન, ન ખાવાની સૂધ, કે ન પીવાની સૂધ. ગોદમાં બેસતાં તો એને ચીડ ચડતી. જ્યારે એ બારણા આગળ લીંબડાના ઝાડ નીચે ધૂળમાં ખૂબ આળોટતો હોય, ધૂળ માથે ચડાવતો હોય, તેના ઢગલા કરતો હોય, ઘર બનાવતો હોય, ત્યારે એ એના ચરમ સુખની ક્ષણો બની જતી. પોતાની જ ઉમ્મરનાં બાળકો સાથે તેને ક્ષણ વાર પણ ન બનતું. કદાચ એ એમને પોતાની સાથે રમાડવાને યોગ્ય જ માનતો નહિ હોય!

કોઈ પૂછતું: "તારું નામ શું?"

તરત એ કહેતો: "લામુ."

"તારા બાપનું નામ શું?"

"માતાદીન."

"અને તારી માનું?"

"સિલિયા."

"અને માતાદીન કોણ છે?"

"એ મારો છાલો છે."

કોણ જાણે કોણેય માતાદીન સાથેનો તેનો આ સંબંધ બતાવ્યો હતો!

રામુ અને રૂપાને ખૂબ બનતું. એ રૂપાનું રમકડું હતો. તેને તેલ ચોળતી, મેશ લગાવતી, નવડાવતી, વાળ ઓળતી, પોતાના હાથે કોળિયા વાળી તેને ખવડાવતી અને કયારેક તો તેને પોતાના ભેગી જ રાતના સુવાડતી. ધનિયા ઘણીયે ધમકાવતી કે તું બધું અભડાવી મારે છે, પરંતુ એ કોઈનુંય ન સાંભળતી. ચીંથરાની ઢીંગલીઓએ એને માતાં બનતાં શીખવ્યું હતું. એ માતૃભાવના આ જીવતુંજાગતું બાળક મેળવીને હવે ઢીંગલીઓથી સંતુષ્ટ નહોતી થઈ શકતી.

હોરીના ઘરની પાછળ, જ્યાં કોઇ જમાનામાં એની કોઢ હતી, એના જ ખંડેરમાં સિલિયા ઘાસની એક છાપરી બાંધીને રહેતી હતી. હોરીના ઘરમાં તો કાંઈ આખી જિંદગી વિતાવાય નહિ જ ને!

માતાદીનને કેટલાય પૈસાનું પાણી કરાવ્યા બાદ છેવટે કાશીના પંડિતોએ પુનઃ બ્રાહ્મણ બનાવી દીધો હતો. તે દિવસે મોટો હવન થયો, કેટલાય બ્રાહ્મણોએ મિષ્ટાન્ન ઉડાવ્યાં અને કેટલાય મંત્રો અને શ્લોકોનું રટણ થયું હતું. માતાદીનને શુદ્ધ છાણ અને ગૌમૂત્ર પીવું

પડ્યું હતું. છાણ ખાધાથી એનું મન પવિત્ર થઈ ગયું. મૂત્ર પીધાથી તેના આત્માનાં અશુચિતાનાં કીટાણું મરી ગયાં.

પરંતુ એક પ્રકારે આ પ્રાયશ્ચિત્તે તેને ખરેખર પવિત્ર બનાવી દીધો હતો. હોમના પ્રચંડ અગ્નિકુંડમાં તેની માનવતા તરી આવી અને હોમની જ્વાળાના પ્રકાશમાં તેણે ધર્મના સ્તંભોને બરાબર રીતે પારખી લીધા. તે દિવસથી તેને ધર્મના નામ પ્રત્યે ચીડ થઈ ગઈ હતી. તેણે જનોઈ ઉતારીને ફેંકી દીધી અને ગોરપદું જઈને ગંગામાં ડુબાડી આવ્યો. હવે એ પાકો ખેડૂત બન્યો હતો. તેણે એ પણ જોયું કે જો કે વિદ્વાનોએ તેના બ્રાહ્મણત્વનો સ્વીકાર કર્યો હતો, છતાં જનતા હજી પણ તેના હાથનું પાણી પીતી ન હતી. તેની પાસે આવીને મુહૂર્ત પૂછે છે, લગનની તૈયારી કરાવે છે, પર્વને દિવસે તેને દાન પણ આપે છે; પરંતુ તેને પોતાનાં વાસણોને અડકવાં નથી દેતી.

જે દિવસે સિલિયાએ બાળકને જન્મ આપ્યો, તે દહાડે તેણે એવડી માત્રામાં ભાંગ પીધી અને ગર્વથી જાણે કે તેની છાતી ફૂલી ગઈ અને આંગળીઓ વારંવાર મૂછોને વળ દેવા લાગી. બાળક કોના જેવું હશે? પોતાના જ જેવું? શી રીતે એને જોઈ શકાય? તેનું મન તલસી તલસીને રહી ગયું.

ત્રીજા દિવસે રૂપા એને ખેતરમાં મળી. તેણે પૂછ્યું: "રૂપા, તેં સિલિયાનો છોકરો જોયો?"

રૂપા બોલી: "જોયો કેમ નથી? રાતો રાતો છે, ખૂબ મોટો, મોટી મોટી આંખો છે અને માથામાં ભૂખરા વાળ છે. એવો તો જોઈ રહે છે!"

માતાદીનના હૃદયમાં જાણે કે આ બાળક આવીને બેઠું હતું અને હાથપગ ઉછાળતું હતું તેની આંખોમાં જાણે કે કેફ છવાઈ ગયો. તેણે એ કિશોરી રૂપાને તેડી લીધી, પછી ખભે બેસાડી અને પછી હેઠે ઉતારીને તેને બચ્ચીઓ કરી.

રૂપા વાળ સમા કરતી, સાહસિક બનીને બોલી: "ચાલો, હું તમને દૂરથી દેખાડું. ઓસરીમાં જ છે. સિલિયાબહેન કોણ જાણે કેમ આખો દહાડો રોયા જ કરે છે."

માતાદીને મોં ફેરવી લીધું. તેની આંખો સજળ થઈ ગઈ હતી અને ઓઠ કાંપતા હતા. એ રીતે જ્યારે આખું ગામ સૂઈ ગયું અને વૃક્ષો અંધકારમાં ડૂબી ગયાં, ત્યારે એ સિલિયાનાં દ્વાર નજીક આવ્યો અને જેમાં સારીય દુનિયાનું સંગીત, આનંદ અને માધુર્ય ભર્યાં હતાં, એવું પોતાના પુત્રનું રુદન તન્મય બની એકીશ્વાસે સાંભળી રહ્યો.

સિલિયા બાળકને હોરીના ઘરમાં ખાટલામાં સુવાડીને મજૂરીએ જતી. માતાદીન કોક ને કોક બહાનું કાઢી હોરીને ત્યાં આવતો અને આડી નજરે બાળકને નિહાળીને પોતાનું હૈયું, આત્મા અને આંખોને ટાઢી કરતો.

ધનિયા સ્મિત કરતી કહેતી: "શરમાઓ છો શું કરવા, તેડી લોને! વહાલ કરો, આ તમારો હૈયાનો હાર કેવો છે તે તો જરા જોઈ જુઓ! બરાબર તમારા જેવો જ છે!"

માતાદીન એકાદ બે રૂપિયા સિલિયાને માટે ત્યાં ફેંકીને ચાલ્યો જતો. બાળકની સાથે તેનો આત્મા પણ વૃદ્ધિ પામતો જતો હતો, ખીલતો હતો, ચમકતો હતો. હવે એના જીવનનો પણ એક ઉદ્દેશ્ય હતો, એક વ્રત હતું. તેમાં સંયમ આવી ગયો હતો, ગંભીરતા આવી ગઈ હતી, જવાબદારી આવી ગઈ હતી.

એક દિવસ રામુ ખાટલામાં સૂતો હતો. ધનિયા ક્યાંક બહાર ગઈ હતી. રૂપા પણ બહાર બીજાં રમતાં બાળકોનો શોરબકોર સાંભળી રમવા ચાલી ગઈ હતી. તે જ વખતે માતાદીન ત્યાં આવી પહોંચ્યો. બાળક નીલાકાશ તરફ જોતો, તેનામાં અત્યારે જે તાજો હતો એવા જીવનના એ ઉલ્લાસસહ એ હાથ પગ ઉછાળતો હતો અને હુંકારા દઈ રહ્યો હતો. માતાદીનને જોઈને બાળક હસી પડ્યો. માતાદીન સ્નેહ

વિહ્‌વળ થઈ ગયો. તેણે બાળકને તેડીને છાતી સરસું ચાંપી દીધું. જેમ પાણીની લહેરોમાં પ્રકાશની રેખાઓ કંપી ઊઠે તેમ, તેનો આખોય દેહ તથા હૃદય–પ્રાણ રોમાંચિત થઈ ઊઠયાં. બાળકની ઊંડી, નિર્મળ, અગાધ, આનંદપૂર્ણ આંખોમાં જાણે એને જીવનનું સત્ય મળી ગયું. તેને એક પ્રકારના ભય જેવું લાગ્યું, જાણે કે એ દૃષ્ટિ તેને ખટકતી હતી—પોતે કેટલો અપવિત્ર હતો, પોતે ઈશ્વરના આ પ્રસાદને શી રીતે અડકી શકે! તેણે બાળકને સશંક મન સાથે પુનઃ સુવડાવી દીધું. તે જ વખતે રૂપા બહારથી આવી અને તે બહાર ચાલ્યો ગયો.

એક દિવસ ખૂબ કરા પડ્યા. સિલિયા ઘાસ વેચવા ગઈ હતી. રૂપા પોતાની રમતમાં મગ્ન હતી. રામુ હવે બેસતાં શીખ્યો હતો; કાંઈક કાંઈક બોલતાં પણ શીખ્યો હતો. તેણે આંગણામાં કરા પડેલા જોયા, એટલે એ સમજ્યો કે પતાસાં પડ્યાં છે. તેણે લઈને એ ખૂબ ખાધા અને એમાં ખૂબ રમ્યો. રાતના એને તાવ ચઢી આવ્યો. બીજે દિવસે ત્રિદોષ થઈ ગયો અને ત્રીજે દિવસે સંધ્યાસમયે સિલિયાના ખોળામાં જ એણે દેહ મૂકી દીધો.

પરંતુ બાળક મરી જતાં પણ એ સિલિયાના જીવનનું કેન્દ્ર બની રહ્યો હતો. તેની છાતીમાં ધાવણ ઊભરાઈ આવતું અને સાડલો પલળી જતો. તે જ ક્ષણે સિલિયાની આંખોમાંથી આંસુ પણ વહેવા લાગતાં. પહેલાં જ્યારે બધા કામકાજમાંથી પરવારી રાતના એ રામુને હૈયે વળગાડી સ્તન તેના મોંમાં આપતી, ત્યારે જાણે કે એનામાં બાળક શી સ્ફૂર્તિ આવી જતી. તે સમયે એ મીઠાં મીઠાં ગીતો ગાતી, મધુરાં સ્વપ્ન જોતી અને નવા નવા સંસાર રચતી કે જેમાં રામુ રાજા હોય! હવે બધા કામકાજથી પરવારી એ પોતાની સૂની ઝૂંપડીમાં રોતી અને એનો પ્રાણ જ્યાં અત્યારે તેનું બાળક રમતું હશે એ દેશમાં ઊડી જવા માટે તલસતો. આખું ગામ એના દુઃખમાં ભાગ લેતું હતું. રાકુ કેટલો બધો ચંચળ હતો! જે કોઈ બોલાવતું, તેની પાસે

તરત જતો. મરી જવા છતાં તથા માનવી તેને ન મેળવી શકે તેવા સ્થાને જવા છતાં પણ તે પહેલાં કરતાં પણ વધુ પ્રિય થઈ ગયો હતો. તેની છાયા તેના કરતાંય વધુ સુંદર, વધુ ચંચળ અને વધુ લોભામણી થઈ ગઈ હતી.

માતાદીન તે દિવસે ખુલ્લો પડ્યો. પડદો હોય છે હવાને માટે. આંધી વખતે પડદો ઉઠાવીને દૂર મૂકી દેવામાં આવે છે કે ક્યાંક હવા સાથે ઊડી ન જાય. તેણે શબને બન્ને હાથમાં ઊંચકી લીધું અને એકલો નદીતટે લઈ ગયો કે જે હવે એક માઈલનો પટ મૂકી દઈને એક પાતળી ધારામાં સમાઈ ગઈ હતી. આઠ દહાડા સુધી એના હાથ સીધા ન થઈ શક્યા. એ દિવસે એ જરા પણ નહોતો લજવાયો, જરા પણ નહોતો ખચકાયો.

અને કોઈ કશું બોલ્યું પણ નહિ, ઊલટું બધાએ તેના એ સાહસ અને દૃઢતાની તારીફ કરી.

હોરીએ કહ્યું: “પુરુષનો ધરમ જ એ છે. જેનો હાથ એક વાર ઝાલ્યો, તે ઠેઠ સુધી પકડી જાણવો.”

ધનિયાએ આંખો નચાવતાં કહ્યું: “હવે બહુ વખાણ ન કરશો; નકામો જીવ બળે છે. આ મોટો પુરુષ હશે? હું તો એને નામરદ કહું છું. જ્યારે હાથ પકડ્યો હતો ત્યારે એ શું દૂધ પીતો હતો કે સિલિયા બ્રાહ્મણી થઈ ગઈ હતી?”

એક મહિનો વીતી ગયો. સિલિયા પુનઃ મજૂરીએ જવા લાગી. સંધ્યા થઈ ગઈ હતી. પૂર્ણિમાનો ચંદ્રમા ખિલખિલાટ કરતો ચમકતો હતો. સિલિયાએ વાઢી લીધેલા ખેતરમાંથી જવનાં ઠૂંઠાં એકઠાં કરી ટોપલામાં ભર્યાં હતાં અને ઘેર જવાની તૈયારી કરતી હતી કે તેની નજર ચંદ્ર પર પડી અને દર્દભરી સ્મૃતિઓની જાણે ધારા જ વહેવા લાગી ગઈ. સાડલાનો છેડો ધાવણથી ભીંજાઈ ગયો અને મુખ આંસુઓથી! તેણે માથું નમાવી દીધું અને જાણે એ રુદનનો આનંદ લેવા લાગી.

સહસા કોઈના આવવાનો અવાજ સાંભળી એ ચમકી. માતાદીન પાછળથી સામે આવીને ઊભો રહ્યો અને બોલ્યો: "ક્યાં સુધી હવે રોયા કરીશ, સિલિયા! રોયે એ હવે કાંઈ પાછો તો નહિ જ આવે!" અને એમ કહેતાં કહેતાં એ પોતે જ રડી પડ્યો.

સિલિયાના કંઠમાં આવેલા ભર્ત્સનાના શબ્દો પીગળી ગયા. અવાજને સ્થિર કરીને તે બોલી: "તમે આજે અહીં ક્યાંથી?"

માતાદીન કાતર બનીને બોલ્યો: "અહીં થઈને જતો હતો; તને બેઠેલી જોઈને આવ્યો."

"તમે તો એને રમાડવા પણ ન પામ્યા!"

"ના સિલિયા, એક દહાડો રમાડ્યો હતો."

"સાચું!"

"સાચું!"

"હું ક્યાં ગઈ હતી?"

"તું ઘાસ વેચવા ગઈ હતી."

"તમારા ખોળામાં રોયો નહોતો?"

"ના સિલિયા, ઊલટો એ તો હસતો હતો."

"સાચું?"

"સાચું."

"બસ, એક દહાડો જ રમાડ્યો હતો?"

"હા, એક જ દહાડો, પરંતુ એને જોવા તો રોજ આવતો. તેને ખાટલામાં રમતાં જોતો અને દિલ દબાવીને ચાલ્યો જતો."

"બરાબર તમારા ઉપર જ પડ્યો હતો."

"મને તો પસ્તાવો થાય છે કે મેં નાહક તે દહાડે તેને મારા ખોળામાં લીધો. આ મારાં પાપનો જ દંડ છે."

સિલિયાની આંખોમાં ક્ષમા ઝળકતી હતી. તેણે ટોપલો માથે લીધો અને ઘર તરફ ચાલી. માતાદીન પણ તેની સાથે સાથે ચાલવા લાગ્યો.

સિલિયા બોલી: "હું તો હવે ધનિયાકાકીના ડેલામાં રહું છું. ત્યાં ઘરમાં હવે નથી ગમતું."

"ધનિયાકાકી રોજ મને શિખામણ દેતાં."

"સાચું?"

"હા, જ્યારે મળતાં ત્યારે એ બે બોલ કહેતાં."

ગામ નજીક આવતાં સિલિયાએ કહ્યું: "ઠીક, હવે તમે અહીંથી તમે તમારે ઘેર જાઓ. ક્યાંક પંડિતજી પાછા જોઈ ન જાય."

માતાદીને ગરદન ઊંચી કરીને કહ્યું: "હું હવે કોઈથીય નથી ડરતો."

"ઘરમાંથી કાઢી મૂકશે તો ક્યાં જશો?"

"મેં મારું ઘર નક્કી કરી રાખ્યું છે."

"સાચું?"

"હા, સાચું."

"ક્યાં છે? મેં તો ન જોયું."

"ચાલ, દેખાડું."

બન્ને આગળ વધ્યાં. માતાદીન આગળ હતો, સિલિયા પાછળ. હોરીનું ઘર આવી ગયું. માતાદીન તેની પાછળ જઈને સિલિયાની ઝૂંપડી સમક્ષ ઊભો રહ્યો અને બોલ્યો: "આ જ મારું ઘર."

સિલિયાએ અવિશ્વાસ, ક્ષમા, વ્યંગ્ય અને દુ:ખભર્યા સ્વરે કહ્યું: "આ તો સિલિયા ચમારણનું ઘર છે!"

માતાદીને બારણાની સાંકળ ઉઘાડતાં કહ્યું: "આ મારી દેવીનું મંદિર છે."

સિલિયાની આંખો ચમકવા લાગી. તે બોલી: "મંદિર છે એટલે એક લોટો પાણીનો રેડીને ચાલ્યા જશો!"

માતાદીને તેના માથેથી ટોપલો ઉતારતાં, કંપતા સ્વરે જવાબ આપ્યો: "ના સિલિયા, હવે તો જ્યાંસુધી આ દેહમાં પ્રાણ હશે, ત્યાંસુધી તારા શરણમાં જ રહીશ, તારી જ પૂજા કરીશ."

"જૂઠું બોલો છો."

"ના, તારા ચરણસ્પર્શ કરીને કહું છું. સાંભળ્યું હતું કે પટવારીનો છોકરો ભુનેસરી બહુ તારી પાછળ પડ્યો હતો અને તેં પણ એની સારી ખબર લઈ નાખી."

"તમને કોણે કહ્યું?"

"ભુનેસરી પોતે જ કહેતો હતો."

"સાચું?"

"હા, સાચું."

સિલિયાએ દીવી સળગાવી. એક ખૂણામાં માટીનો ઘડો હતો, બીજા ખૂણામાં ચૂલો હતો; જ્યાં બે ત્રણ પિત્તળ અને લોઢાનાં વાસણ માંજી–ધોઈને ગોઠવેલાં હતાં. વચમાં પરાળ પાથરેલું હતું; એ જ સિલિયાનું બિછાનું હતું. એ બિછાનાના ઓશીકા આગળ રામુની નાની ખાટલી જાણે કે રુદન કરતી હતી અને એની જ પાસે માટીના બેત્રણ હાથીઘોડા વગેરે રમકડાં અંગભંગ દશામાં પડેલાં હતાં. જ્યારે માલિક જ નહોતો રહ્યો, પછી કોણ એમની દેખરેખ રાખે! માતાદીન પરાળ પર બેઠો. કાળજું ભરાઈ આવ્યું હતું. અત્યારે એને દિલ ખોલીને રોવાનું મન થતું હતું.

સિલિયાએ તેના બરડા પર હાથ ફેરવતાં કહ્યું: "તમને હું ક્યારેય યાદ આવતી હતી?"

માતાદીને તેનો હાથ પકડી હૃદયસહ લગાવી જણાવ્યું: "તું તો હરદમ મારી આંખો સમક્ષ ફર્યા કરતી. તું મને ક્યારેય યાદ કરતી હતી ખરી?"

"મારો તો તમારે માટે જીવ બળતો હતો."

"અને દયા નહોતી આવતી?"

"ના, જરાય નહિ."

"તો ભુનેસરી . . ."

"બહુ થયું, હવે રહેવા દો. મને તો ડર લાગે છે કે ગામના માણસો શું કહેશે?"

"જેઓ સમજુ છે, એ એમ કહેશે કે એ જ એનો ધર્મ હતો. બાકી જેઓ ખરાબ છે, એમની હું પરવા નથી રાખતો."

"અને તમારે માટે રાંધશે કોણ?"

"મારી રાણી સિલિયા!"

"તો પછી તમે બ્રાહ્મણ શી રીતે રહી શકશો?"

"હું બ્રાહ્મણ નહિ, ચમાર જ રહેવા માગું છું. જે પોતાનો ધર્મ પાળે તે જ બ્રાહ્મણ છે, જે ધર્મ પ્રતિ મોં ફેરવી લે, તે ચમાર જ છે."

સિલિયા તેના ગળામાં હાથ નાખી તેના વક્ષઃસ્થળમાં સમાઈ ગઈ.

# પ્રકરણ ૧૮ મું

**હોરીની** દશા દહાડે દહાડે ખરાબ થતી જતી હતી. જીવનનાં સંઘર્ષણમાં સદૈવ એની જ હાર થતી, પરંતુ એ કદાપિ હિમ્મત નહોતો હારતો. પ્રત્યેક હાર જાણે કે એને કિસ્મત સાથે નવેસરથી લડવાની શક્તિ આપતી હતી, પરંતુ હવે એ એક એવી અંતિમ દશાએ પહોંચી ગયો હતો કે જ્યારે તેનામાં આત્મવિશ્વાસ નહોતો રહ્યો. પોતે જો પોતાના ધર્મ પર પણ અચળ રહી શકચો હોત, તોપણ એ કાંઈક સંતોષ માનત, પરંતુ એવું પણ નહોતું રહ્યું. તેણે દાનત પણ બગાડી, અધર્મ પણ કર્યો, ટૂંકમાં એક પણ એવું ખરાબ કામ નહોતું રહ્યું કે જે એણે ન કર્યું હોય; પરંતુ જીવનની એક પણ અભિલાષા પૂરી નહોતી થઈ અને સારા દિવસો તો મૃગતૃષ્ણાની ભ્રાંતિ દૂર ને દૂર જ જતા ગયા, એટલે સુધી કે હવે એને એનો પણ ભ્રમ નહોતો રહ્યો—ખોટી આશાની હરિયાળી અને ચમક પણ નજરે નહોતી પડતી. હારેલા મહિપતિની જેમ તેણે પોતાની જાતને પોતાના ત્રણ વીઘાના ખેતરમાં કેદ કરી લીધી હતી અને તેને પ્રાણની જેમ તે સાચવી રહ્યો હતો. ભૂખ વેઠી, બદનામી લીધી, મજૂરી કરી, છતાં એ ખેતરરૂપી કિલ્લાને હાથમાંથી જવા નહોતો દીધો; પરંતુ હવે એ કિલ્લો પણ હાથમાંથી જવા બેઠો હતો. ત્રણ વર્ષનું મહેસૂલ ચઢી ગયું હતું અને હવે પંડિત નોખેરામે તેના પર ખેતરનો કબજો મેળવવાનો દાવો દાખલ કર્યો હતો. કયાંયથી

પૈસા મળવાની આશા નહોતી. હવે તો જમીન હાથમાંથી ચાલી જતાં શેષ આયુષ્ય મજૂરી કરી વિતાવવાની પરિસ્થિતિ આવી પહોંચી હતી. ખેર, જેવી ઈશ્વરની ઇચ્છા! એમાં રાયસાહેબને શો દોષ દેવો! ખેડૂતો ઉપર તો એમનો ગુજારો છે! એક જ ગામમાં ખેતરોનો કબજો મેળવવા માટે અડધા કરતાં વધુ ખેડૂતો પર દાવા દાખલ થઈ ચૂક્યા છે. ભલે તેમ થયું. જેવી દશા બીજાઓની થશે, તેવી પોતાની થશે. કિસ્મતમાં જો સુખ લખાયેલું જ હોત, તો છોકરો જ શું કરવા ચાલ્યો જાત! સાંજ પડી ગઈ હતી. તે આ જ ચિંતામાં ડૂબેલો હતો તે વખતે પંડિત દાતાદીને આવીને કહ્યું: "શું થયું હોરી, તમારા દાવાની બાબતમાં? આજકાલ તો મારે પણ નોખેરામ સાથે બોલચાલ બંધ છે. કશું સમજાતું નથી. સાંભળ્યું છે કે હવે મુદતને પંદરેક દહાડા જ બાકી છે."

હોરીએ એમને ખાટલો ઢાળી આપતાં કહ્યું: "એ માલિક છે, એમને ઠીક લાગે એમ કરે. મારી પાસે પૈસા હોત, તો આવી દુર્દશા શું કરવા થાત? હું નથી ખાઈ ગયો કે નથી મેં પૈસા ક્યાંય એલફેલમાં ઉડાવ્યા, પરંતુ ઉપજ જ જ્યાં ન હોય અને જે થોડીઘણી આવે, તે ટકાના તોલના હિસાબે વેચાય, પછી ખેડૂત તે બિચારો શું કરે?"

"પરંતુ મિલકત તો બચાવી જ લેવી પડશે ને! નહિ તો પછી ગુજારો શાના ઉપર ચાલશે! બાપદાદાની આટલી નિશાની બાકી રહી છે, એ પણ જો હાથમાંથી ચાલી ગઈ, તો પછી ક્યાં ઊભા રહેશો?"

"ભગવાનની ઇચ્છા હશે તેમ થશે, એમાં આપણું શું ચાલવાનું?"

"એક ઉપાય છે, જો તમે કરો તો!"

હોરીને જાણે કે આત્મદાન મળ્યું. તે દાતાદીનના પગ પકડીને બોલ્યો: "મોટી કૃપા થશે મહારાજ, તમારા સિવાય મારું બીજું કોણ છે? હું તો હવે સાવ પાણીમાં બેઠો છું."

"એમાં પાણીમાં બેસવા જેવી વાત નથી. બસ, એટલું જ

સમજી લો કે સુખમાં માણસનો ધરમ કાંઈક જુદો હોય છે, અને દુઃખમાં કાંઈક જુદો જ. સુખમાં માણસ દાન આપે છે, પરંતુ દુઃખમાં એ પોતે ભીખ સુધ્ધાં માગે છે. તે સમયે માણસનો એ જ ધરમ થઈ જાય છે. શરીર સારું હોય ત્યારે અમે વિના સ્નાન-પૂજા કર્યે મોંએ પાણી પણ નથી અડકાડતા, પરંતુ માંદા હોઈએ ત્યારે વગર નહાયેધોયે, કપડાં પહેરીને જ, ખાટલા પર બેઠાં બેઠાં ખાઈએ છીએ. તે સમયનો એ જ ધરમ હોય છે. અહીં અમારા ને તમારા વચ્ચે કેટલો બધો ભેદ છે, પરંતુ જગન્નાથપુરીમાં તો એવું કશું જ નથી. ઊંચનીચ બધાય એક જ પંગતે બેસીને ખાય છે. આપત્તિકાળમાં શ્રી રામચંદ્રજીએ શબરીનાં એઠાં ફળ ખાધાં હતાં, વાલીનો છુપાઈને વધ કર્યો હતો. આપત્તિ વખતે ભલભલાના છક્કા છૂટી જાય છે, તો આપણે તે શા હિસાબમાં! રામસેવક પટેલને તો ઓળખો છો ને?"

હોરીએ નિરુત્સાહ બનીને કહ્યું: "હા, કેમ ન ઓળખું?"

"એ મારો જજમાન છે. અત્યારે એને ત્યાં ભગવાનની લહેર છે. ખેતી પણ કરે છે અને લેણદેણ પણ ચાલે છે. એના જેવો પ્રભાવશાળી માણસ આટલામાં બીજો કોઈ નથી. હમણાં એ રાંડયો છે. પાછળ છોકરુંછૈયું નથી; એટલે જો પૈસા લઈને રૂપાનાં લગ્ન એની સાથે કરવાની ઇચ્છા હોય, તો હું એને સમજાવું. મારું વેણ એ પાછું નહિ ઠેલે. છોકરી પણ મોટી થઈ ગઈ છે અને હવે જમાનો પણ દહાડે દહાડે ખરાબ આવતો જાય છે. ક્યાંય જો કાંઈક બની ગયું, તો મોઢાં કાળાં થઈ જતાં વાર ન લાગે; માટે આવો સારો અવસર ફરીફરીને હાથમાં નહિ આવે. છોકરીનાં લગ્ન પણ થઈ જશે અને તમારું ખેતર પણ બચી જશે. બધીય ઉપાધિઓમાંથી છૂટા થઈ જશો."

રામસેવક હોરી કરતાં બેચાર વર્ષે જ નાનો હતો. એવા માણસ સાથે રૂપાનાં લગ્ન કરવાનો પ્રસ્તાવ જ અપમાનજનક હતો.

ક્યાં ફૂલ જેવી રૂપા અને ક્યાં એ બુઢ્ઢોખખ્ખ! જીવનમાં હોરીએ ઘણા સખ્ત આઘાતો સહ્યા હતા, પરંતુ આ આઘાત સૌથી વધુ સખ્ત હતો. આજે એના એવા દહાડા આવ્યા હતા કે એની સમક્ષ એની છોકરી વેચવાની વાત થતી હતી અને તેનામાં ઇનકાર કરવાનું સાહસ પણ નહોતું. ગ્લાનિનું માર્યું તેનું મસ્તક નમી ગયું.

દાતાદીને એક મિનિટ બાદ પૂછ્યું: "તો પછી શું કહો છો?"

હોરીએ અસ્પષ્ટતાથી કહ્યું "જરા વિચાર કરીને જણાવીશ."

"આમાં વિચાર કરવા જેવું છે શું?"

"ધનિયાને પણ પૂછવું પડશે ને!"

"તમારી મરજી છે કે નહિ?"

"જરા વિચાર કરી લેવા દો મહારાજ, આજ સુધી મારા કુળમાં આવું નથી બન્યું, એ આબરૂ પણ સાચવવી જોઈએ ને!"

"પાંચ છ દહાડામાં જે હોય તે જણાવી દેજો. પછી એમ ન બને કે તમે વિચાર કરવામાં જ રહી જાઓ અને જપ્તી આવી પહોંચે."

દાતાદીન ચાલ્યા ગયા. હોરી માટે તો એમને કશો સંદેહ ન હતો—હતો માત્ર ધનિયાનો. એનું નાક બહુ મોટું છે. મરી જશે, પણ કુળમર્યાદા નહિ છોડે; પરંતુ હોરી જો હા પાડશે, તો પછી એ ઘણીય રોઈકકળીને માની જશે. ખેતર હાથમાંથી જતાં પણ આબરૂ તો જવાની જ ને! ધનિયાએ આવીને પૂછ્યું: "પંડિતજી કેમ આવ્યા હતા?"

"અમસ્તા જ, આ દાવાની વાતચીત કરવા."

"મોંએ મીઠી વાતો કરતા હશે; એમ તો નથી થતું કે લાવો સો રૂપિયા ધીરીએ."

"હવે માગી શકાય એવું પણ રહ્યું નથી ને!"

"તો પછી અહીં એ આવે છે શું કરવા?"

"પૈસા લઈને લગ્ન કરવાની વાત હતી."

"કોની સાથે!"

"રામસેવકને તો ઓળખે છે ને? એની સાથે."

"મેં વળી એને ક્યારે જોયો છે? હા, નામ તો ઘણા દહાડાથી સાંભળ્યું છે; પણ એ તો ડોસો હશે."

"ડોસો તો નથી; બાકી આધેડ ઉમ્મરનો કહી શકાય."

"તમે પંડિતને રોકડું પરખાવી ન દીધું? હું હોત તો એવી સંભળાવત કે ફરી આ ભૂલી જાત."

"સંભળાવી તો નહોતી, પણ ના પાડી દીધી હતી. એ તો કહેતા હતા કે લગ્નમાં પણ પાઈ ખરચ કરવી નહિ પડે અને ખેતર પણ બચી જશે."

"સાફસાફ કેમ નથી કહેતા કે છોડી વેચવાની વાત કરતો હતો. એ ડોસાની હિમ્મત પણ જબરી છે ને!"

પરંતુ જેમ જેમ હોરી આ પ્રશ્ન પર વધુ વિચાર કરતો જતો હતો, તેમ તેમ તેનો દુરાગ્રહ ઓછો થતો જતો હતો. કુળમર્યાદાની શરમ તેને પણ કાંઈ ઓછી ન હતી; પરંતુ જેને અસાધ્ય રોગ લાગુ પડ્યો હોય છે, તે પથ્યાપથ્યની ક્યારે પરવા રાખે છે! એ જ રીતે દાતાદીન સમક્ષ હોરીએ કાંઈક એવો ભાવ પ્રગટ કર્યો હતો કે જેને સ્વીકૃત ન કહી શકાય, પરંતુ અંદરથી તો એ પીગળી ગયો હતો. ઉમ્મરનો પ્રશ્ન તો કાંઈ બહુ અડચણરૂપ ન હતો. મરવુંજીવવું તો કિસ્મતને આધીનની વાત હતી. ડોસા બેસી રહે છે અને જુવાનજોધ જેવા આંખના પલકારામાં ઊડી જાય છે. રૂપાનાં નસીબમાં જો સુખ લખ્યું હશે તો ત્યાં પણ એ સુખ પામશે અને દુઃખ લખ્યું હશે તો સુખી ઘરમાં પણ દુઃખ પામશે અને છોકરી વેચવાની તો વાત જ નહોતી. પોતે એની પાસેથી જે કાંઈ લેશે, તે કરજ ગણીને લેશે અને હાથમાં પૈસા આવતાં જ ચૂકવી દેશે, એમાં શરમ કે અપમાનની કશી વાત જ નહોતી. બેશક, પોતાની જો સ્થિતિ સારી હોત, તો પોતે રૂપાનાં લગ્ન જરૂર કોઈ જુવાન છોકરા સાથે અને સારું કુળ

જોઈને કરત, પહેરામણી પણ આપત, જાનને ખવડાવવા–પિવડાવવામાં પણ ખૂબ દિલ મોકળું રાખીને ખરચ કરત; પરંતુ જ્યારે ઈશ્વરે જ એને એ લાયક નહોતો રાખ્યો, તો પછી કંકુની કન્યા સિવાય પોતે બીજું શું કરી શકે! લોકો હસશે, પરંતુ જે લોકો માત્ર હસે છે અને મદદ કશી જ નથી કરતા એમના હસવાની પોતે શું કરવા પરવા રાખવી! મુશ્કેલી માત્ર એટલી જ હતી કે ધનિયા રાજી નહિ થાય. એ અક્કલ વગરની તો છે જ! એ તો ભૂતકાળના ગૌરવનાં ગાણાં ગાયા કરશે. અત્યારે કુળની પ્રતિષ્ઠા સાચવવાનો અવસર નહોતો, અત્યારે તો પોતાનો જાન બચાવી લેવાનો સમય હતો. એવી મોટી લાજવાળી હોય તો લાવે પાંચસો, પણ છે ક્યાં?

બે દિવસ વીતી ગયા અને આ વિષય પર બન્નેને કશી વાતચીત ન થઈ. હા, બન્ને સાંકેતિક ભાષામાં વાતો કર્યાં કરતાં.

ધનિયા કહેતી: "વરકન્યાની સરખેસરખી જોડી હોય ત્યારે જ લગ્નનો આનંદ ગણાય."

હોરી જવાબ દેતો: "લગ્ન એ આનંદની વાત નથી હોતી ગાંડી, એ તો એક તપસ્યા હોય છે."

"જોઈ મોટી તમારી તપસ્યા!"

"હું સાચું કહું છું. ભગવાન માણસને જે સ્થિતિમાં મૂકે, તે સ્થિતિમાં સુખ માનવું એ તપસ્યા નહિ તો બીજું શું?"

બીજે દિવસે ધનિયાએ વૈવાહિક આનંદની બીજી દલીલ શોધી કાઢી. ઘરમાં જ્યાંસુધી સાસુસસરો, નણંદદિયર, દેરાણીજેઠાણી ન હોય, ત્યાંસુધી સાસરાનું સુખ જ વળી કેવું. થોડા દહાડા તો દીકરી નવવધૂનું સુખ પામે! હોરીએ જણાવ્યું: "એ વૈવાહિક જીવનનો આનંદ નથી, એ તો દંડ છે."

ધનિયા ધણધણી ઊઠી: "તમારી તો વાતો જ જુદી છે. વહુ એકલી ઘરમાં શી રીતે રહે, આગળપાછળ કોક તો જોઈએ જ ને?"

હોરી બોલ્યો: "તું અહીં આવી ત્યારે એક નહિ બબ્બે દિયર હતા, સાસુસસરો પણ હતાં; પણ તેં શું સુખ માણ્યું, કહે જોઈએ?"

"શું બધેય એવાં જ માણસો હોતાં હશે?"

"નહિ તો શું ત્યાં આકાશની દેવીઓ આવતી હશે? એકલી તો વહુ અને એના પર હકુમત કરનારાં ઘરનાં બીજાં બધાંય. બિચારી કોને કોને રાજી રાખે? જેનું કહ્યું ન માને એ એનું દુશ્મન! આ તો હું ભલી ને મારું ઘર!"

છતાંય વાત અહીં સુધી જ આવીને અટકી ગઈ, પરંતુ ધનિયાનું ત્રાજવું હલકું થતું જતું હતું. ચોથે દહાડે રામસેવક પટેલ પોતે આવી પહોંચ્યા. મોટા થનગનતા ઘોડા પર સવાર થઈને, સાથે એક હજામ અને એક ચાકર—જાણે કોઈ મોટા જમીનદાર હોય એમ આવ્યા હતા. ઉમ્મર ચાળીસ કરતાં વધુ હતી, વાળ પણ બધા ખીચડી થઈ ગયા હતા, પરંતુ ચહેરા પર ચમક હતી અને દેહ હજી મજબૂત હતો. હોરી તો એમની સમક્ષ સાવ ઘરડો લાગતો હતો. કોક મુકદ્દમાની પેરવી કરવા જતા હતા અને અહીં જરા બપોરા ગાળવા ઊતર્યા હતા. તાપ સખ્ત પડતો હતો અને લૂ તો એવી વાતી હતી કે વાત ન પૂછો. હોરી વાણિયણની દુકાને જઈને ઘઉંનો લોટ અને ઘી લઈ આવ્યો. ત્રણે મહેમાન જમ્યા. દાતાદીન પણ આશીર્વાદ દેવા આવી પહોંચ્યા. વાતો થવા માંડી. દાતાદીને પૂછ્યું: "શાનો મુકદ્દમો છે, પટેલ?"

રામસેવકે પોતાનો પ્રભાવ પાડતાં જણાવ્યું: "અમારે તો રોજ દાવાદૂવી ચાલતાં જ હોય, મહારાજ! દુનિયામાં ગાય બનીને રહ્યે ન ચાલે. જેટલા દબાઈએ, એટલા જ લોકો વધારે દબાવે. સિપાઈ–પોલીસ. કચેરી–અદાલત એ બધાં આપણા રક્ષણ માટે છે, પરંતુ રક્ષણ કોઈ નથી કરતું. ચારે તરફ લૂંટ ચાલે છે. જે ગરીબ છે, નિરાધાર છે, તેની ગરદન પીસવા બધા જ તૈયાર હોય છે. હું તો કહું છું કે

બેઇમાની જેવું મહાપાપ આ જગતમાં બીજું એકે નથી, છતાં પોતાના હક માટે ન લડવું એ એથીય મોટું પાપ છે. તમે જ વિચાર કરી જુઓ, માણસ ક્યાં સુધી દબાય? આપણે ત્યાં તો જે ખેડૂત ઠર્યો, એનો ચારે તરફથી મરો. પટવારીને ભેટસોગાદ ને ચાપાણી ન આપે તો એને ગામમાં રહેવું જ મુશ્કેલ થઈ જાય. શાહુકાર અને પોલીસ તો જાણે એના જમાઈ! જ્યારે એ ગામમાં પધારે ત્યારે ખેડૂતોની ફરજ છે કે એમનો આદર–સત્કાર કરે, ભેટસોગાદ ધરે, નહિ તો એક જ તુમાર ભેગું ગામ આખું તારાજ થઈ જાય. ક્યારેક સર્કલ સાહેબ, ક્યારેક વળી મામલતદાર, ક્યારેક પ્રાંત સાહેબ, તો ક્યારેક વળી મોટા કલેક્ટર, ક્યારેક કમિશ્નર, તો ક્યારેક વળી બીજો કોઈ, પણ ખેડૂતે તો એ બધાયની સામે હાથ જોડીને ઊભા જ રહેવું જોઈએ. એમને માટે ઘાસચારો, ઈંડામરઘાં, દૂધઘી બધાયની વ્યવસ્થા કરવી જોઈએ. તમારે માથે પણ એ જ વીતી રહી છે ને, મહારાજ! રોજ ને રોજ એકાદ અમલદાર વધતો જ જાય છે. હમણાં એક ડૉક્ટર વળી કૂવાઓમાં દવા નાખવા આવે છે, એક ડૉક્ટર વળી લોકોને તપાસે છે, છોકરાંની પરીક્ષા લેનારો ડીપોટી, એવા કોણ જાણે કઈ જાતના કેટલાય અમલદારો હોય છે કે એની કશી ગણીતરી જ રહેતી નથી. નહેરના જુદા, જંગલના જુદા, તાડી-શરાબના જુદા, ગ્રામસુધારણાના જુદા, ખેતીવાડીના જુદા—ક્યાં સુધી ગણાવવા! પાદરી આવે છે, તો એને પણ રાજી રાખવો પડે છે; નહિ તો જઈને વિરુદ્ધ ભંભેરે. આટલા બધાય આવવા છતાં જો ખેડૂતનો જરાય દહાડો સુધરતો હોય, તો તો ધૂળ નાખી; પણ એનું તો નામ ન મળે. હમણાં જ જમીનદારે હળ દીઠ બબ્બે રૂપિયાનો વેરો બેસાડી ઘાલ્યો, કારણકે કોઈ મોટા અમલદારને મિજબાની આપવાની હતી. ખેડૂતોએ એ આપવાની ના પાડી. બસ એણે એ આખાય ગામનો આકાર વધારી દીધો. અમલદારો પણ જમીનદારનો જ પક્ષ કરતા હોય છે. એમ કોઈ નથી વિચાર કરતું કે ખેડૂત પણ માણસ

છે, તેને પણ બાળબચ્ચાં હોય છે તેની પણ ઇજ્જત આબરૂ હોય છે. આ બધુંય આપણી અજ્ઞાનતાનું પરિણામ છે. મેં તો આખા ગામમાં દાંડી પિટાવી કે કોઈએ વધારેલું મહેસૂલ ન ભરવું અને ન તો ખેતરનો કબજો છોડવો. પહેલાં અમારી મંજૂરી લે, પછી નવો આ કર ભરવા તૈયાર છીએ; બાકી તમે જો એમ જ માનતા હો કે અમે ખેડૂતોને ચૂસ્યા જ કરીએ, તો એ તો હવે નહિ બને. ગામના લોકોએ મારી વાત માની અને બધાએ વધારેલું મહેસૂલ ભરવાની ના પાડી. જમીનદારે જોયું કે આખું ગામ એક થઈ ગયું છે, એટલે એ પણ લાચાર થઈ ગયો. ખેતરો લઈ લે, તો પણ ખેડે કોણ? એટલે આ જમાનામાં જ્યાંસુધી સામા ન થાઓ, ત્યાંસુધી તમારું કોઈ સાંભળતું નથી. વગર રોએ તો મા પણ બાળકને ધવડાવતી નથી."

રામસેવક સાંજના પહોરના ચાલ્યા ગયા અને હોરી અને ધનિયા પર એક ન ભુંસાય તેવી અસર મૂકતા ગયા. દાતાદીન હવે જોરમાં આવી ગયા. તેમણે પૂછયું: "હવે શું કહો છો, હોરી?"

હોરીએ ધનિયા પ્રતિ સંકેત કરીને કહ્યું: "એને પૂછો."

"હું તો તમને બન્નેને પૂછું છું."

ધનિયા બોલી: "ઉમ્મર તો મોટી છે, પરંતુ તમારા બધાની સલાહ છે, તો મારે પણ કબૂલ છે. તકદીરમાં જે લખ્યું હશે, તે તો આગળ આવવાનું જ છે, પરંતુ માણસ સારા છે."

અને હોરીને તો રામસેવક પર એવી શ્રદ્ધા બેસી ગઈ હતી કે જેવી દુર્બળોને હિમ્મતબાજ માણસો પર હોય છે. એણે તો શેખચલ્લી જેવા મનસૂબા રચવા માંડયા હતા. આવો માણસ જો પોતાનો હાથ પકડે, તો તો પછી બેડો પાર હતો. લગ્નનું મુહૂર્ત નક્કી થયું. ગોબરને પણ બોલાવવો પડશે. આપણે લખવામાંથી ન જવું, પછી આવવું કે ન આવવું એ એની મુનસફીની વાત હતી. એને એમ કહેવાપણું તો ન રહે કે તમે મને કયાં બોલાવ્યો હતો. સોનાને પણ બોલાવવી પડશે.

ધનિયા બોલી: “ગોબર તો એવો નથી, પરંતુ ઝુનિયા આવવા દે ત્યારે ને! પરદેશ જઈને આપણને એવો તો ભૂલી ગયો છે કે ન મળે કાગળ કે ન મળે ચિઠ્ઠી, કોણ જાણે એ બધાં કેવાંય હશે!” એમ કહેતાં કહેતાં એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

ગોબર તો આમંત્રણ મળતાં જ, ગામ જવા માટે તૈયાર થઈ ગયો. ઝુનિયાને જવું તો ગમતું નહોતું, પરંતુ આ અવસર પર તે કશું ન કહી શકી. બહેનનાં લગનમાં ભાઈ ન જાય એ અસંભવિત હતું. સોનાનાં લગ્નમાં નહોતાં જઈ શકયાં એ અપવાદ શું ઓછો હતો!

ગોબર આર્દ્ર કંઠે બોલ્યો: “માબાપથી દૂર રહ્યા કરવું એ સારી વાત નથી. હવે આપણને હાથપગ આવ્યા છે, એટલે એમનાથી દૂર રહીએ કે લડીએ; પરંતુ જન્મ તો એમણે જ આપ્યો હતો, પાળીપોષીને મોટા તો એમણે જ કર્યા હતા; એટલે એ ચાર કડવા શબ્દો કહે તો આપણે નીચે મોઢે સાંભળી લેવા જોઈએ. અહીં તો મને બાબાપા રોજ યાદ આવે છે. તે વખતે કોણ જાણે મને શાથી એટલો બધો ક્રોધ આવી ગયો હતો. તારે જ કારણે મારે માબાપને પણ છોડવાં પડયાં.”

ઝુનિયા ધણધણી ઊઠી: “મારે માથે એવું આળ ન ચડાવશો! તમને જ લડવાનું મન હતું. હું તો બા પાસે આટલો બધો વખત રહી, મારે તો કયારેય ઊંચા અવાજે બોલવાનો વારો નહોતો આવ્યો.”

“તારે જ લીધે એ ઝઘડો થયો હતો.”

“સારું, મારે જ કારણે થયો હતો. મેં પણ તમારા જ માટે મારાં ઘરબાર છોડી દીધાં છે ને?”

“તારા ઘરમાં કોણ પાટલે બેસાડીને તારી પૂજા કરતું હતું. ભાઈઓ મારવા દોડતા, ભાભીઓ ગાળો દેતી અને ભોળા તો જો તું હાથે ચડી હોત, તો તને કાચી જ ખાઈ જાત.”

“પણ એ બધુંય તમારે જ કારણે ને!”

"હવે તો આ વખતે જ્યાંસુધી ત્યાં રહીએ, ત્યાંસુધી એવી રીતે રહીએ કે એમને પણ જિંદગીનું કાંઈક સુખ મળ્યાનો સંતોષ થાય. એમની ઇચ્છા વિરુદ્ધ કશું જ ન કરવું. બાપા એટલા તો ભલા છે કે કોઈ દહાડો મને જરાય ધમકાવ્યો સુધ્ધાં પણ નથી. બા મને ઘણી વાર મારતી, પરંતુ એ પણ જ્યારે મારતી. ત્યારે પાછળથી પાછી કાંઈક ને કાંઈક ખાવાનું પણ આપતી, જ્યાંસુધી પાછો મને હસતો ન જુએ. ત્યાંસુધી એને ચેન ન પડતું."

બન્નેએ માલતીને વાત કરી. માલતીએ માત્ર એમને જવાની રજા આપી એટલું જ નહિ, ઉપરથી કન્યાને એક ભેટ આપવા રેંટિયો અને હાથનાં કંકણની જોડ આપી. એ પોતે પણ જવા ઇચ્છતી હતી, પરંતુ એવા કેટલાક દરદીઓ એની સારવાર નીચે હતા કે જેમને એ એક દિવસ માટે પણ છોડી શકે તેમ નહોતી. હા, લગનને દિવસે આવવાનો વાયદો કર્યો અને બાળક માટે રમકડાંનો તો ઢગલો કરી દીધો. મંગળને એ વારંવાર બચ્ચીઓ ભરતી અને વહાલ કરતી, જાણે કે એ પહેલેથી જ બધો આનંદ લૂંટી લેવા ઇચ્છતી હતી અને બાળક એના પ્યારની કશીય પરવા રાખ્યા વિના, જે ઘરને પોતે ક્યારેય જોયું નહોતું, તે ઘેર જવા માટે આતુર થઈ ગયો હતો. તેની બાળકલ્પનામાં ઘર સ્વર્ગ કરતાં પણ કાંઈ વધુ મૂલ્યવાન વસ્તુ હતી.

ગોબરે ઘેર જઈને ત્યાંની જે દશા નિહાળી, તેથી તેને એવી તો નિરાશા ઉપજી કે ક્ષણ વાર તો તેને ત્યાંથી પાછા ચાલ્યા જવાનું મન થયું. ઘરનો એક ભાગ તો પડુંપડું થઈ ગયો હતો. બારણે માત્ર એક જ બળદ હતો અને તે પણ આજ મરું કાલમરું જેવો. ધનિયા અને હોરી બન્નેને ગોબરને આવેલો જોઈ ખૂબ આનંદ થયો, પરંતુ ગોબર ખૂબ નિરાશ થઈ ગયેલો હતો. હવે આ ઘર બચે એવી કોઈ આશા તેને જણાતી ન હતી. પોતે ગુલામી કરતો

હતો, પરંતુ બે વાર પેટ ભરીને તો જમતો હતો! પોતે કેવળ એક માલિકનો જ નોકર છે, જ્યારે અહીં તો જે જુઓ તે રોફ કરતું આવે છે. પોતે ગુલામી કરતો હતો, પરંતુ સુખી હતો. અહીં તો મહેનત કરીને અનાજ પેદા કરવું અને તેમાંથી જે કાંઈ મળે તે બીજાને ભેટ ધરવું; અને પોતે બેઠાબેઠા રામરામ ભજવું. એ તો બાપાનું કાળજું કઠણ છે કે આ બધું સહન કરે છે, પોતે તો એક દહાડો પણ સહન ન કરી શકે. અને આવી દશા હોરીની એકલા-નીજ ન હતી, ગામ આખાની એવી દશા હતી. એક પણ માણસ એવો નહોતો કે જેના મોઢા પર કાંઈક તેજ હોય—જાણે કે એના અંતરમાં આત્માને બદલે વેદના બેઠી બેઠી કાષ્ટની પૂતળીની જેમ એને નચાવતી હતી. હરતાફરતા, કામ કરતા, પિસાતા, દબાતા, એટલા જ માટે કે એમના જીવનમાં એ જ લખાયેલું હતું. જીવનમાં ન તો કોઈ આશા હતી, ન કોઈ ઉમંગ હતો—જાણે કે એમના જીવનના સ્રોત જ સુકાઈ ગયા હતા અને બધીય હરિયાળી બળી ગઈ હતી. જેઠના દહાડા હતા, હજી ખળામાં અનાજ મોજૂદ હતું, છતાં એમના ચહેરા પર ઉમંગ ન હતો. ઘણુંખરું તો ખળામાંથી જ વાણિયા અને તાલુકદારના માણસો તાણીને ઉપાડી ગયા હતા; અને જે કાંઈ બચ્યું હતું, તે પણ બીજાઓનું જ હતું. ભવિષ્ય અંધકારની જેમ એમની સામે ઊભું હતું, એમાં એમને એક પણ માર્ગ નહોતો સૂઝતો. એમની બધી ચેતનશક્તિ જ જાણે શિથિલ થઈ ગઈ હતી. બારણે કચરાના ઢગલા જામ્યા હતા, સર્વત્ર દુર્ગંધ ઊડતી હતી. પરંતુ એ લોકોના નાકમાં ન તો ગંધ છે, ન તો જ્યોતિ. સાંજ પડતાં જ આંગણે શિયાળ રોવા માંડે છે, પરંતુ એમને એની કશી પડી નથી. જેમ એન્જિન કોયલા ખાય, એમ ભાણામાં જે કાંઈ સૂકું-પાકું આવે છે, તે ગળા નીચે ઉતારે છે. એમના બળદ પણ પરાળ કે ભૂસું ન મળે ત્યાંસુધી મોં નથી લગાડતા, પરંતુ એમને કેવળ પેટમાં નાખવા કાંઈક જોઈતું હોય છે, સ્વાદ સાથે એમને કશું

પ્રયોજન નથી. એમની રસના મરી ગઈ હોય છે, એમના જીવનમાંથી સ્વાદનો લોપ થઈ ગયો હોય છે. એમની પાસે પાઈપાઈ માટે બેઈમાની કરાવો, મૂઠીભર અનાજ માટે લાઠીઓ ચલાવરાવો. જ્યારે માણસ શરમ અને ઇજ્જતને પણ ભૂલી જાય છે, ત્યારે પતનની છેલ્લી કક્ષાએ ચાલ્યો જાય છે.

બાલ્યાવસ્થાથી ગોગરે ગામડાની આવી દશા જોઈ હતી અને તેનાથી તે ટેવાઈ ગયો હતો. પરંતુ આજે ચાર વર્ષ બાદ તેણે જાણે એક નવી જ દુનિયા જોઈ. સારા માણસો સાથે રહેવાથી તેની બુદ્ધિ કાંઈક જાગૃત થઈ હતી. તેણે રાજકીય સભાઓમાં પછવાડે ઊભા રહીને ભાષણો સાંભળ્યાં હતાં અને તેનાથી તેનાં અંગેઅંગ વીંધાઈ ગયાં હતાં. તેણે સાંભળ્યું હતું અને અનુભવ્યું પણ હતું કે પોતાનું કિસ્મત પોતે જ રચવું પડશે. પોતાની જ બુદ્ધિ અને સાહસ વડે આ આફતો પર વિજય મેળવવો પડશે, કોઈ પણ દેવ કે ગુપ્ત શક્તિ આપણી મદદે નહિ આવે. અને તેનામાં ઊંડી સંવેદના સજાગ થઈ ઊઠી હતી. હવે એનામાં પહેલાંની ઉદ્દંડતા અને ગર્વ નહોતાં રહ્યાં. તે હવે નમ્ર અને ઉદ્યોગશીલ બની ગયો હતો. જે દશામાં પડેલા છો, તેને લોભ અને સ્વાર્થને વશ થઈને શા માટે વધુ નીચી લઈ જાઓ છો? દુઃખે તમને એક સૂત્રમાં બાંધી લીધા છે. બંધુત્વના આ દૈવી બંધનને શા માટે તમારા તુચ્છ સ્વાર્થ માટે તોડી નાખો છો? એ બંધનને એકતાનું બંધન બનાવી દો. આ પ્રકારની ભાવનાઓએ તેની માનવતાને જાણે પાંખો આપી હતી. જગતનું ઊંચું-નીચું જોયા બાદ નિષ્કપટ માનવીઓમાં જે ઉદારતા આવે છે, તે જાણે કે આકાશમાં ઊડવા માટે પાંખો ફફડાવી રહી હતી. હવે એ હોરીને કશું કામ કરતાં જોતો, કે તરત જ તેને આઘો ખસેડીને પોતે તે કામ કરવા મંડી પડતો—જાણે કે એ રીતે એ પોતાના પાછલા દુર્વ્યવહારનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છતો હતો. એ કહેતો: " પિતાજી, તમે હવે કશી ચિંતા ન રાખશો. બધું મારા પર મૂકી દો. હું હવે દર

મહિને પૈસા મોકલીશ. આટલા દહાડા તો મહેનત કર્યાં કરી. હવે થોડા દહાડાનો આરામ કરો. મને ધિક્કાર છે કે મારા જીવતાં તમારે આટલાં બધાં કષ્ટ વેઠવાં પડે!" અને હોરીના રોમેરોમમાંથી દીકરા માટે આશીર્વાદ ફૂટી નીકળતા તેને પોતાના જીર્ણ દેહમાં પણ સ્ફૂર્તિ આવતી લાગતી. એ વિચારતો કે હું અત્યારે મારા કરજનાં રોદણાં ગાઈને, તેની ઊગતી જુવાની પર ચિંતાની વીજળી શું કરવા પાડું. ભલે એ આરામથી ખાતોપીતો અને જિંદગીનાં સુખ માણતો. પોતે મરતાં સુધી મહેનત કરવા તૈયાર હતો. પોતાનું તો જીવન જ એ હતું. પોતે બેઠો બેઠો રામરામ ભજી નહિ શકે. મારે તો પાવડો અને કોદાળી જોઈએ. રામનામની માળા ફેરવતાં મારું ચિત્ત શાંતિ નહિ પામે.

ગોબરે કહ્યું: "કહેતા હો તો હું બધાનાં કાંધાં કરી નાખું અને મહિને મહિને આપતો જાઉં. બધું મળીને કેટલું હશે?"

હોરીએ માથું હલાવીને જણાવ્યું: "ના બેટા, તારે શું કરવા નકામા તકલીફ ઉઠાવવી! તનેય ક્યાં મોટા પગાર મળે છે! એ તો હું મારી મેળે બધું નિભાવી લઈશ. જમાનો આવો ને આવો રોજ ઓછો જ રહેવાનો છે! રૂપા તો હવે સાસરે જશે એટલે હવે માત્ર કરજ જ આપવાનું બાકી રહેશે ને! તું કશી ચિંતા ન રાખીશ. ખાવાપીવામાં સંયમ રાખજે. અત્યારથી દેહ બન્યો હશે, તો પાછલી ઉમ્મરમાં આરામ રહેશે. મારી તો હવે વાત જ કરવાની નથી. મને તો આ બધાની આદત પડી ગઈ છે. અત્યારથી હું તને ખેતીમાં જોડવા નથી માગતો. બેટા! તને શેઠ પણ સારા મળ્યા છે, એની થોડા દહાડા વધુ સેવા કરીશ તો માણસ બની જઈશ. એ તો અહીં આવી ગઈ છે. ખરેખર સાક્ષાત્ દેવી છે."

"લગનને દહાડે એક દહાડો આવી જવાનું વચન આપ્યું છે."

"આપણા શિર ઉપર! એવાં સારાં માણસો સાથે રહેતાં ભલે પૈસા ઓછા મળે, પરંતુ જ્ઞાન વધે છે અને આપણી આંખો ખૂલે છે."

તે જ વખતે પંડિત દાતાદીને હોરીને ઇશારો કરીને બોલાવ્યો અને જરા આઘે એકાંતમાં લઈ જઈને સો સો રૂપિયાની બે નોટો કાઢતાં જણાવ્યું: "તમે મારું કહેલું માન્યું, એ બહુ સારું કર્યું. બન્ને કામ થઈ ગયાં. કન્યાના ઋણમાંથી પણ છૂટી ગયા અને બાપ-દાદાની જમીન પણ બચી ગઈ. મારાથી જે કાંઈ બની શક્યું, તે મેં તમારે માટે કર્યું. હવે તમે જાણો અને તમારું કામ જાણે."

હોરીએ નોટો હાથમાં લીધી, ત્યારે એના હાથ કાંપતા હતા. તે માથું ઊંચું ન કરી શક્યો, મોંએથી એક શબ્દ બોલી ન શક્યો—જાણે કે પોતે અપમાનના અગાધ ખાડામાં ઊતરી પડ્યો હતો અને તેમાં વધુ ને વધુ ઊતરતો જતો હતો. આજે ત્રીસ વર્ષ પર્યંત જીવન સાથે લડતાં લડતાં બાદ પોતે હાર ખાધી હતી અને હાર પણ એવી સખત ખાધી હતી કે જાણે એને નગરનાં દરવાજા સમક્ષ ઊભો રાખવામાં આવ્યો છે અને જે કોઈ આવે છે તે તેના મોં પર થૂંકતું જાય છે. પોતે બૂમો પાડી પાડી કહે છે કે ભાઈઓ, હું દયાને પાત્ર છું. મને નહોતી ખબર કે જેઠની લૂ કેવી હોય છે અને માઘની વર્ષા કેવી હોય છે આ દેહને ચીરીને જુઓ કે એમાં કેટલો પ્રાણ બાકી રહ્યો છે, જખમોથી એ કેટલો ઘવાયેલો છે, ઠોકરોથી કેટલો કચડાઈ ગયેલો છે! તેને જરા પૂછો કે એણે ક્યારેય વિશ્રામ ઓળખ્યો છે, એ ક્યારેય છાંયડામાં બેઠો છે! તેને આ બદલો, તેનું આ અપમાન! અને એ હજી પણ જીવતો છે. કાયર, લોભી, અધમ! તેનો સારોય વિશ્વાસ જે અગાધ બનીને સ્થૂળ અને આંધળો થઈ ગયો હતો, તે જાણે કે ટુકડેટુકડા થઈને ઊડી ગયો છે!

દાતાદીને કહ્યું: "તો હું હવે જાઉં છું. તમેય તે ન હોય તો અત્યારે જ નોખેરામ પાસે જઈ આવો."

હોરી દીનતાપૂર્વક બોલ્યો: "હમણાં જ જઈ આવીશ. મહા-રાજ, મારી ઇજ્જત હવે તમારે હાથ છે."

# પ્રકરણ ૧૯ મું

બે દહાડા પર્યંત ગામમાં ખૂબ ધામધૂમ ચાલી. વાજાં વાગ્યાં, ગાયનવાદન થયું અને રૂપા પણ આંસુ વહાવતી વિદાય થઈ ગઈ. પરંતુ કોઈએ હોરીને ઘર બહાર નીકળતાં ન જોયો. એ તો એવો છુપાઈ ગયો હતો કે જાણે મોંએ કાજળ લાગ્યું ન હોય! માલતી આવવાથી ખળભળાટ ઊલટો વધી ગયો હતો. બીજાં ગામોથી પણ કેટલીક સ્ત્રીઓ આવી હતી.

ગોબરે પોતાના શીલસ્નેહથી આખા ગામને વશ કરી લીધું હતું. એક પણ ઘર એવું ન હતું કે જ્યાં પોતાના મીઠા વ્યવહારની એ સ્મૃતિ મૂકતો ન આવ્યો હોય! ભોળો તો એના પગે જ પડ્યો. તેની પત્નીએ તેને પાન ખવરાવ્યું અને વિદાયગીરીનો એક રૂપિયો હાથમાં મૂક્યો અને તેનું લખનૌનું ઠેકાણું પણ પૂછ્યું. પોતે જો ક્યારેય લખનૌ આવશે તો એને જરૂર મળશે. પોતે ધીરેલાં નાણાંની એણે કશીય વાત ન કરી.

ત્રીજે દહાડે જ્યારે ગોબર જવા માટે તૈયાર થયો ત્યારે હોરીએ ધનિયા સમક્ષ આંખોમાં આંસુ ભરી, તેના હૃદયને આજે કેટલાય દિવસો થયાં વ્યથિત કરી રહેલ અપરાધનો સ્વીકાર કર્યો; રોતો રોતો બોલ્યો: "બેટા, આ ભોંયના મોહમાં પડીને મેં આ પાપનો ગાંસડો માથે લાદ્યો! ભગવાન ન જાણે મને એનો કેવોય દંડ દેશે!"

ગોબર જરા પણ ક્રોધે ન ભરાયો, તેના મોં પર કોઈ પણ

પ્રકારનો રોષ ન હતો. તે તો શ્રદ્ધાથી ભરપૂર અવાજે બોલ્યોઃ "એમાં અપરાધ જેવી કશી વાત નથી, પિતાજી! હા, બાકી રામસેવકનું દેણું ગમે તેમ કરીને ચૂકવી દેવું જોઈએ. અને તમે બીજું કરત પણ શું? હું કશા કામનો નહિ. ખેતીમાંથી કશી આવક નહિ. ક્યાંયથી કરજ પણ મળતું નહોતું. એક મહિના જેટલા ઘરમાં દાણા નહિ. એવી હાલતમાં તમે બીજું શું કરી શકત! ભોંય ન બચાવત, તો પછી ઊભા રહેવાનું ક્યાંય સ્થાન જ ક્યાં હતું? જ્યારે માણસને એક પણ આશરો નથી રહેતો, ત્યારે જ એ પોતાને કિસ્મતને આશરે મૂકી દે છે. ન જાણે આ પ્રકાર ક્યાં સુધી ચાલ્યા કરશે. જેને બે ટંક પૂરા રોટલા પણ ન મળતા હોય, તેને માટે ઇજ્જત અને આબરૂ એ બધા ઢોંગ છે. બીજાઓની જેમ તમે પણ લોકોનાં ગળાં રહેંસ્યા હોત, એમની થાપણો ગડપ કરી ગયા હોત, તો તમે પણ મોટા માણસ ગણાત; પરંતુ તમે તો ક્યારેય નીતિ ન મૂકી અને આ એનો જ દંડ છે. તમારી જગ્યાએ હું હોત તો કાં તો જેલ ભોગવતો હોત યા તો ફાંસીએ લટકી ગયો હોત. મારાથી તો એ ક્યારેય સહન ન થાત કે હું કમાઈ કમાઈને પારકાનાં ઘર ભરું અને પોતાનાં છોકરાં સાથે મોંકાડીને બેસી રહું!"

ધનિયા વહુને ગોબર સાથે મોકલવા રાજી નહોતી. ઝુનિયા પોતે પણ થોડા દહાડા અહીં રહેવા રાજી હતી, એટલે છેવટે એમ નક્કી થયું કે ગોબરે એકલાએ જ જવું. બીજે દિવસે સવારે ગોબર બધાયની વિદાય લઈને લખનૌ જવા રવાના થયો. હોરી એને ગામના પાદર સુધી વળાવવા આવ્યો. ગોબર પ્રતિ આટલો પ્રેમ તેને ક્યારેય નહોતો ઉદ્ભવ્યો. જ્યારે ગોબર એના પગે પડ્યો, ત્યારે તો હોરી રોઈ પડ્યો—જાણે કે હવે પોતે ક્યારેય પુત્રને નહિ મળી શકે. તેના આત્મામાં ઉલ્લાસ હતો, ગર્વ હતો, સંકલ્પ હતો. પુત્રનાં આ શ્રદ્ધા અને સ્નેહ મળતાં જાણે કે પોતે વધુ તેજવાન, વધુ વિશાળ બની ગયો હતો. થોડા દિવસો પૂર્વે તેના પર જે અંધકાર છવાઈ ગયેલો હતો; જેમાં પોતે માર્ગ પણ

ભૂલી જતો હતો, ત્યાં હવે પ્રકાશ અને ઉત્સાહ નજરે પડતાં હતાં.

રૂપા સાસરે આનંદમાં હતી. જે સ્થિતિમાં તેનું બાળપણ વીત્યું હતું, તેમાં પૈસો એ જ સૌથી મહત્ત્વની વસ્તુ હતી. મનમાં કેટલીય ઇચ્છાઓ પ્રગટ થતી, પરંતુ પૈસાના અભાવે તે મનમાં ને મનમાં જ સમાઈ ગઈ હતી. હવે રૂપા દિલ ખોલીને એ બધી ઇચ્છાઓ પૂરી કરતી હતી અને રામસેવક પણ આધેડ હોવા છતાં યુવાન બની ગયા હતા. રૂપા માટે એ પતિ હતા. તે યુવાન, આધેડ યા વૃદ્ધ હોય તેથી તેની નારીભાવનામાં કશો તફાવત નહોતો પડતો. તેની એ ભાવના પતિનાં રૂપરંગ યા તેમની ઉમ્મર પર આશ્રિત ન હતી; તેની જડ એ કરતાં ઘણી ઊંડી હતી, શ્વેત પરંપરાઓના એ તળિયા નીચે હતી કે જે કેવળ કોઈ મહાન ભૂકંપથી જ હાલી શકતી હતી. તેનું યૌવન પોતાનામાં જ મસ્ત હતું, તે પોતાના માટે જ પોતાનો શોખ–શણગાર સજતી અને પોતે જ તેથી ખુશ થતી. રામસેવક માટે એનું બીજું રૂપ હતું, ત્યારે તે ગૃહિણી બની જતી. ઘરના કામકાજમાં નિમગ્ન! પોતાનું યૌવન દાખવીને તે એમને લજ્જા યા ચિંતામાં મૂકી દેવા નહોતી ઇચ્છતી. કોઈ પણ પ્રકારની અપૂર્ણતાનો ભાવ તેના મનમાં નહોતો આવતો. અનાજથી ભરપૂર વખારો, સીમાડા સુધી ફેલાયેલાં ખેતરો અને બારણે જનાવરોની હાર, બીજી કોઈ પણ પ્રકારની અપૂર્ણતાને તેની અંદર દાખલ જ થવા દેતાં નહોતાં.

અને તેની સૌથી મહાન અભિલાષા હતી, પોતાનાં માબાપને સુખી જોવાની. એમની ગરીબી શી રીતે દૂર થાય? પેલી ગાયની સ્મૃતિ હજી તેના હૈયામાં તાજી જ હતી, જે મહેમાનની જેમ આવી હતી અને બધાંને રોતાં મૂકીને ચાલી ગઈ હતી. એ સ્મૃતિ આટલા સમય બાદ પહેલાં કરતાં પણ વધુ મૃદુ થઈ ગઈ હતી. હજી તેનું સ્થાન તેના આ નવા ઘરમાં બરાબર નહોતું જામ્યું. એ જૂનું ઘર જ હજી એનું ઘર હતું, ત્યાંના જ માણસો તેના આત્મીય હતા, એમનું

દુઃખ એ એનું દુઃખ અને એમનું સુખ એનું સુખ હતાં. પોતાને ઘેર એક જ ગાય જોતાં તેને જે હર્ષ થતો, તેવો અહીં બારણે ઢોરોની એક લાંબી કતાર જોતાં પણ નહોતો થતો. તેના પિતાની એ લાલસા ક્યારેય પૂરી નહોતી થઈ. જે દિવસે એ ગાય એમને બારણે બંધાણી હતી, તે દિવસે એમને જાણે આકાશમાંથી કોઈ દેવી ઊતરી આવી હોય, તેટલો બધો આનંદ થયો હતો. ત્યાર પછી એવો વખત જ ક્યારેય ન આવ્યો કે એ ફરી બીજી ગાય લાવે. પરંતુ રૂપા જાણતી હતી કે આજે પણ એ લાલસા તેના પિતાના દિલમાં એટલી જ સજાગ હતી. તેણે મનમાં નિશ્ચય કર્યો હતો કે આ વખતે પોતે પિયર જશે, ત્યારે જરૂર એક સરસ ગાય સાથે લેતી જશે. ના, પોતાના માણસો સાથે જ અત્યારથી કેમ ન મોકલી દેવી! માત્ર રામસેવકને પૂછવાની વાર હતી. તરત મંજૂરી મળી ગઈ અને બીજે દિવસે એક ભરવાડ જોડે રૂપાએ ગાય મોકલી આપી. ભરવાડને કહ્યું: “ મારા બાપાને કહેજો કે મંગળને માટે દૂધ પીવા મોકલી છે.” હોરી પણ ગાય લાવવાના વિચારમાં જ હતો. આમ તો તેને ગાય લાવવાની બહુ ઉતાવળ નહોતી, પરંતુ મંગળ અહીં હતો અને એ દૂધ વગર શી રીતે રહી શકે! રૂપિયા હાથમાં આવતાં જ સૌથી પ્રથમ ગાય લાવવાનો તેણે મનમાં નિર્ણય કર્યો હતો. મંગળ હવે માત્ર તેના પૌત્ર જ નહોતો, માત્ર ગોબરનો પુત્ર જ નહોતો, માલતીદેવીનું રમકડું પણ હતો; તેથી તેનું લાલનપાલન પણ તેવી રીતે જ કરવું જોઈએ.

પરંતુ પૈસા એમ ક્યાં રસ્તામાં પડ્યા હતા? સંયોગવશાત્ તે જ વખતે એક કંટ્રાક્ટરે સડક બાંધવા ગામના ખારાપાટમાંથી પથરા ખોદાવવાની શરૂઆત કરી. હોરીએ એ વાત સાંભળી એટલે એ તરત જ ત્યાં જઈ પહોંચ્યો અને આઠ આના રોજ પર એ ખોદવાના કામે રહી ગયો. તેને મનમાં આશા બંધાઈ કે જો આ કામ બેએક મહિના ચાલ્યું, તો જરૂર ગાય લાવવા જેટલા પૈસા હાથ પર થઈ જશે. આખો દહાડો સળગતી લૂ અને તાપમાં કામ

કર્યા બાદ જ્યારે એ ઘેર આવતો, ત્યારે અધમૂઆ જેવો થઈ જતો, પરંતુ તેમાં અવસાદનું જરાય નામ ન હતું. એ જ ઉત્સાહથી તે બીજા દિવસે પણ કામે જતો. રાત્રે પણ ભોજન કરીને તરત જ એ દીવા સામે બેસી દોરડું વણવા બેસી જતો. ક્યારેક ક્યારેક તો એક વાગ્યા સુધી જાગતો: ધનિયાને પણ ધૂન લાગી હતી. તે પણ હોરીને રોકવાને બદલે પોતે સાથે વણવા બેસતી. ગાય તો લેવી જ છે. રામસેવકના પૈસા પણ પાછા આપવા છે. ગોબર કહી ગયો છે. એ રોજ ચિંતા કરતો હશે. રાતના બાર વાગી ગયા હતા. બન્ને જણાં બેઠાં બેઠાં દોરડાં વણતાં હતાં. ધનિયા બોલી: "તમને ઊંઘ આવતી હોય તો જઈને સૂઈ રહો. પાછું પરોઢિયે ઊઠીને કામે જવાનું છે."

હોરીએ આકાશ પ્રતિ નજર કરીને જણાવ્યું: "એ તો જઈશ. હજી તો દસ વાગ્યા હશે. તું જઈને સૂઈ જા."

"હું તો બપોરના જરા આડી પડું છું."

"હું પણ બપોરે રોટલા ખાઈને જરા આડે પડખે થાઉં છું."

"ત્યાં તો બહુ લૂ વાતી હશે!"

"લૂ શાની? ત્યાં તો સરસ છાંયડો છે."

"મને તો ડર રહે છે, ક્યાંક તમે માંદા ન પડી જાઓ."

"ચાલ, ચાલ! એ તો જેને માંદા પડવાની ફુરસદ હોય તે માંદા પડે. અહીં તો બસ એક જ વાત છે કે આ વખતે ગોબર આવે, ત્યારે રામસેવકનાં અડધાં નાણાં આપી દીધાં હોય. કાંઈક એ પણ લાવશે તો ખરો જ. બસ, આ વર્ષે આ ઋણમાંથી છૂટા થઈ ગયા, તો જાણે નવી જિંદગી પામ્યા."

"આ વખતે ગોબર બહુ યાદ આવે છે. એ કેવો સમજણો થઈ ગયો છે!"

"જતી વખતે મને પગે પડ્યો હતો."

"મંગળ ત્યાંથી આવ્યો ત્યારે કેવો ગાભલા જેવો હતો. અહીં

તો એ ઊલટો દૂબળો પડી ગયો."

"ત્યાં દૂધ, માખણ, શું નહોતું મળતું? અહીં તો રોટલા મળે તોય બસ છે. કંટ્રાકટર પાસેથી પૈસા મળે કે તરત ગાય લઈ આવીશ."

"ગાય તો ક્યારનીય આવી હોત, પરંતુ તમે જરાય કહ્યું માનો ત્યારે ને! પોતાની ખેતી તો પૂરી થતી નહોતી, ત્યાં વળી પાછી પુનિયાની માથે લીધી."

"શું કરું? મારે મારી ફરજ તો બજાવવી જોઈએ ને! હીરાએ તો નાલાયકી કરી, પરંતુ એનાં બાળબચ્ચાંની ખબર રાખનાર તો કોઈ જોઈએ ને? તું જ કહે, મારા સિવાય બીજું કોણ હતું? હું નહોત, તો એમની શી દશા હોત, તું જ વિચાર કરી જો. આટલું બધું કરવા છતાં મંગરુ તેમના પર દાવો કર્યા વિના ન રહ્યો."

"રૂપિયા ઘરમાં દાટી રાખે, તો દાવો ન થાય તો શું થાય?"

"શું બકબક કરે છે! ખેતીમાંથી બે ટંક રોટલા નીકળે તોય બહુ છે; ત્યાં ખોદીને દાટી રાખવાની વળી વાત જ શાની!"

"હીરો તો જાણે દુનિયામાંથી જ ગાયબ થઈ ગયો."

"મારું મન તો કહે છે કે ક્યારેક એ આવ્યા વિના નહિ રહે."

બન્ને સૂઈ ગયાં. હોરી પરોઢિયે ઊઠયો અને જોયું તો હીરો સામે ઊભો હતો. તેના વાળ વધેલા હતા, કપડાં તારતાર, મોં સુકાઈ ગયેલું, દેહમાં રક્ત કે માંસનું નામ ન મળે અને કદ પણ જાણે નાનું થઈ ગયું હોય એવો. એ દોડીને હોરીના પગમાં પડ્યો.

હોરીએ એને છાતી સરસો ચાંપતાં કહ્યું: "તું તો જાણે સાવ અદૃશ્ય જ થઈ ગયો, હીરા! આજે તો તું ખૂબ યાદ આવતો હતો. માંદો છું કે શું?"

આજે તેની દૃષ્ટિમાં એ હીરો ન હતો કે જેણે તેની જિંદગી બેસ્વાદ કરી મૂકી હતી, બલ્કે એ હીરો હતો કે જે માબાપ વિનાનો નિરાધાર બાળક હતો. વચ્ચેનાં આ પચ્ચીસ ત્રીસ વર્ષ જાણે

ઊડી જ ગયાં હતાં—એમનું જાણે નામનિશાન જ નહોતું રહ્યું.

હીરાએ કશો જવાબ ન આપ્યો. તે તો ઊભો ઊભો રોતો હતો.

હોરીએ તેનો હાથ પકડી ગદ્ગદ કંઠે કહ્યું: "શું કરવા રુએ છે ભાઈ, માણસજાત છે, ભૂલચૂક થયા કરે. આટલા દહાડા કયાં હતો?"

હીરો કાતર સ્વરે બોલ્યો: "શું કહું, મોટાભાઈ? બસ એટલું જ માની લો કે તમારાં દર્શન કરવાનું નસીબમાં હતું, એટલે બચી ગયો. માથે હત્યા સવાર હતી. એમ જ લાગ્યા કરતું કે જાણે એ ગાય સામે ઊભી છે. હરદમ, સૂતાં ને જાગતાં, કયારેય આંખો આગળથી આઘી ન ખસતી. હું તો ગાંડો થઈ ગયો અને પાંચ વર્ષ ગાંડાની ઇસ્પિતાલમાં પણ રહી આવ્યો. આજે ત્યાંથી નીકળ્યે છ મહિના થયા. બધે રઝળતો હતો અને માગીમાગીને પેટ ભરતો હતો. અહીં આવવાની તો હિંમત જ ચાલતી નહોતી. દુનિયામાં શું મોં દેખાડવું? પણ અંતે જીવ ન માન્યો. હૈયું કઠણ કરીને ચાલ્યો આવ્યો. તમે મારાં બાળબચ્ચાંને . . ."

હોરીએ વાત કાપી: "તું તો નાહક નાસી ગયો. અરે, દારોગાને પાંચપચીસ આપીને વાત બધી દબાવી દેવાત, બીજું શું?"

"તમારા ઋણમાંથી તો આ ભવે છૂટો નથી થવાનો, ભાઈ?"

"હું કયાં પરાયો છું, ભાઈ!"

હોરી પ્રસન્ન હતો. જીવનમાં બધાંય સંકટો, બધાય નિરાશાઓ જાણે કે એના પગ નીચે આળોટતી હતી. કોણ કહે છે, પોતે જીવન-સંગ્રામમાં હારી ગયો હતો! આ ઉલ્લાસ, આ ગર્વ, આ પુલક શું એ હારનાં લક્ષણો હતાં? એ હારમાં જ એનો વિજય હતો. તેનાં તૂટેલાંફૂટેલાં અસ્ત્રો જ એની વિજયપતાકાઓ હતી. તેની છાતી ફૂલી ગઈ હતી. તેના મુખ પર તેજ ચમકતું હતું. હીરાની કૃતજ્ઞતામાં એના જીવનની સારીય સફળતાઓ મૂર્તિમાન થઈ ગઈ હતી. આજે કદાચ જો એની વખારમાં બસોપાંચસો મણ અનાજ હોત, તેના

હાલ્લામાં બસોપાંચસો રૂપિયા દાટેલા હોત, તોપણ એથી શું આ સ્વર્ગ સુખ મળે એમ હતું? હીરાએ એને માથાથી તે પગ સુધી નિહાળીને કહ્યું: "તમે પણ બહુ દૂબળા પડી ગયા છો, મોટાભાઈ?"

હોરીએ હસીને જણાવ્યું: "તો હવે શું મારે જાડા થવાના દહાડા છે? જેમને ન તો ઋણની ચિંતા હોય કે જેમને ન તો ઇજ્જતની ચિંતા હોય, એ જ જાડા હોય છે. આ જમાનામાં મોટા થવું એ હૃદયહીનતા છે. સોને દૂબળા કરે ત્યારે એક મોટો થાય છે. એવા મોટાપણામાં શું સુખ! બધાય એકસરખા મોટા હોય ત્યારે સુખ તો કહેવાય. શોભાને મળ્યો?"

"એને તો હું રાતે જ મળ્યો હતો. તમે તો તમારાંય પાળ્યાં—જે તમારાં દુશ્મન બની બેઠાં હતાં તેમને પણ પાળ્યાં અને તમારી ઇજ્જત સાચવીને બેઠા છો. જ્યારે એણે તો ખેતીવાડી બધી વિખેરી નાખી છે અને હવે તો ભગવાન જ જાણે કે એનો નિભાવ શી રીતે થશે?"

આજે હોરી કામે નીકળ્યો, તો એને દેહ ભારેભારે લાગતો હતો. રાતનો થાક ઊતરવા નહોતો પામ્યો, પરંતુ એનાં પગલાં ઝડપી હતાં અને એની ચાલમાં પણ નિર્દ્વન્દ્વતા અને મક્કમતા હતી.

આજે તો દસ વાગ્યાથી લૂ વરસવા માંડી હતી અને બાર વાગતા વાગતામાં તો જાણે આગ વરસવા માંડી હતી. હોરી કાંકરીના ટોપલા ઊંચકી ઊંચકીને સડક પર લાવતો હતો અને ત્યાં ગાડીમાં ઠાલવતો હતો. બપોરની રજા પડી ત્યારે તો એ સાવ અધમૂઆ જેવો થઈ ગયો હતો. આવો થાક એને પહેલાં ક્યારેય નહોતો લાગ્યો. પગ સુધ્ધાં નહોતા ઊપડતા. દેહ તો અંદરથી જાણે બળી જતો હતો. એણે ન તો સ્નાન કર્યું કે ન તો બપોરા કર્યા, એવો જ થાકેલોપાકેલો માથાનું ફાળિયું પાથરીને એક ઝાડ નીચે સૂઈ ગયો. પરંતુ તરસને માર્યે ગળું સુકાઈ જતું હતું. ખાલી પેટે પાણી પીવું ઠીક નહિ. તેણે તરસને રોકવાની ચેષ્ટા કરી, પરંતુ પ્રતિક્ષણ અંદરનો દાહ વધતો જ

જતો હતો. અંતે ન રહેવાયું. એક મજૂરે નજીકમાં જ પાણીની ડોલ ભરી હતી અને બપોરા કરતો હતો. હોરી ઊઠીને એક લોટો પાણી ગટગટાવી ગયો અને પાછો આવીને સૂઈ રહ્યો, પરંતુ અર્ધા કલાકમાં જ એને ઊલટી થઈ અને મોં પર શ્યામતા છવાઈ ગઈ.

પેલા મજૂરે પૂછ્યું: "જીવને કેમ છે, હોરીભાઈ?"

હોરીનું માથું ભમી જતું હતું. તેણે જવાબ આપ્યો: "કશું નથી, મને ઠીક છે." એમ કહેતાં કહેતાં ફરીથી એને ઊલટી થઈ અને તેના હાથપગ ટાઢા પડવા મંડ્યા. એ ગભરાયો. આ માથું કેમ ભમી જાય છે? આંખો સામે જાણે કે અંધારું છવાતું જાય છે. તેની આંખો મીંચાઈ ગઈ અને જીવનની બધીય સ્મૃતિઓ સજીવ થઈ થઈને હૃદયપટ પર રમવા લાગી, પરંતુ એ બધી બેક્રમ હતી, આગળની પાછળ અને પાછળની આગળ—સ્વપ્નચિત્રોની ભાંતિ મેળ વિનાની, વિકૃત અને અસંબદ્ધ. એ સુખદ બાળપણ પણ દેખાયું કે જ્યારે પોતે કાંકરાએ રમતો અને માના ખોળામાં સૂઈ જતો. વળી જોયું કે જાણે ગોબર આવ્યો છે અને તેના પગે પડે છે. પછી દૃશ્ય બદલાયું. ધનિયા વહુ બની, લાલ ચુંદડી ઓઢી જાણે કે તેને પીરસી રહી હતી. પછી એક ગાયનું ચિત્ર સામે આવ્યું, બિલકુલ કામધેનૂ જેવી. તે એને દોહીને દૂધ પિવડાવતો હતો કે ગાય એક દેવી બની ગઈ અને . . ."

પેલા મજૂરે પુનઃ પૂછ્યું: "હોરીભાઈ, રજા પૂરી થઈ, ટોપલો લો."

હોરી કશું ન બોલ્યો. તેના પ્રાણ તો ન જાણે કયા કયા લોકમાં ઊડતા હતા. તેનો દેહ બળતો હતો અને તેના હાથપગ ઠંડા પડતા જતા હતા. તેને લૂ લાગી હતી. તેને ઘેર માણસને દોડાવ્યો. એક કલાકમાં ધનિયા દોડતી આવી પહોંચી. હીરો અને શોભા પાછળ ખાટલાની ડોળી કરીને લાવતા હતા.

ધનિયાએ હોરીના દેહને સ્પર્શ કરી જોયો અને તે સાવ હતબુદ્ધિ શી થઈ ગઈ. તેનું મુખ કાંતિહીન બની ગયું. કાંપતા સ્વરે

તે બોલી: "કેમ છે હવે તમને?"

હોરીએ અસ્થિર આંખોએ જોયું અને તે બોલ્યો: "તું આવ્યો ગોબર, હું મંગળ માટે ગાય લઈ આવ્યો છું. પેલી ઊભી, જો!"

ધનિયાએ મૃત્યુનાં દર્શન કર્યાં હતાં. તેને તે ઓળખતી હતી. તેને ધીમે પગલે આવતાં પણ જોયું હતું અને આંધીની જેમ આવતાં પણ જોયું હતું. તેણે પોતાની નજર સામે જ તેની સાસુ, તેના સસરો, પોતાનાં જ બે બાળકો અને ગામના અનેક માણસોને મરતાં જોયાં હતાં. તેનું તો જાણે હૈયું જ બેસી ગયું. જે આધાર પર પોતાનું જીવન ટકાવી રાખ્યું હતું, તે જાણે કે ખસતો જતો હતો. પરંતુ ના, અત્યારે તો ધીરજ ધરવાનો અવસર છે, પોતાની શંકા નિર્મૂળ છે, આ તો માત્ર જરા લૂ લાગી છે અને તેથી જ એ બેભાન થઈ ગયા છે.

ઊભરાતાં આંસુઓને રોકી રાખતી તે બોલી: "મારા તરફ જુઓ. હું છું. શું મને નથી ઓળખતા?"

હોરીને ભાન આવ્યું. મૃત્યુ સમીપ આવી ગયું હતું. આગ બુઝાવાની હતી. ધુમાડો શાંત પડી ગયો હતો. તેણે ધનિયાને દીન નેત્રો વડે જોઈ અને આંખોના બંને ખૂણામાંથી બબ્બે બુંદ આંસુઓનાં સરી પડ્યાં. ક્ષીણ સ્વરે તે બોલ્યો: "મારું બોલ્યુંચાલ્યું માફ કરજે, ધનિયા! હું તો હવે ચાલ્યો. ગાયની લાલસા મનમાં જ રહી ગઈ. હવે તો અહીંથી પૈસા મળશે તે ક્રિયા કરવામાં જ જશે. રોઈશ નહિ ધનિયા, હવે ક્યાં સુધી જીવાડતી છે? બધું ધૂળધાણી તો થઈ ગયું. હવે તો મરવા દે." અને ફરીથી તેની આંખો મિંચાઈ ગઈ. તે જ વખતે હીરો અને શોભા ડોળી લઈને આવી પહોંચ્યા. હોરીને ઊંચકીને ડોળીમાં સુવાડ્યો અને ગામ તરફ લઈ ચાલ્યા.

ગામમાં આ સમાચાર વાયુવેગે ફેલાઈ ગયા. આખું ગામ એકઠું થઈ ગયું. હોરી ખાટલામાં પડ્યોપડ્યો કદાચ બધું જોઈ શકતો હતો, બધું સમજી શકતો હતો; પરંતુ એની જીભ અટકી

ગઈ હતી. હા, તેની આંખોમાંથી વહેતાં આંસુ એ બતાવતાં હતાં કે મોહનાં બંધન તોડવાં કેટલાં કઠણ હતાં! જે કાંઈ પોતાનાથી ન બની શક્યું, તેના દુઃખનું નામ મોહ છે. બજાવેલી ફરજ અને પૂરાં કરેલાં કામોનો શો મોહ? જેના પ્રત્યે આપણે આપણી ફરજ પૂરતી રીતે અદા ન કરી શક્યા, તેમને છોડી જવામાં મોહ છે, જે મનસૂબા આપણે પૂરા ન કરી શક્યા, તે મૂકી જવામાં મોહ છે.

પરંતુ બધું સમજવા છતાં ધનિયા આશાની ભુઝાતી જતી છાયાને પકડી રહી હતી. આંખોમાંથી આંસુ વહેતાં હતાં; પરંતુ યંત્રની ભાંતિ દોડતી, ક્યારેક કેરી છીણીને પનો પાતી, તો ક્યારેક હોરીના દેહને ઘઉંના ભૂસાથી માલીશ કરતી. શું કરે, પૈસા ન હતા, નહિ તો કોકને મોકલીને ડોકટરને પણ બોલાવે!

હીરાએ રોતાં રોતાં કહ્યું: "ભાભી, હૈયું કઠણ કરો. ગોદાન કરાવી દો, મોટાભાઈ તો ચાલ્યા."

ધનિયાએ તેના પ્રતિ તિરસ્કારભરી આંખોએ જોયું. હવે પોતે આથી વધુ તે હૈયું કેટલું કઠણ કરે? પોતાના પતિ પ્રતિ પોતાનો શું ધર્મ હતો, તે શું એને બતાવવો પડશે? જે જીવનનો સાથી હતો, તેના નામને રોવામાં જ શું પોતાનો ધર્મ સમાઈ જતો હતો!

બીજા પણ કેટલાક લોકો બોલી ઊઠ્યા: "હા, હા, ગોદાન કરાવી દો, અત્યારે જ એનો વખત છે."

ધનિયા યંત્રની ભાંતિ ઊઠી. આજે જે દોરા વેચ્યા હતા, તેના વીસ આના મળ્યા હતા તે લઈ આવી અને પતિના ઠંડા હાથમાં મૂકીને, સામે ઊભી રહી, દાતાદીનને સંબોધીને બોલી: "મહારાજ, ઘરમાં ન તો ગાય છે, ન તો વાછડી છે કે ન તો પૈસા છે. જે છે તે આટલા પૈસા છે, આ જ એમનું ગોદાન છે!"

અને પછાડ ખાઈને એ ધરણી પર ઢળી પડી.

●

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયની ત્રણ ગ્રંથમાળાઓ

## તરુણ ગ્રંથમાલા

ટૂંક સમયમાં જ સૌને પ્રિય થઈ પડેલ એક અજોડ ગ્રંથમાળા : વાર્ષિક લવાજમ : પાકું પૂંઠું : રૂપિયા ત્રણ : આશરે ૬૫૦ પાન : પોસ્ટેજ સાથે. હળવું છતાં સુંદર સાહિત્ય.

## ગૂર્જર બાળ ગ્રંથાવલિ

[ સચિત્ર ]

બાર પુસ્તક : ૬૫૦ પાન : સાથે એક ભેટ પુસ્તક. જ્યારે લવાજમ, ટપાલ ખર્ચ સાથે અગાઉથી રૂપિયા ત્રણ : વાર્તા, કાવ્ય, ઇતિહાસ. પ્રવાસ, વિજ્ઞાન, હુન્નર-ઉદ્યોગ, હાસ્ય, ગણિત, ઉખાણા, સંવાદ, પ્રાણી, ખગોળવિદ્યા વગેરે બાલજીવનને સ્પર્શતા વિષયોની બાળકો સમજી શકે તેવી ભાષામાં, બાળસાહિત્યની દુનિયામાં પ્રસિદ્ધિ મેળવેલા લેખકોના સહકારથી તૈયાર થતી અનુપમ ગ્રંથમાલા: હાલમાં જેનું ત્રીજું વર્ષ ચાલે છે.

## ગૂર્જર ગ્રંથમાલા

હિંદભરના સર્વશ્રેષ્ઠ સાહિત્યકારના સર્વોત્તમ પુસ્તકો આપતી ગ્રંથમાલા : તરુણ ગ્રંથાવલિના ગ્રાહકોને આ ગ્રંથમાળાનાં પુસ્તકો પર પચીસ ટકા કમિશન આપવામાં આવે છે.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

### બાલસાહિત્ય

૧ કિશોરી પહાડ
[રમણલાલ શાહ] ૦–૩–૦
૨ પા પા પગલી,, ૦–૬–૦
૩-૪ દેશદેશની વીરકથાઓ
[સચિત્ર] બીજી વાર
ભાગ ૧–૨ ૧–૧૨–૦
૫–૬ દેશદેશની અદ્દભુત
વાતો [સચિત્ર]
ભાગ ૧–૨ ૦-૧૦-૦
૭–૮ બાળકોનું મહા-
ભારત ભાગ ૧–૨ ૧-૧૨-૦
૯ રોબિન્સન ક્રૂઝો ૧–૪–૦
૧૦ પાંચ લોકકથાઓ
[ગિજુભાઈ] ૦–૪–૦
૧૧ સંવાદ કુસુમ ૦–૮–૦
૧૨ બાઈબલ કથાઓ ૦–૮–૦
૧૩ કાગળ પત્રો
[ત્રીજી આવૃત્તિ] ૦–૩–૦
૧૪ રાષ્ટ્રધ્વજ ૦–૪–૦
૧૫ બહારવટિયો
મીરખાં ૦–૫–૦
૧૬ ખેડૂતનો શિકારી ૦–૩–૦
૧૭ આપણે પાપે ૦–૨–૬
૧૮ ફુવારો ૦–૩–૦
૧૯ સમર્પણની કથાઓ
[ટાગોર] ૦–૬–૦
૨૦ અંગુઠિયાભાઈ
[ભાગ બીજો] ૦–૩–૦

### ગૂર્જર બાલગ્રંથાવલિ

[સં. રમણલાલ ના. શાહ]
[ પહેલું વર્ષ ]

૨૧ કીર્તિકથાઓ
[ત્રીજી આવૃત્તિ] ૦–૨–૬
૨૨ હીરામોતી ,, ૦–૩–૦
૨૩ બુલબુલ ,, ૦–૨–૬
૨૪ ટન્ ટન્ ટન્ ,, ૦–૨–૬
૨૫ ક્યારે સમજીશું ? ,, ૦–૩–૦
૨૬ ટૉલસ્ટૉયની નીતિકથાઓ
[બીજી આવૃત્તિ ] ૦-૩–૦
૨૭ વરતો અને ઉખાણાં ૦–૨–૬
૨૮ વેરાયલાં ફૂલ ,, ૦–૩–૦
૨૯ રજળતો રાજહંસ,, ૦-૩–૦
૩૦ પ્રશ્નપેટી ,, ૦–૩–૦
૩૧ ગણિતગમ્મત ,, ૦–૨–૬
૩૨ હસતું મોં ,, ૦–૩–૦
૩૩ પ્રાણીવર્ણન ,, ૦–૪–૦
૩૪ બાળકોની રમતો,, ૦–૩–૦
૩૫ ધરતીકંપ ,, ૦–૩–૦
૩૬ ચાર સુંદર સંવાદો ૦–૩–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો:

૩૭ જાપાનનો જ્વાળામુખી ,, ૦–૩–૦
૩૮ ચાંદો સૂરજ ,, ૦–૪–૦
૩૯ જંગલમાં રખડતાં,, ૦–૪–૦
૪૦ જ્ઞાનગંગા ,, ૦–૩–૦

**બીજું વર્ષ**

૪૧ અંતરનાં અજવાળાં ૦–૫–૦ [ બીજી વાર ]
૪૨ કૂતરાની કહાણી,, ૦–૮–૦
૪૩ ગરવી ગુજરાત ,, ૦–૭–૦
૪૪ જગતના જંગલમાંથી ,, ૦–૫–૦
૪૫ કીર્તિમંદિર ૦–૬–૦
૪૬ વાઘની બોડમાં ૦–૬–૦
૪૭ વિજ્ઞાનવિનોદ ૦–૫–૦
૪૮ નાનકડી વાતો ૦–૬–૦
૪૯ કથાગીતો ૦–૬–૦
૫૦ વાનર પુરાણ ૦–૬–૦
૫૧ જનપદ [ભેટ] ૦–૧૨–૦

**ત્રીજું વર્ષ**

૫૨ ચાંદની ૦–૪–૦
૫૩ શિકારકથાઓ ૦–૮–૦
૫૪ રમકડાં ૦–૬–૦
૫૫ ભવ્ય જગત ૦–૧૦–૦
[વાર્ષિક લવાજમ રૂ. ૩–૦–૦]

**સામાજિક સાહિત્ય**

૫૬ ધૂમ્રશિખા ૧–૪–૦
૫૭ અંગાર ૧–૪–૦
૫૮ કલંકિત [ અપ્ટન સિંકલેર] ૧–૪–૦
૫૯ તિલોત્તમા ૦–૬–૦
૬૦ વિસર્જન [ટાગોર] ૦–૬–૦
૬૧ પૂજારિણી ,, ૦–૧૨–૦
૬૨ આકાશનાં પુષ્પો [ગગનવિહારી મહેતા ] ૧–૮–૦
૬૩ પરિણીતા (ત્રીજી આવૃત્તિ) [શરદબાબુ] ૦–૮–૦
૬૪ પલ્લીસમાજ ,, ૧–૪–૦
૬૫ છબી (બીજી આવૃત્તિ) ૧–૦–૦
૬૬ ચંદ્રનાથ ,, ૦–૧૪–૦
૬૭ સ્વામી ,, ૧–૪–૦
૬૮ કાશીનાથ ૧–૮–૦
૬૯ શ્રીકાન્ત ભા.૧–૨ ૩–૦–૦
૭૦ વેણીનાં ફૂલ(પાંચમી આવૃત્તિ) [ મેઘાણી ] ૦–૮–૦
૭૧ કિલ્લોલ ,, ૦–૮–૦
૭૨ પ્રગતિશીલ જાપાન ૧–૦–૦
૭૩ નિરંજન[મેઘાણી] ૨–૦–૦
૭૪ સોરઠ, તારાં વહેતાં પાણી ,, ૨–૮–૦
૭૫ કંકાવટી : મંડળ બીજું ,, ૦–૧૪–૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૧૦૪ પંચસુત્તમ્
[વી. એમ. શાહ] ૧-૦-૦
૧૦૫ નિરયાવલિયાઓ; સટીક
[વી. જે. ચોકસી ને ગોપાણી]
પાકું પૂંઠું ૩-૧૨-૦
૧૦૬ પ્રાકૃત માર્ગોપદેશિકા
[પં. બેચરદાસ] ૨-૦-૦
૧૦૭ વિવાગસુયં: સટીક
[એમ. સી. મોદી ને
વી. જે. ચોકસી] ૩-૦-૦
૧૦૮ અનેકાર્થસાહિત્ય-
સંગ્રહ-સં૦ ચતુર-
વિજયજી] ૨-૦-૦
૧૦૯ સોળ સતી
[ધીરજલાલ ધ. શાહ]૧-૪-૦
૧૧૦ સમરાઇચ્ચકહા
ભવ ૬ ઠ્ઠો ૨-૮-૦
૧૧૧ હેમચંદ્રાચાર્ય ૦-૮-૦
૧૧૨ બ્રહ્મદત્તચરિયમ્ ૧-૦-૦
૧૧૩ રાજપ્રશ્નીય સટીક
[દેવનાગરી ટાઇપમાં-
-અનુવાદ સહિત.]
[સં. પં.બેચરદાસ]૫-૪-૦

### સોલ એજન્સીના પુસ્તકો

૧૧૪ દિલારામ [અનુ૦માણેકલાલ
જોશી] ૧-૮-૦
૧૧૫ પ્રેમળ જ્યોતિ ,, ૧-૮-૦
૧૧૬ યામા (સુધારેલી નવી
આવૃત્તિ) ૩-૮-૦
૧૧૭ પ્રલયમૂર્તિ [શ્રી. મોહનલાલ
ધામી]પાકું પૂંઠું ૧-૧૨-૦
૧૧૮ કાળની ચક્કી ,, ૧-૦-૦
૧૧૯ પરિચારિકા ,, ૧-૪-૦
૧૨૦ જીવન સંગીતઃ સચિત્ર
[ડૉ. હરિપ્રસાદ દેસાઈ] ૨-૦-૦
૧૨૧ ખોવાયલા તારા
[અંબાલાલ દેસાઈ]૧-૮-૦
૧૨૨ રજકણ [ધૂમકેતુ] ૧-૪-૦
૧૨૩ ઇતિહાસ દર્શન ,, ૦-૮-૦
૧૨૪ જલબિંદુ ,, ૧-૮-૦
૧૨૫ તણખા : મંડળ
૧-૨-૩-૪ ૬-૮-૦
૧૨૬ જીવનચક્ર ૧-૪-૦
૧૨૭ લખમી અને બીજી
વાતો [ધૂમકેતુ] ૦-૨-૦
૧૨૮ ગોવિંદનું ખેતર
અને બીજી વાતો,, ૦-૨-૦
૧૨૯ તણખામંડળ : ત્રીજું
[નવી આવૃત્તિ] ૧-૮-૦
૧૩૦ નરકેસરીનેપોલિયન૦-૨-૦
૧૩૧ સર્જન ને ચિંતન,,૧-૮-૦
૧૩૨ મલ્લિકા ,,૨-૮-૦
૧૩૩ દેવકથાઓ ૦-૬-૦
૧૩૪ નર્મદનું ગદ્ય મંદિર ૨-૮-૦
૧૩૫ ગૂજરાતનું પાટનગર
[રત્નમણિરાવ ભીમરાવ
૧૦૩ ચિત્રો સહિત]૬-૦-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## અમારાં તથા સોલ એજન્સીનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧૭૬ | પરશુરામ—સચિત્ર [ ધૂમકેતુ ] | ૦-૨-૦ |
| ૧૭૭ | રજપૂતાણી ને બીજી વાતો ,, | ૦-૨-૦ |
| ૧૭૮ | દેવદાસ [ શરદ્‌બાબુ | ૧-૦-૦ |
| ૧૭૯ | ગોદાન [ પ્રેમચંદજી ] | ૨-૮-૦ |
| ૧૮૦ | કંકાવટી મંડળ. ૧ [પાંચમી આવૃત્તિ][ મેઘાણી ] | ૦-૮-૦ |
| ૧૮૧ | શિકાર-સચિત્ર [ શ્રીરામ શર્મા ] | ૧-૮-૦ |
| ૧૮૨ | માનવદેહમંદિર (સો ચિત્રો સહિત) [ દેસાઈભાઈ ] | ૧-૪-૦ |
| ૧૮૩ | સાહિત્યદર્શન [ અંબાલાલ નૃ. શાહ ] | ૦-૧૦-૦ |
| ૧૮૪ | કથાપરી [ કિશોરોપયોગી બાલવાર્તાનો સંગ્રહ ] | ૨-૮-૦ |
| ૧૮૫ | અર્ચન [ કાવ્યનો સંગ્રહ ] | ૨-૦-૦ |
| ૧૮૬ | કાવ્યસંહિતા ,, | ૧-૦-૦ |
| ૧૮૭ | પક્ષીમિત્રો ( સચિત્ર ) | ૦-૫-૦ |
| ૧૮૮ | તુલસીદાસ ,, | ૦-૩-૦ |
| ૧૮૯ | અજિતા [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨-૮-૦ |
| ૧૯૦ | પરાજય [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨-૮-૦ |
| ૧૯૧ | નાની પોથી ધૂમકેતુ | ૦-૧-૦ |
| ૧૯૨ | પહેલી ચોપડી ,, | ૦-૧-૦ |
| ૧૯૩ | બીજી ચોપડી ,, | ૦-૧-૬ |
| ૧૯૪ | સંત ચરિતાવલિ ,, | છપાય છે |
| ૧૯૫ | ચાલો ગામડામાં | છપાય છે |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ